

# ॥श्रीसदुपदेशदिवाकर॥

## तृतीय किरण

અથવા

પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્માનાં જિજ્ઞાસુજનોપરનાં
પત્રોમાંનાં હિતોપદેશક વચનોનો
ત્રીજો ભાગ.

---

પ્રકટકર્તા
માણેકલાલ નાનજી ચંદારાણા.
વરતેજ. કાઠીઆવાડ.

---

દોહરા.

"બ્રહ્મરૂપ જે બ્રહ્મવિત્, તેની વાણી વેદ;
ભાષા અથવા સંસ્કૃત, કરે ભેદભ્રમ-છેદ." ૧
યથા ભાનુ જગ પ્રકટીને, તમનો કરે વિનાશ;
તેમ દિવાકર આ કરે, ઉરમાં જ્ઞાનપ્રકાશ. ૨



આવૃત્તિ ૧ લી.     પ્રતિ ૧૦૦૦.
શાકે ૧૮૩૫.     સંવત્ ૧૯૬૯.
मूल्य रु. ०-१२-०

" श्रद्धाभक्तिध्यानयोगादवैहि ॥ " શ્રુતિ.

શ્રદ્ધા, ભક્તિ ને ધ્યાનયોગથી પરમાત્માને જાણો.

" यस्यानुभवपर्यंता तत्त्वे बुद्धिः प्रवर्तते ।
तद्दृष्टिगोचराः सर्वे मुच्यन्ते सर्वपातकैः ॥ "

જેની બુદ્ધિ બ્રહ્મતત્ત્વમાં અનુભવપર્યંત પ્રવર્તે છે, તેની દૃષ્ટિની મર્યાદામાં આવેલા સર્વે પ્રાણીઓ સર્વ પાતકોથી ન્યૂનાધિક મોકળા થાય છે.

" स्नातं तेन समस्ततीर्थसलिलं सर्वाऽपि दत्तावनि-
र्यज्ञानां च सहस्रमिष्टमखिला देवाश्च संपूजिताः ।
संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योऽप्यसौ,
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥ "

જેનું મન બ્રહ્મવિચારમાં એક ક્ષણ પણ સ્થિરતા પામે છે, તેણે સમગ્રતીર્થના જળમાં સ્નાન કર્યું, સર્વ ભૂમિનું દાન કર્યું, સહસ્ર યજ્ઞો કર્યા, સર્વ દેવોને સારી રીતે પૂજ્યા, અને પોતાના પિતૃઓનો સંસારથી સારી રીતે ઉદ્ધાર કર્યો. વળી આ બ્રહ્મવેત્તા ત્રણ લોકોને પૂજ્ય છે.

---

શ્રીસત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રેમચંદ નહાલચંદ તથા
ડાહ્યાભાઈ શકરાભાઈ ગાંધીએ છાપ્યું.
અમદાવાદ.

# પુસ્તકોનું વિજ્ઞાપન.

શ્રીઉપનિષદો. (ઈશોપનિષદ્‌થી કૈવલ્યોપનિષદ્‌સુધીની બાર ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્‌ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા મૂલ તથા ગુજરાતી ટીકા અને ૧૦૯ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર.) બીજી આવૃત્તિ. રૂ. ૫-૦-૦ વેદાંતદર્શન. પાકા પુંઠાનું રૂ. ૩-૮-૦ વેદાંતદર્શન. કાચા પુંઠાનું. રૂ. ૩-૦-૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, પદચ્છેદ, અન્વય, પદાર્થ ને રહસ્યદીપિકાટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ. ૨-૪-૦ પાતંજલયોગદર્શન, પદબોધિનીનામની સંસ્કૃતભાષાની તથા રહસ્યદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ.૨-૪-૦ સાંખ્યદર્શન. રૂ. ૧-૪-૦.

યોગકૌસ્તુભ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૧-૪-૦ પરમપદબોધિની. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૧૨-૦ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦-૦-૬ નાથસ્વરોદય. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૧-૦

મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦-૪-૦ સ્વાભાવિક ધર્મ. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૬ સુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. ૦-૯-૦ સદુપદેશદિવાકર, પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર, દ્વિતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર, તૃતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦-૪-૦ ઉપદેશ-

ગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬થી ૩૫. રૂ. ૦–૮–૦ અંતર્યામીના આદેશો. સોનેરી નામવાળા કપડાના પુંઠાના. રૂ. ૦–૧૦–૦ અંતર્યામીના આદેશો. રેશમી પુંઠાના. રૂ. ૦–૮–૦ યોગપ્રભાકર. બીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૬ શ્રીમદ્ભગવદ્ગીતા. સરલાટીકાસહિત. બીજી આવૃત્તિ. રૂ. ૦–૭–૬ પ્રશ્નોત્તરરૂપ વિવિધ ઉપદેશ. બીજી આવૃત્તિ. રૂ. ૦–૩–૬ ગીતાદિ પંચરત્ન સટીક, ભિન્ન ભિન્ન જાતનાં પુંઠાંવાળાં, રૂ. ૦–૯–૦, ૦–૭–૦. ૦–૬–૦. રાસપંચાધ્યાયી, ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦–૭–૦ શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો સટીક છપાય છે. પ્રણવપદ્ર. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૦ પ્રણવવિસ્તારપદ્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૦ નાથકાવ્ય. રૂ. ૦–૫–૦ સદુપદેશમાળા, પ્રથમભાગ. ૦–૩–૬.

---

સદુપદેશકપદ્યો. રૂ. ૦—૧—૦ શ્રીનાથકીર્તનાવલિ. રૂ. ૦—૨—૬ કર્તવ્યબોધ. રૂ. ૦—૮—૦ નાથગુરુસ્તવન. રૂ. ૦–૧–૦ વર્ણાશ્રમધર્મ. રૂ. ૧–૪–૦ શિવભજનાવળિ. રૂ. ૦—૧૨—૦.

ઉપર લખેલાં સર્વ પુસ્તકો નીચે લખેલે સ્થળેથી રોકડા દ્રવ્યથી વા વેલ્યુપેએબલ બૂકપાકીટથી મળી શકશે:—

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ.**

**બીલખા.** કાઠિયાવાડ.

---

શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજના નવમા સંમેલનના વૃત્તાંતમાં ઔદીચ્ય બ્રાહ્મણોને તથા અન્ય બ્રાહ્મણોને જાણવા-જેવું ઘણું છે. પડતભાવે તે આપવાના છે. મૂલ્ય ટપાલખર્ચ-સહિત અઢી આના. મૂલ્યાદિ મોકલી ત્રિભુવન વિઠ્ઠલજી દવે. વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા, કાઠિયાવાડ. એ શરનામે લખો. શ્રીમંત ઔદીચ્ય ગૃહસ્થોએ પોતાના ગરીબબંધુઓમાંવહેંચવા તેની વધારે પ્રતો ખરીદવી જોઇએ.

## શ્રીપત્રકલ્પમંજરી.

આ લઘુ પુસ્તકમા સર્વ મનુષ્યોપ્રતિ જીવનમુક્તનું પરમાત્મદેવપ્રતિ પ્રજ્ઞાનું, શિવસ્વરૂપપ્રતિ જીવસ્વરૂપનું, સદ્ગુરુપ્રતિ સુશિષ્યનું, સામાન્ય સાધકપ્રતિ શ્રેષ્ઠ મોક્ષસાધકનું, મોક્ષસાધકપ્રતિ મોક્ષસાધકનું, શિષ્યપ્રતિ શ્રીસદ્ગુરુનું, અને અનન્યભકતપ્રતિ શ્રીઈશ્વરનું એવાં આઠ પત્રો છે. મૂલ્ય ત્રણ આના. પ્રેરણ વ્યય ભિન્ન. સં૦ ૧૯૭૦ ના કાર્તિકસુદિ પૂનમ પછી બહાર પડશે. જેમને જોઇએ તેમણે મૂલ્યાદિ મોકલી ઉપર જણાવેલા શિરોનામપર લખવું.

---



ૐ

# પ્રસ્તાવના.

પૂજ્યચરણ કૃપાસિંધુ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌, એઓશ્રીએ સાધકજનોપર તથા જિજ્ઞાસુજનોપર લખેલાં/લખાવેલાં પત્રોમાંથી જે પત્રો મળી શક્યાં, તેમાંનો જે ભાગ મુમુક્ષુઓને સાક્ષાત વા પરંપરાવડે ઉપયોગી જણાયો, તે ભાગ તેવા જનોના હિતાર્થે શ્રીસદુપદેશદિવાકરના પ્રથમ કિરણરૂપે સં૦ ૧૯૬૦ માં પ્રકટ કરવામાં આવ્યો હતો,* અને ત્યારપછીનાં પત્રોનો ઉપયોગી ભાગ દ્વિતીય કિરણરૂપે સં૦ ૧૯૬૪માં પ્રસિદ્ધ થયેલો છે. હવે ઉક્ત સમયપછી એકઠાં કરેલાં પત્રોનો ઉપદેશાત્મક ભાગ મુમુક્ષુજનોના હિતાર્થે આ ત્રીજા કિરણરૂપે પ્રસિદ્ધ થાય છે.

શુદ્ધ વ્યવહાર, નીતિ, નિષ્કામકર્મ, ભક્તિ, યોગ અને જ્ઞાનસંબંધી અનેક વાતોનો ઉપદેશ, જેમાં અધિકારભેદે અનેક રૂપે મધુર ભાષામાં સમાયેલો છે એવી આ પત્રાવલિ મુમુક્ષુઓને અત્યંત ઉપયોગી થાય, એ સ્વાભાવિક છે. એક અનુભવી વૃદ્ધ સજ્જન આવાં પુસ્તકને "જીવતાં પુસ્તક" કહે છે ! શ્રીસદ્‌ગુરુના મુખારવિંદરૂપ આવાં પુસ્તકો કયા ભિન્ન ભિન્ન હેતુઓથી મુમુક્ષુઓને લાભદાતા છે, તે વિષે પ્રથમ તથા દ્વિતીય કિરણની પ્રસ્તાવનામાં વિસ્તારથી કહેલું હોવાથી અત્ર વિશેષ કથન ન કરતાં તે વિષે એક વ્યક્તિના આંતર ઉદ્‌ગારો લખી, તથા થોડાં અંતિમ વચનો કહી, આ પ્રસ્તાવના સમાપ્ત કરીશ. એ વ્યક્તિ સ્પષ્ટપણે વદે છે કેઃ—

" જ્યારે જ્યારે હું વ્યવહારના કલેશોથી અસ્વસ્થ થઈ જાઉં છું ત્યારે ત્યારે હું શાંતિ મેળવવામાટે અવશ્ય એ પત્રો વાંચું છું; અને એકાદ પત્રનાં સુધાધારાસમાન થોડાં વચનો વાંચતાંજ મારી આશા

---

* સં૦ ૧૯૬૭માં એ પ્રથમ કિરણની દ્વિતીયાવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે.

પૂર્ણ થાય છે. ખરે ! મને શાંતિ થાય છે,–હું બદલાઇ જાઉં છું,–ક્લેશોથી મુક્ત થાઉં છું. વાંચતાં વાંચતાં નિરાધારના આધાર ને દયાના સાગરરૂપ શ્રીઇષ્ટપરમાત્માના મહિમાનું, તથા તેમની દયા અને ઉપકારોનું ભાન થતાં મને રોમાંચ થાય છે, ઘણી વાર નેત્ર પ્રેમાશ્રુપૂર્ણ થાય છે, કવચિત્ આનંદાશ્રુ વહે છે, દૃષ્ટિ સ્થિર થાય છે, અને હૃદય શાંત થઇ પ્રેમરસ પીવા માંડે છે, અનિર્વચનીય આનંદ અનુભવવા લાગે છે. એ વેળાની સુખમય સ્થિતિનું હું શું વર્ણન કરું ? એ પત્રના દર્શનમાત્રથી પણ મને આનંદ થાય છે. ગમે એવા માનસિક વ્યાધિઓથી પીડાયેલો હોઉં તોપણ એ મને શાંતિ આપવાને સમર્થ છે. અનેક વાર વાંચ્યા છતાં પણ જ્યારે હું તે પુનઃ વાંચું છું, ત્યારે મને તેમાં નવીનતાજ ભાસે છે. ખરેખર ! એ મારા દુઃખનું મિષ્ટ ઔષધ છે, સુખ અને જ્ઞાનની મંજૂષા છે, મારું અવર્ણનીય આનંદસ્થાન છે. નિશ્ચય, એ વાંચતાં મને નવું જીવન મળે છે, અને હું યથેચ્છ રીતે તેનો ઉપભોગ કરી સુખી થાઉં છું. ”

સજ્જનો ! તમારે મહાપુરુષનો સત્સંગ કરવો છે ? અનેક શાસ્ત્રોના રહસ્યરૂપ અમૃત પીવું છે ? કલિયુગમાં સત્યયુગનું દર્શન કરવું છે ? હૃદયનો અંધકાર ટાળવો છે ? શાંત અને સુખી થવું છે ? જો તેવી ઇચ્છા હોય તો આ "દિવાકર"ને હૃદયમાં ધારણ કરો.

સદ્‌ભાગી જિજ્ઞાસુ બંધુઓ ! વાંચો, વિચારો, ઉંડા ઊતરો, અને આપણને અત્યંત ઇચ્છિત અમૂલ્ય વસ્તુને–પરમાનંદને–હાથ કરો ! કૃપાના મહાસાગરરૂપ શ્રીઅંતર્યામી પ્રભુની કૃપા આપણો શુદ્ધ ભાવવાળો પ્રયત્ન સફળ કરો ! અસ્તુ. ૐ.

શ્રીકુંતિયાણા.
સં૦ ૧૯૬૯ના ફાગણ સુદિ ૧૫.

શ્રીસદ્‌ગુરુપાદપદ્મરજોંકિત
માણિકચવર્મા.

ॐ

## ॥ मंगलम् ॥

---

स्वेन ज्ञेयमतीन्द्रियं बुधनृणां यद्ब्रह्मतत्त्वं परं,
यं स्वात्मन्यवलोकयन्ति यमिनस्तद्ध्यानवश्यात्मना ।
मायातस्त्ववतीर्य भूसुरकुले श्रीनाथरूपेण तत्,
सद्बोधं तनुते शिवाय जगतां तस्मै परस्मै नमः ॥ १ ॥

**અર્થઃ**—જે પરબ્રહ્મ ઇંદ્રિયાતીત છતાં જ્ઞાનિજનોવડે સ્વસંવેદ્ય છે, અને જે પરબ્રહ્મને યોગીઓ ધ્યાનવડે વશ કરેલા મનથી પોતાના વિશુદ્ધ અંતઃકરણમાં અવલોકે છે, તે પરબ્રહ્મ પોતાની માયાવડે ભૂદેવના ( બ્રાહ્મણના ) પવિત્ર કુળમાં શ્રીમન્નાથ આચાર્યરૂપે અવતરીને જગતના કલ્યાણને અર્થે સદુપદેશને વિસ્તારે છે, તે પરબ્રહ્મ પરમાત્માને સપ્રેમ પુનઃ પુનઃ નમસ્કાર. ૧.

श्रीनाथसद्गुरुसेवक
गि. रजाशंकरशर्मा.





# ॥ श्रीसदुपदेशादिवाकर ॥

## तृतीय किरण ॥

### પત્ર ૧.

* પોતાના હૃદયને જો પરમતત્ત્વભણી શુદ્ધભાવથી વેગવાળું રાખવામાં આવે તો ઇંદ્રિયોદ્વારા પ્રતીત થતા આ વિશ્વમાંથી મોક્ષસાધક ઘણો ઉપયોગી બોધ મેળવી શકે છે. વિવેકી મોક્ષસાધકો ભૂતકાળનો વિચાર કરતા નથી, ને ભાવિનો વિશ્વાસ કરી નિરર્થક કાળ વ્યતીત કરતા નથી, પણ વર્તમાનકાળનો વિવેકપૂર્વક સદુપયોગ કરે છે. તમે પણ પ્રતીત થતા આ વિશ્વમાંથી વિવેકબુદ્ધિવડે સુબોધ ગ્રહણ કરતા હશો, ને વર્તમાનકાળનો સાવધાનતાપૂર્વક સદુપયોગ કરતા હશો.

સંવત્ ૧૯૬૪, કાલયુક્ત સંવત્સર, દક્ષિણાયન, શરદ્‌ઋતુ, આશ્વિનમાસ, શુક્લપક્ષ, ચતુર્થી, મંગળવાર, વિશાખાનક્ષત્ર, વિષ્કંભયોગ, વણિજ્કરણ ને ચંદ્રની તુલારાશિપરથી વિવેકી સાધકોએ નીચે કહ્યા પ્રમાણે સુબોધ ગ્રહણ કરવો જોઇએઃ—

૧૯૬૪ માંના ચોગડાવડે મોક્ષસાધકે જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓનો ત્યાગ કરી તે અવસ્થાઓ હું નથી, વા તે અવસ્થાઓ મારી નથી, ને તેમના ધર્મો તે મારા ધર્મો નથી, એમ વિચારી ચોથી જે તુર્યાવસ્થા તેમાં સ્થિતિ કરવાનો બોધ ગ્રહણ કરવો જોઇએ, વા સ્થૂલાદિ ત્રણ શરીરથી

પર ચોથું જે કૂટસ્થતત્ત્વ છે તેમાં ત્રણ શરીરમાંથી હુંપણાની તથા મારાપણાની બુદ્ધિ મૂકી અભેદભાવે સ્થિતિ કરવાનો બોધ ગ્રહણ કરવો જોઇએ; છગડાવડે સાધકે અન્નમયાદિ પાંચ કોશોમાંથી હુંપણાની તથા મારાપણાની ભ્રાંતિ ત્યજી પાંચે કોશોના દ્રષ્ટારૂપ જે છઠ્ઠા સાક્ષી છે તેમાં અભેદભાવે સ્થિતિ કરવાનો બોધ ગ્રહણ કરવો જોઇએ; નવડાઉપરથી સાધકે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, બુદ્ધિ ને પ્રકૃતિ એ આઠ અપરાપ્રકૃતિરૂપ આવરણનો ભેદ કરીને તેઓમાંથી હુંપણું તથા મારાપણું મૂકી દઇને–તેનું વિસ્મરણ કરીને–નવના અંકજેવા અવિકારી આત્મતત્ત્વમાં અભેદભાવે વિશ્રાંતિ લેવાનો બોધ ગ્રહણ કરવો જોઇએ; અને એકડાવડે મોક્ષાર્થીઓએ સર્વવ્યાપક એકજ અદ્વિતીયતત્ત્વમાં અભેદભાવે સ્થિતિ કરવાથી પુનરાવૃત્તિરહિત મોક્ષનો લાભ મોક્ષસાધકને થાય છે એવી સમજણ ગ્રહણ કરવી જોઇએ.

કાલયુક્તસંવત્સરવડે મોક્ષસાધકે સર્વ જગત્‌ને કાળથી ઘેરાયેલું જાણી સર્વ પ્રાણિપદાર્થમાંથી રાગ ત્યજી પોતાના મનને નિર્મળ કરવાનો ઉપદેશ ગ્રહણ કરવો જોઇએ.

દક્ષિણાયનપરથી જગત્‌માં મનુષ્યોનો મોટો ભાગ સ્વાર્થપરાયણ રહેવાથી વારંવાર દક્ષિણદિશામાં રહેલા યમભણી ગતિ કરે છે, માટે મારે સ્વાર્થબુદ્ધિનો નિઃશેષ ત્યાગ કરી પરમાર્થમાં મારા મનને જોડવું જોઇએ એવો બોધ મુમુક્ષુએ ગ્રહણ કરવો જોઇએ.

શરદ્‌ઋતુપરથી ઉપર આકાશની ને નીચે જળની સ્વચ્છતા જોઇ મુમુક્ષુએ પોતાના અંતઃકરણને તથા ઇંદ્રિયોને નિર્મળ કરવાની સમજણ ગ્રહણ કરવી જાઇએ.

આશ્વિનમાસઉપરથી અશ્વિનીકુમારજેવા સમર્થ દેવવૈદ્યથી પણ જેનું ઔષધ થઇ શકે એમ નથી એવા ભવરોગથી અત્યંત મોકળા

થવામાટે સર્વ સંશયવિપર્યય ત્યજી સ્વકર્તવ્યપરાયણુ થવાનો બોધ જગત્ તથા તેના કારણુનો પરપાર ઇચ્છનારે ગ્રહણુ કરવો જોઇએ.

શુક્લપક્ષપરથી મનોરૂપ ચંદ્રની આંતરદષ્ટિ વધારવાનો ઉપદેશ કૃતાર્થ થવા ઇચ્છનાર મુમુક્ષુએ ગ્રહણુ કરવાનો છે.

ચતુર્થીઉપરથી પૂર્વાદિ ચારે દિશાઓ ને ચારે દિશાઓમાં સ્થિત પ્રાણિપદાર્થો બ્રહ્મજ છે એવો બોધ જિજ્ઞાસુએ ગ્રહણુ કરવો જોઇએ.

મંગળવારપરથી મંગળરૂપ બ્રહ્મને જાણુવામાટે શ્રદ્ધા, ઉત્સાહ ને સદાગ્રહથી નિરંતર પ્રયત્ન કર્તવ્ય છે એવો ઉપદેશ તત્ત્વબુભુત્સુએ પોતાના હૃદયમાં ધારણુ કરવો જોઇએ.

વિશાખાનક્ષત્રપરથી પ્રમાણુ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા ને સ્મૃતિ એ પાંચ વૃત્તિઓરૂપ શાખાવાળી બુદ્ધિનો પરમાત્મામાં બાધ કરવાનો અસાધારણુ પ્રયત્ન કરવાનો ઉપદેશ મોક્ષાભિલાષીએ ગ્રહણુ કરવો જોઇએ.

વિષ્કંભના પ્રતિબંધક, સ્તંભ ને વૃક્ષ આદિ અર્થો થાય છે. વિષ્કંભયોગપરથી સદ્યોમુક્તિને ઇચ્છનારે જ્ઞાનપ્રાપ્તિના ભૂત, વર્તમાન ને ભાવિ પ્રતિબંધકને દૂર કરવાનો, વિશ્વના સ્તંભ–આધાર–રૂપ બ્રહ્મતત્ત્વને ઓળખવાનો, ને વૃક્ષના જેવા દૃષ્ટનષ્ટસ્વભાવવાળા સંસારને વિસ્મરણુ કરવાનો પ્રયત્ન સ્વાંતમાં ખેદ પામ્યા વિના કરવાનો ઉપદેશ ગ્રહણુ કરવો ઉચિત છે.

વણિજકરણુપરથી જેમ વ્યાપારી લાભવાળો વ્યાપાર કરવા પ્રયત્ન કરે છે, પણુ હાનિ થાય એવો વ્યાપાર કરવા પ્રવૃત્ત થતો નથી, તેમ મારે પણુ મારી પ્રત્યેક પ્રવૃત્તિ મારા જીવાત્માને ઉપકાર થાય એવી રાખવી, પણુ અપકાર થાય તેવી ન રાખવી, આવો ઉપદેશ પરમપદને પામવાની ઇચ્છા રાખનારે પોતાના હૃદયમાં ધારવો ઉચિત છે.

ચંદ્રની તુલારાશિપરથી પોતાના મનને સર્વદા રાગદ્વેષરહિત સમભાવવાળું રાખવાનો પ્રયત્ન કરવાનો ઉપદેશ જ્ઞાનેચ્છુએ ગ્રહણ કરવો યોગ્ય છે.

લયવિક્ષેપની પેઠે રાગદ્વેષના પ્રબળ સંસ્કારરૂપ કષાયદોષ પણ સમાધિમાં વિઘ્ન કરે છે એ તમને જ્ઞાતજ છે. પોતાના મનને સમાધિની સ્થિતિએ પહોંચાડવું હોય તો સાધકે સંસારના વિષયોમાં ઉદાસીનતા રાખી તે કષાયદોષને દૂર કરવો જોઇએ. **શ્રીસ્વાત્મારામ** યોગીંદ્ર પણ ઉદાસીનતાવડે મનનો અમનોભાવ થવાનું નીચેના શ્લોકવડે કહે છે:—

**" सत्त्वं बीजं हठः क्षेत्रमौदासीन्यं जलं त्रिभिः ।**
**उन्मनी कल्पलतिका सद्य एव प्रवर्तते ॥ "[1]**

શ્રીસદ્‌ગુરુની કૃપાવિના વિષયત્યાગ, તત્ત્વદર્શન ને ઉન્મનીરૂપ સહજાવસ્થાની પ્રાપ્તિ મનુષ્યને દુર્લભ છે:—

**" दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनं ।**
**दुर्लभा सहजावस्था सद्गुरोः करुणां विना ॥ "[2]**

શ્રીસદ્‌ગુરુની કૃપાવિના જેમ બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી, તેમ મન અને પ્રાણના જયવિના પણ બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી:—

---

૧ ઉન્મની અવસ્થારૂપ કલ્પલતાનું અંતઃકરણ બીજ છે, પ્રાણાપાનનો જય એ ક્ષેત્ર છે, અને સાંસારિક વિષયોમાં ઔદાસીન્ય એ જળ છે. એ ત્રણવડે ઉન્મની અવસ્થારૂપ કલ્પલતા શીઘ્રજ વૃદ્ધિ પામે છે.

૨ શ્રીસદ્‌ગુરુની કૃપાવિના શબ્દાદિ વિષયોમાં રહેલા રાગનો ત્યાગ દુર્લભ છે, પરમતત્ત્વનો સાક્ષાત્કાર પણ દુર્લભ છે, અને પોતાના આત્મસ્વરૂપમાં સ્થિતિરૂપ સહજાવસ્થા પણ દુર્લભ છે.

" ज्ञानं कुतो मनसि संभवतीह तावत्,
प्राणोऽपि जीवति मनो म्रियते न यावत् ।
प्राणो मनो द्वयमिदं विलयं नयेद् यो,
मोक्षं स गच्छति नरो न कथंचिदन्यः ॥"[१]

તત્ત્વજ્ઞાન થવાથી તે જ્ઞાની અંતઃકરણની અંતર ને બહાર શૂન્યરૂપ તથા પૂર્ણરૂપ થાય છેઃ—

" अंतः शून्यो बहिः शून्यः शून्यः कुंभ इवांबरे ।
अंतः पूर्णो बहिः पूर्णः पूर्णः कुंभ इवार्णवे ॥"[२]

---

૧ જ્યાંસુધી પ્રાણ જીવે છે,–ઇડાપિંગળામાં વહન કરવાનું ત્યજી તે સુષુમ્ણામાં વહન કરતો નથી, અને મન પણ મૃત્યુ પામ્યું નથી,—રાગદ્વેષપૂર્વક કલ્પિત પદાર્થોને આકારે થવાનો સ્વભાવ ત્યજી આત્મસ્વરૂપમાં વિરામ પામ્યું નથી, ત્યાંસુધી આ મનમાં પ્રત્યગભિન્ન બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન ક્યાંથી સંભવી શકે ? નજ સંભવી શકે. જે સાધકવર પ્રાણ અને મન આ બંનેને આત્મસ્વરૂપમાં સ્થિર કરે છે તે સાધકવરજ વિદેહકૈવલ્યને પ્રાપ્ત થાય છે, અન્ય પુરૂષ કોઇ પણ ઉપાયથી વિદેહકૈવલ્યને પ્રાપ્ત થતો નથી.

૨ અવકાશમાં રહેલો ઘડો જેમ અંતર અને બહારથી શૂન્ય એટલે ખાલી છે, તેમ જ્ઞાની પણ મનોરાજ્યરૂપ દ્વૈતથી રહિત હોવાથી અંતઃકરણમાં શૂન્ય એટલે દ્વૈતભાવથી રહિત છે, ને બાહ્યપ્રપંચને મિથ્યા જોવાથી બહારથી શૂન્ય એટલે દ્વૈતથી રહિત છે; અને સમુદ્રમાં રહેલો ઘડો જેમ અંતર અને બહારથી જળવડે પૂર્ણ છે, તેમ જ્ઞાની અંતઃકરણમાં ને તેથી બહાર બ્રહ્મવડે પૂર્ણ છે.

એ તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિમાં વિષયાનુરાગ પ્રતિબંધક છે, માટે તે પ્રતિબંધકને દૂર કરવા શાસ્ત્ર તથા આચાર્યના ઉપદેશજન્ય સંસ્કારવાળી બુદ્ધિએ મનને વારંવાર આ પ્રમાણે સમજાવ્યા કરવું જોઇએઃ—

દોહરા.

પામી મનુષ્યજન્મને, સેવ ન વિષય અસાર;
કાચમૂલ્યથી વેચ માં, ચિંતામણિ ગમાર ! ૧
દુર્ગંધમય અપવિત્ર તનુ, તેમાં પ્રીતિ ન રાખ;
સુગંધમય શુચિ બ્રહ્મમાં, કરી સ્થિતિ સુખ ચાખ. ૨
બ્રહ્મસુખ અન્ય સુખમાં, ભેદ ભૂમિ આકાશ;
ક્યાં ચિંતામણિ કાચ ક્યાં ? ક્યાં અમૃત ક્યાં છાશ ? ૩
નંદનવનમાં વિચર મન, નવ વૈતરણી કુબ;
નંદનવનમાં સુખ બહુ, વૈતરણી દુઃખ ખૂબ. ૪

મોક્ષપ્રાપ્તિમાટે જેમ મનને વિષયોથી વિમુખ કરવું અગત્યનું છે, તેમ તેને શ્રીસદ્દ્ગુરુના ધ્યાનમાં જોડવું પણ અગત્યનું છે, કેમકે શિષ્યને મોક્ષનો લાભ તેઓશ્રીની કૃપાવડે થાય છેઃ—

દોહરા.

સદ્દ્ગુરુની કરુણાવડે, નિશ્ચય મોક્ષ પમાય;
સદ્દ્ગુરુની કરુણાવિના, નિશ્ચય મુક્ત થવાય.[1] ૧
અન્ય દેવ કૃપા કરે, આપે સ્વર્ગ–નિવાસ;
સદ્દ્ગુરુ–કૃપાકટાક્ષથી, છુટે સર્વ નિવાસ.[2] ૨

---

૧ મોક્ષથી મોકળા થવાય—મોક્ષલાભ નજ થાય.

૨ સર્વ નિવાસસ્થાન દૂર થાય. કોઇ લોકમાં નિવાસ ન મળે, અર્થાત્ નિરાલંબ જે બ્રહ્મ તે રૂપે સ્થિતિ થાય.

અન્ય તીર્થની સેવથી, દિવ્ય દેહની આશ;
સદ્‌ગુરુની સેવાથકી, ત્રણ દેહનો નાશ.[1] ૩

હું અવિકારી, અક્રિય, અસંગ, પરમાનંદરૂપ, પરમશાંત, પરમતૃપ્ત, અત્યંત નિર્ભય, ને સર્વાધિષ્ઠાન છું, એમ પોતાના શુદ્ધસ્વરૂપનું ને જગતના બ્રહ્મસ્વરૂપનું વારંવાર અનુસંધાન કરી પોતાના કલ્પિત ભોક્તાભાવનું ને જગતના કલ્પિત ભોગ્યભાવનું વિસ્મરણ કર્યાં કરવું. * *

* આજે વ્યવહારપક્ષે સંવત્ ૧૯૬૫ નું વર્ષ આરંભાયું.

હે સારગ્રાહિન્ ! ૧૯૬૫ આ સંખ્યામાંથી પાંચડાવડે અન્નમયાદિ પાંચ કોશોથી પર, છગડાવડે હર્ષશોકાદિ ૭ ઊર્મિઓથી રહિત, નવડાવડે આઠ અપરા ને જીવનામની નવમી પરા એ નવ પ્રકૃતિથી શ્રેષ્ઠ, ને એકડાવડે એકજ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણવાથી જીવ કૃતાર્થ થાય છે, એવો બોધ તમારે સંશયવિપર્યયરહિત મનવડે ગ્રહણ કરવાનો છે. જો એવી રીતનો બોધ તમે ગ્રહણ કરી શકો તો આજ પ્રારંભ થતા સિદ્ધાર્થીનામના સંવત્સરના નામને સાર્થક કરનારા એટલે સિદ્ધાર્થી ( જેણે પરમતત્ત્વના વિજ્ઞાનવડે ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિ જીવતાંજ કરી છે એવા અર્થાત્ જીવન્મુક્ત ) થઇ શકો એમાં સંશય નથી.

હે વિવેકિન્ ! આ નવા વર્ષમાં શ્રદ્ધા, આદર ને સદાગ્રહની તમારા ચિત્તમાં વૃદ્ધિ કરી પારમાર્થિક કર્તવ્યનું અનુષ્ઠાન કરતા રહેશો, ને તેના શુભ ફળને અનુભવવા ભાગ્યશાળી થશો. *

## પત્ર ૨—૩.

* તમારા અનન્યભકતને શોભા આપે એવા ઉદ્‌ગારોથી ભરેલા ત્રણ કાગળો પહોંચ્યા છે. છેલ્લા પત્રમાંની ત્રણ કવિતાઓ પણ ભકિતરસથી ભરેલી છે.

---

૧ સ્થૂળ, સૂક્ષ્મ ને કારણ આ ત્રણે શરીરનો બાધ થવારૂપ નિવૃત્તિ થાય—પુનર્જન્મરહિત બ્રહ્મરૂપે સ્થિતિ થાય.

* તમને તમારી ભૂલો સમજાતી જાય છે, ને ભવિષ્યમાં સારી રીતે વર્તવાના નિશ્ચયપર આવતા જાઓ છો તે દર્શાવી આપે છે કે તમે તમારી ભક્તિનિષ્ઠામાં વધારો કરતા જાઓ છો. તમારી સરલતા ને ભક્તિ જાણી મન પ્રસન્નતાનો અનુભવ કરે એ સ્વાભાવિકજ છે.

પરમાત્મા શરણાગત અનન્યભક્તને કલ્પવૃક્ષથી પણ વિશેષ સુખદાતા છે, કેમકે કલ્પવૃક્ષ તો પોતાને આશરે રહેનાર હિતકર કે અહિતકર જે માગે તે આપે છે, પણ પરમાત્મા તો પોતાને આશરે રહેનાર જે માગે તેમાંથી જે તેના હિતનું હોય છે તેજ આપે છે, પરંતુ અહિતનું હોય તે આપતા નથી. વળી કલ્પવૃક્ષ મનુષ્યને આ લોક પરલોકનું અલ્પ સુખ આપે છે. અલ્પ સુખ અધિકરૂપ તૃષ્ણાનું કારણ છે, ને તૃષ્ણા દુઃખના બીજરૂપ છે, તેથી તેને આશરે રહેનાર પરમ સુખી થતો નથી, અને પરમાત્મા તો પોતાના જનને નિરતિશય સુખ આપે છે, તેથી તેની સર્વ તૃષ્ણાઓનો ઉચ્છેદ થઇ તે પરમ સુખીઓ થઇ જાય છે.

પરમાત્મા છળકપટથી રહિત, નિઃસ્વાર્થી ને વિશુદ્ધ પ્રેમભક્તિથી જેવા પ્રસન્ન થાય છે, તેવા અન્ય કોઇ પણ ઉપાયથી પ્રસન્ન થતા નથી, માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરમાત્માના ચરણારવિંદને સંબંધ કરનારો વિશુદ્ધભાવવાળો, એકાંતિક, આત્યંતિક ને અવિચ્છિન્ન પ્રેમપ્રવાહ તે પ્રેમભક્તિ કહેવાય છે. આ સર્વ અનન્યભક્તિમાં પોતાના મનને જોડનારા તમને અજ્ઞાત નથી.

પ્રભુમાં કોઇ પણ મનુષ્યની પ્રીતિ છે કે નહિ તે તે મનુષ્ય પ્રભુની આજ્ઞા ઉત્સાહપૂર્વક પાળે છે કે નહિ તે ઉપરથી જણાઇ આવે છે, અર્થાત્ જે મનુષ્ય પ્રભુની આજ્ઞા તુરત, ઉત્સાહથી, સાધનતાપૂર્વક ને નિષ્કપટભાવથી પાળે છે, તે મનુષ્ય પ્રભુમાં પ્રીતિ રાખે છે, ને જે મનુષ્ય તેમ વર્તતો નથી, તે પ્રભુમાં પ્રીતિ રાખતો નથી એમ વિદ્વાનો કહે છે. *

નીચેના ત્રણ દોહરા મોઢે કરી લેવાનું તથા આચરણમાં મૂકવાનું અધિકારી જનોને સૂચવશોઃ—

### દોહરા.

શિષ્ય થવું સદ્‌ગુરુતણા, કુસ્વભાવના ન લેશ;
કુસ્વભાવના શિષ્ય જે, તે દુઃખી રહે હમેશ. ૧
ગુરુની આજ્ઞા માનવી, દુર્મતિની ન લગાર;
મનને નિત્યે શોધવું, તેથી સુખ અપાર. ૨
જપ તપ વાચન સે'લ છે, સે'લ વાત–વિસ્તાર;
મન શોધવું કઠણ છે, તેથી ભવનો પાર. ૩

૩. * પારસ્કરગૃહ્યસૂત્રના પરિશિષ્ટમાં કહેલું પૃષ્ટોદિવિવિધાન, ચાર ભાષ્યવાળું પારસ્કરગૃહ્યસૂત્ર જે શ્રીમાન્ હથુઆના મહારાજાતરફથી કાશીપુરીમાં છપાયેલું છે તેના પૃ૦ ૫૪૬ મે છે, તેમાં વૃથાપાકવાળા ન થવામાટે જે કહ્યું છે તેનો સાર આ પ્રમાણે છેઃ–અનગ્નિક આદિ લૌકિક અગ્નિ લાવી તેને વિધિવત્ પ્રજ્વલિત કરી તે અગ્નિમાં સાયંપ્રાતર્હોમ તથા પંચમહાયજ્ઞાદિ કરે. મણિકાવધાનાદિ સર્વ આવસથ્યાધાનાદિની પેઠે કરે. ઇત્યાદિ. વિશેષ વર્ણન ઉપર કહેલે સ્થળે જોવાથી જણાશે. આ નિર્ણય શુક્લયજુર્વેદવાળામાટે થયો. તેનું અન્યત્ર ખંડન જોવામાં ન આવવાથી તેનો અતિદેશ અન્ય ત્રણ વેદવાળામાટે આહ્નિક પ્રકાશમાં કર્યો છે.

વર્તમાનકાળમાં દ્વિજોનો મોટો ભાગ સાગ્નિક થઈ શકે એમ નથી, તેથી જેમને શ્રદ્ધા હોય, ને શ્રૌતસ્માર્ત અગ્નિમાં સાયંપ્રાતર્હોમ ન કરી શકે એમ હોય, તેમને માટે શ્રીપારસ્કરમુનિના વચનને અવલંબીને લૌકિક અગ્નિમાં સાયંપ્રાતર્હોમનો વિષય આહ્નિકપ્રકાશોમાં મૂકેલો

છે. આ સાયંપ્રાતર્હોમ સ્માર્ત સાયંપ્રાતર્હોમની વિકૃતિરૂપ છે. નિરગ્નિકનો લૌકિક અગ્નિપર આ હોમ છે, સ્માર્ત અગ્નિપર આ હોમ નથી.

**न शूद्राय मतिं दद्यान्नोच्छिष्टं न हविष्कृतं ।**
**न चास्योपदिशेद्धर्मं न चास्य व्रतमादिशेत् ॥**

એ માનવધર્મશાસ્ત્રના ચોથા અધ્યાયનો ૮૦ મો શ્લોક પ્રમાણ છે. તે શ્લોકનો ભાવાર્થ તે શ્લોકપરના શ્રીમેધાતિથિના ભાષ્યાનુસાર આવો થાય છેઃ—

શૂદ્રને આજીવિકામાટે દૃષ્ટ અને અદૃષ્ટ વિષયમાં હિતાહિતનો ઉપદેશ બ્રાહ્મણે ન કરવો, અર્થાત્ બ્રાહ્મણે શૂદ્રનું મંત્રીપણું આજીવિકામાટે ન કરવું. સુહૃદ્ભાવથી તેને હિતાહિતનો ઉપદેશ કરવામાં વિરોધ નથી, કેમકે **मैत्रो ब्राह्मण उच्यते ॥** એ વચનાનુસાર બ્રાહ્મણ સર્વના મિત્ર હોવાથી પરોપકારબુદ્ધિથી સર્વને તેમનું કર્તવ્ય સમજાવે એ યોગ્યજ છે. આશ્રિતથી ભિન્ન શૂદ્રને પોતાના પાત્રમાં જમતાં શેષ રહેલું અન્ન બ્રાહ્મણ ન આપે; વા અતિથિના પાત્રમાંથી વધેલું એઠું અન્ન શૂદ્રને ન આપે. હવિષ્ને માટે સંકલ્પ કરેલું વા હોમ કરતાં શેષ રહેલું હવિષ્ શૂદ્રને ન આપે. શરણાગતથી ભિન્ન શૂદ્રને ધર્મનો ઉપદેશ ન કરે, અને તેવા શૂદ્રને પ્રાયશ્ચિત્તનો વા કૃચ્છ્રાદિ વ્રતનો ઉપદેશ પણ ન કરે. *

બ્રાહ્મણથી શૂદ્રાદિપર્યંત સર્વને દુઃખનિવૃત્તિની ને સુખપ્રાપ્તિની ઇચ્છા હોવાથી તેમનામાં પોતાનું આત્મસ્વરૂપ જે દુઃખરહિત ને પરમાનંદરૂપ છે તેને જાણવાની ન્યૂનાધિક અંશે ઇચ્છા હોવી સંભવે છે. તે આત્મસ્વરૂપનો અનુભવ અંતઃકરણની શુદ્ધિ ને એકાગ્રતાવિના થતો નથી. અંતઃકરણની શુદ્ધિ કર્તાપણાનું અભિમાન તથા ફળની ઇચ્છા ત્યજીને શ્રદ્ધા તથા પ્રીતિથી શાસ્ત્રોક્ત કર્મ કરવાથી થાય છે, તેથી સ્ત્રી-

શૂદ્રને પણ તેમને ઉચિત એવાં શાસ્ત્રોક્ત કર્મ કરવાની આવશ્યકતા છે. તેમને માટે કોઇ યોગ્ય ગ્રંથો હોય તો તેઓ પોતાનું કામ સુલભતાથી કરી શકે, તેથી સ્ત્રીશૂદ્રોને માટે કર્મોના ગ્રંથો લખાયા છે. પ્રકૃતિની પેઠે વિકૃતિ કરવી એવો પૂર્વમીમાંસાનો અભિપ્રાય હોવાથી દ્વિજોનાં શાસ્ત્રીય કર્મો પ્રકૃતિરૂપ છે, ને સ્ત્રીશૂદ્રોનાં શાસ્ત્રીય કર્મો વિકૃતિરૂપ છે એમ જાણવું.

સર્વ શાસ્ત્રો સાક્ષાત્ વા પરંપરાવડે બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવામાં ઉપયોગી છે. કર્મકાંડનું નિરૂપણ કરનારાં શાસ્ત્રો નિષ્કામકર્મદ્વારા અધિકારી મનુષ્યને પોતાના ચિત્તની શુદ્ધિ કરવામાં પ્રવૃત્ત કરે છે, તેથી તે શાસ્ત્રો મનુષ્યના ચિત્તને શુદ્ધ કરનારાં સાધનોનો ઉપદેશ કરનારાં ગણાય છે. દ્વિજોને જેમ પોતાનું નિત્ય કર્મ કર્તવ્ય છે, તેમ સ્ત્રીશૂદ્રોને પણ પોતાના ચિત્તની શુદ્ધિમાટે નિત્ય કર્મ કર્તવ્ય છે, એમ શાસ્ત્રોના આશયપરથી જણાય છે. પૂર્વજન્મોના વિચાર ને કર્મના વૈચિત્ર્યથી મનુષ્યના ચિત્તમાં રહેલા સંસ્કારોનું પણ વચિત્ર્ય હોય છે, સંસ્કારોના વૈચિત્ર્યથી મનુષ્યોની રુચિમાં વૈચિત્ર્ય હોય છે, ને રુચિનું વૈચિત્ર્ય પ્રવૃત્તિમાં વૈચિત્ર્ય ઉત્પન્ન કરે છે, તેથી સર્વ મનુષ્યની રુચિ ને પ્રવૃત્તિ સમાન હોવાં સંભવતાં નથી, એમ સમજનારા સારગ્રાહી બુદ્ધિવાળા મનુષ્યો અન્ય મનુષ્યના વિચાર તથા પ્રવૃત્તિને સારગ્રાહી બુદ્ધિથી વિલોકી પોતાના ચિત્તને કલુષિત થવા દેતા નથી, જે વાત આપને અજ્ઞાત હોવા સંભવ નથી.

## પત્ર ૪—૭.

* દેહાદિ દૃશ્ય પ્રપંચનું મિથ્યાપણું શ્રુતિયુક્તિથી નિરંતર દૃઢ કરતા રહેતા હશો, અને તેના અધિષ્ઠાનભૂત ચિદાકાશનું સત્યપણું પણ તેવીજ રીતે દૃઢ કરતા રહેતા હશો. પ્રતીત થતો પ્રપંચ મિથ્યા છે, અને માયા તથા માયાનાં કાર્યોના સ્પર્શથી રહિત નિર્વિશેષચિન્માત્રજ સર્વત્ર છે,

એવી ભાવના આદરપૂર્વક કર્યા કરવાથીજ તે ભાવનાના પરિપાકે મોક્ષ-સાધકને બ્રહ્માનુભવ થવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થાય છે, તેથી વિવેકી સાધકો નિરંતર પોતાના મનને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યા કરે છેઃ-

**મલાર.**

પીઆરે મનવા ! ચિદાકાશકો દેખ. ટેક.
રૂપ રંગ ઔ આકાર ભૂલ સબ,
ભૂલ ભોગ્યકી રેખ.[1] ચિદા૦ ૧
અસ્તિ ભાતિ પ્રિય હૈ સબ સ્થાને,
વામેં મીન ન મેખ.[2] ચિદા૦ ૨
પ્રિય અપ્રિય ઇહાં કછુ નાંહીં,
એક પરાનંદ પેખ. ચિદા૦ ૩
ભોક્તા ભોગ્ય ભોગ સબ ત્યજકે
ત્રિપુટી-પ્રકાશક લેખ.[3] ચિદા૦ ૪

એવી રીતના બ્રહ્મગાનવડે સ્વપરનું સહજસ્વરૂપ જે બ્રહ્મ તેનું આદરપૂર્વક અનુસંધાન કરતા રહી સહજસમાધિમાં રહેવા નિઃશ્રેયસેચ્છુએ સતત પ્રયત્ન કરવાનો છે, જે વાત તમને અજ્ઞાત નથી.

શરીર, ઈંદ્રિયો ને અંતઃકરણની અનુકૂળ સ્થિતિમાટે આસન, પ્રાણાયામ ને નિત્યકર્મ નિત્ય નિયમપૂર્વક થતાં હશે. *

૫. * પરમાત્માની અનન્યભક્તિ એજ પરમપુરુષાર્થનું સાધન છે એમ સમજી સંશયવિપર્યયનો ત્યાગ કરી તથા પ્રતિકૂળતાઓની પરવા નહિ રાખી નિરંતર આદરપૂર્વક પરમાત્માની અનન્યભક્તિ કર્યા કરતા હશો. શ્રદ્ધા ને ઉત્સાહથી માહાત્મ્યજ્ઞાનપૂર્વક નિરંતર પરમાત્માની

૧ ભ્રાંતિથી થયેલો નિશ્ચય. ૨ લેશ પણ સંશય નથી. ૩ જાણ.

ભક્તિ એટલે સ્મરણધ્યાન કરવામાં આવે તો તેની ભક્તના મનઉપ ને શરીરઉપર બહુ સારી અસર થાય છે તે તમારા જાણવાબહા નહિજ હોય.

સ્થૂળશરીર ને તેના સંબંધવાળા પ્રાણિપદાર્થોમાં રહેલી મમતા તથા સ્થૂળશરીરાદિમાં રહેલી અહંતાને–હુંપણાને–વિવેકવૈરાગ્યવડે શિથિ કરવા નિત્ય પ્રયત્ન સેવતા હશો. દેહાદિથી આત્માને જુદો જાણી તથ અન્ય પ્રાણિપદાર્થોમાંથી મમતા મૂકી પરમાત્માનેજ સર્વોત્તમ મા તેમાં પરમપ્રીતિ રાખવાથી જીવ સર્વ દુઃખોથી મોકળો થઇ પર સુખીઓ થાય છે, માટે તમે પણ નિરંતર આદરપૂર્વક એવીજ રી વર્તતા રહેશો.

મનમાં શાંતિનો વધારો કરી તેને તપવા નહિ દેતા હો, તથ સહનશીળતાવડે પ્રતિકૂળ પ્રસંગોમાં તેને મુંઝાવા પણ નહિ દેતા હો.

૬. * * * અન્યજનોના સ્વભાવ જોઇ, પડેલા સ્વભાવનો જ કરવો એ સામાન્ય મનુષ્યોને માટે ઘણું કઠિન કામ છે એમ સમજ મનને ક્લેશયુક્ત ન થવા દેવું, ને પોતાના સ્વભાવમાં સુધારો કરવા વધ રે પ્રયત્નશીળ રહેવું. વિવેક ને સહનશીળતામાં હજી પણ વધારો ક શો તો ચિત્ત વધારે સ્વસ્થપણું અનુભવશે.

**દોહરા.**

સત્ય વિચનયુત બોલજો, નવ જોજો પરદોષ;
સ્વદોષ સર્વે ત્યાગજો, તેથી થશે સંતોષ.
જ્ઞાનવિરાગ વધારજો, ભજજો જગદાધાર;
મન ઇંદ્રિય વશ રાખજો, ત્યજજો સ્થૂળ વિચાર.

ભક્તિ પરમાત્માને દેખાડવાની છે, જગતને દેખાડવાની નથ તે તમારા જાણવાબહાર નહિજ હોય.

પરમાત્માની અકળ કળા, અપાર સામર્થ્ય, ને તેઓશ્રીમાં અડગ વિશ્વાસ રાખવાથી થતા લાભને તમારું અંતઃકરણ જાણવા લાગ્યું છે, તથા પ્રેરણાને ગ્રહણ કરવાની યોગ્યતાવાળું થયું છે, એ જાણી ચિત્તવૃત્તિ સંતોષ પામે છે, હજી પણ તેવી વધારે યોગ્યતા પ્રદર્શિત કરી ચિન્તવૃત્તિને વિશેષ સંતોષ આપો એમ ચિન્ત ઇચ્છે છે.

૭. * અસાર આ સંસારમાં, સુખ માને જન ભ્રાંત;
જેમ અંગૂઠો ચુસીને, થાય બાળ મન શાંત. ૧
રંગ લગાડી ભક્તિનો, કરજો મન ઉન્મન્ત;
ભૂલી આ સંસારને, રંજો પ્રભુમાં મસ્ત. ૨
અંતરબાહર દેખજો, પ્રભુનું સૂક્ષ્મ સ્વરૂપ;
દીનભાવ ને પ્રીતિથી, રીઝવજો જગભૂપ. ૩

* * હવે માયાવાદી—સંસારની સત્યતા માનનાર—મનના છળબળ ઓળખી, તે વિશ્વાસઘાતીને વશ નહિ વર્તી, પરમાર્થવાદી—ઇશ્વરવાદી—થઇ સુખી થશો.

## પત્ર ૮—૧૦.

* તમારું અંતઃકરણ જેમ જેમ પરમાત્મસ્વરૂપની સમીપ જતું જાય છે તેમ તેમ તમને તેમની અમોઘ કૃપાનો તથા તેના શ્રેષ્ઠતમ ફળનો અનુભવ થતો જાય છે, હજી પણ વિધિવત્ પ્રયત્નથી તમારું અંતઃકરણ જેમ જેમ તેઓશ્રીની વધારે સમીપ જતું જશે તેમ તેમ તમને તેમની અમોઘ કૃપાનો તથા તેના શ્રેષ્ઠતમ ફળનો વધારે વધારે સ્પષ્ટ અનુભવ થતો જશે. આવા પ્રયત્નથી તમને પરમાત્માની ઐકાંતિકભક્તિનું રહસ્ય પણ સ્પષ્ટ પ્રતીત થવા લાગશે.

બોલવામાં ને વિચારવામાં વિવેકબળનો વધારો કરતા રહો છો તેમ તેમાં દૃઢતા ને સાવધાનતાથી ઉત્તરોત્તર વધારો કરતા રહેશો.

મન ને વાણી ધૂર્તશિરોમણિ છે, માટે ભૂલથી પણ તેમનો વિશ્વાસ ન કરજો.

મનના વિકારોને ઓળખી તેમને વૈરાગ્યવડે દૂર કરવા સર્વદા પ્રયત્નવાન્ રહી મનને નિર્મળ કરતા રહેશો. પરમાત્માના અખંડ સ્મરણ-ધ્યાનવડે મનને પરમાત્મમય કરવાથી જીવ પરમાત્મસ્વરૂપથી અભેદભાવ પામી કૃતાર્થ થાય છે, માટે તમે પણ સર્વદા તેવો પ્રયત્ન કરો છો તેમ કરતા રહેશો. *

૯. * તમારી શુભ ભાવના, સરલતા ને ભક્તિ જોઇ ચિત્તવૃત્તિ સંતોષ અનુભવે છે. *

+ વાણીવડે પ્રભુનું સ્મરણ ને નેત્ર તથા મનવડે પ્રભુનું ધ્યાન કરતા છતા પ્રસન્ન રહેતા હશો.

## દોહરા.

જે વાણી પ્રભુને જપે, તે ન રટે અન્ય નામ;
કોણ પામી ચિંતામણિ, ગણે કાચ અભિરામ.[1] ૧
જે આંખોમાં પ્રભુ વસે, તેમાં અન્ય ન માય;
પાંથગૃહે[2] નૃપ જોઇને, અન્ય પથિક[3] દૂર થાય. ૨
જે મનમાં શ્રીપ્રભુ વસે, ત્યાં ન વિષયનો વાસ;
મૃગાદિ તે વનને ત્યજે, જે વન સિંહનિવાસ. ૩

૧૦. * તમારી શ્રદ્ધા, વિનય ને ભકિતથી ભરેલી પત્રિકા ગઇ કાલે પ્રાપ્ત થઈ છે. તે પત્રિકા તમારા હૃદયના બાહ્યચિત્રરૂપ પ્રતીત થાય છે.

* આજે સિદ્ધાર્થીનામનો સંવત્સર બેઠો. આ નવા વર્ષમાં તમે

---

૧ સુંદર. ૨ ધર્મશાળામાં. ૩ પ્રવાસી.

પણ સિદ્ધાર્થી ( જેનો પ્રભુની અનન્યભકિતની પ્રાપ્તિરૂપ અર્થ–મનોરથ- સિદ્ધ થયો છે એવા ) થશો.

* તમે પૂર્વજન્મના શુભ કર્મના વિપાકવડે પરમાત્માની અનન્ય- ભકિતનું સ્વરૂપ જાણો છો તોપણ તમારા હૃદયના રંજનાર્થે તે સંબંધી થોડી પંકિતઓ લખવાની વૃત્તિ તમારા ભકિતભાવવડે સ્ફુરતાં તે નીચે લખાય છે:—

પૂર્વના અનેક જન્મોમાં કરેલાં પુણ્ય કર્મોનો પરિપાક થવાથી તે ભાગ્યવાન્ મનુષ્યને આ દૃશ્ય જગત્માં કાંઇ સાર જણાતો નથી, તેથી તે શ્રીપરમાત્માની સ્મરણાદિ નવ પ્રકારની ભક્તિમાંની કોઇ એક પ્રકારની ભક્તિમાં ભાવપૂર્વક પ્રવૃત્ત થાય છે. તે ભકિતનો પરિપાક થવાથી તે મનુષ્ય આ જગત્માં પોતાનું દુઃખથી રક્ષણ કરનાર કોઇ પણ સત્ય શરણ નહિ જોઇને વિશુદ્ધભાવથી ભકતવત્સલ ને અશરણશરણ પરમા- ત્માને શરણે જવાનો વિચાર કરી જગત્માં પોતાના મનાતા સર્વ પ્રાણિ- પદાર્થમાંથી મમતા ત્યજી અત્યંત દીનતાપૂર્વક અનન્યભાવવડે પ્રણત- પાળ પરમાત્માને શરણે જાય છે. પવિત્રતાને પરમપ્રીતિ એ પરમા- ત્માની પ્રાપ્તિ કરાવનારી તથા તેઓશ્રીની અમોઘ કૃપા મેળવી આપનારી શ્રેષ્ઠ ને પવિત્ર દૂતીઓ છે એમ જાણી તે પોતાનું નિવાસસ્થાન, વસ્ત્રો, શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને પવિત્ર રાખવા બહુ સાવધાનતા સેવે છે, ને જગત્માંના પ્રાણિપદાર્થમાં રહેલી પ્રીતિને ક્રમાત્ પરમા- ત્મામાં એકત્ર કરે છે. તે કાંઇ પણ સારું ઓઢવાપહેરવાનું, કાંઇ પણ સારું ખવાપીવાનું, કે કાંઇ પણ અન્ય સારો પદાર્થ જુએ કે તુરત તેને પોતાના પ્રિયતમ પરમાત્માનું સ્મરણ થાય છે. વળી હું મારા પ્રિયતમ પ્રભુને કયા ઉપાયથી મારા ઉપર અત્યંત પ્રસન્ન કરું ? એવો વિચાર વારંવાર તેના મનમાં આવ્યા કરે છે, તેઓશ્રીની પ્રસન્નતા સંપાદન કરી-

વા તે નિત્ય નવા નવા ઉપાયો સાવધાનતાને પ્રીતિપૂર્વક બાહ્યસામગ્રી, શરીર, ઇંદ્રિયો ને મનવડે કર્યા કરે છે. અખિલેશ્વર પરમાત્માનો શીઘ્ર સાક્ષાત્કાર કરવા તેના મનની વૃત્તિ " ચટકી દર્શનકી લગી મનમેં, પ્રભુકો દેખોંગી કબ મેં " આવી રીતે તલસ્યા કરે છે. તેની વાણી નિરંતર પ્રભુના નામનું સ્મરણ કર્યા કરે છે, તથા તેની આંખો ને મન ભાવપૂર્વક પ્રભુનું ધ્યાન કર્યા કરે છે, ને અત્યંત પ્રીતિપૂર્વક વારંવાર પોતાના અંતઃકરણને તથા ઇંદ્રિયોને પરમાત્મસ્વરૂપભણી વેગવાળાં રહેવા સૂચવ્યા કરે છે, ને કોઇ પણ દોષ ન કરવા કહ્યા કરે છે. તે ઉત્તરોત્તર પરમાત્માની અધિક કૃપા મેળવવા પ્રયત્નવાન્ રહે છે, પણ તેમની લેશ પણ અવકૃપા થાય તેવું વર્તન તે ભૂલથી પણ કરતો નથી. આમ આદરપૂર્વક નિરંતર પરમાત્માનું સ્મરણધ્યાન કરવાથી તેના મનની પવિત્રતા, સૂક્ષ્મતા ને એકાગ્રતાનો ઉત્તરોત્તર વધારો થાય છે. પછી તેને સ્વપ્નમાં, અર્ધજાગ્રતમાં ને છેવટે જાગ્રતમાં ભવભ્રમણનિવારક પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, ને એમ થવાથી તે કૃતાર્થ થાય છે.

+ આજે સંવત્ ૧૯૬૫ નું નવું વર્ષ બેઠું તે ઉપરથી અન્નમયાદિ પાંચ કોશોથી પર, હર્ષશોકાદિ ૭ ઊર્મિઓથી રહિત, પૃથ્વી આદિ આઠ અપરા ને જીવરૂપ નવમી પરા પ્રકૃતિના આધારરૂપ, ને એકજ અદ્વિતીય પરમાત્માને પરમપ્રીતિપૂર્વક ભજવાનો સદુપદેશ તમારે ગ્રહણ કરવાનો છે, એમ કહેવાની વિશેષ અગત્ય નથી.

પરમાત્માના અનન્યભક્તે પૂર્વે જે ચાતુર્ય, કળા, વિદ્યા ને ગુણો સંપાદન કર્યા હોય છે તેમનો શુભ ઉપયોગ કરી તે ચાતુર્યાદિને સફળ કરવાનો સમય કરુણાનિધિ પરમાત્મા આપે છે એટલુંજ નહિ, પણ તેના મનની પ્રકટ અપ્રકટ સર્વ શુભ ભાવનાઓને તેઓશ્રી સફળ કરે છે, કોઇ શુભભાવના કદાચ તે ભક્તને અજ્ઞાતજેવી હોય તે શુભભાવના

પણ સર્વના અંતઃકરણમાં રહેલી ભાવનાઓ જાણનારા તેઓશ્રી સફળ કરે છે એ પ્રભુની અનપાયિનીભકિતપરાયણ થયેલા મનુષ્યને અવિદિત નથી.

તમારા હૃદયમાંથી હવે વિશ્વાસનું બળ ઘટતું જાય છે, કે ઉત્તરોત્તર તે અત્યંત વૃદ્ધિ પામતું જાય છે, ને તમે હવે પરમાત્માથી વધારે દૂર થતા જાઓ છો, કે ઉત્તરોત્તર તમે તેઓશ્રીની બહુ સમીપ જતા જાઓ છો, તે તમારું હૃદય તમને સ્પષ્ટ જણાવતું હશે એટલે અન્યતું ધારવું યોગ્ય છે કે અયોગ્ય છે તે તમને અનાયાસે સ્પષ્ટ જણાઇ આવશે.

અન્ન એટલે સર્વ દૃશ્ય તેને કૂટ એટલે મિથ્યા જાણવું તે અન્નકૂટનાં વાસ્તવિક દર્શન છે.

### દોહરો.

પ્રીતિ ત્યજજો વિશ્વની, ભજજો વિશ્વાધાર;
પરમધામમાં પહોંચવા, કરજો યત્ન અપાર. ૧

તમારા શુદ્ધહૃદયની અનન્યભક્તિથી પ્રેરણા પામેલાં ચિત્ત, હાથ ને લેખિની હવે વર્તમાનકાળમાં કાંઇ વિશેષ લખવાજેવું પ્રતીત ન થવાથી તે સર્વ પોતપોતાના પ્રસ્તુત કાર્યથી ઉપરામ થાય છે. ઇતિ શિવમ્

## પત્ર ૧૧—૧૬.

× પરમાત્માના નિરુપાધિક ચૈતન્યસ્વરૂપનું શ્રદ્ધાભકિતપૂર્વક નિત્ય નિરંતર ધ્યાન કરતા રહેશો તો મનની સર્વ વિકળતા દૂર થઇ તે શાંતિનો અનુભવ કરવા લાગશે.

ઘણાજ શુદ્ધભાવથી પ્રભુનું સ્મરણધ્યાન અખંડપણે કરતા રહેશો તો ભાવને વશ વર્તનારા પ્રભુ શીઘ્ર પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવવા કૃપા કરશે.

વિરહાગ્નિ ભક્તના હૃદયમાંના પાપસંસ્કારોનો દાહ કરે છે, ને નેત્રમાંથી પડતાં વિશુદ્ધ પ્રેમાશ્રુ હૃદયમાં ઊગેલા અનન્યભક્તિરૂપ વૃક્ષનું પોષણ કરે છે, ને પરિણામે તે વૃક્ષને પરમાત્માના સાક્ષાત્કારરૂપ ફળ આવે છે.

*તમારા ભક્તિભાવવાળા તથા ઉન્નમનિષ્ઠાવાળા વિચાર જાણ્યા.

જીવને જેમ જેમ પરમકારુણિક પ્રભુનું માહાત્મ્ય વધારે વધારે સમજાતું જાય છે, તથા તે સુભાગ્યવશાત્ જેમ જેમ વિશુદ્ધભાવથી પરમોદાર પરમાત્માની વધારે વધારે સમીપ જતો જાય છે, તેમ તેમ ભક્તિભાવની વૃદ્ધિવડે તેનો જીવભાવ દબાતો જાય છે, ને ઈશભાવ વૃદ્ધિ પામતો જાય છે, આવો અનન્યભક્ત જ્યાંસુધી પૂર્ણ ઈશભાવને પામે નહિ ત્યાંસુધી તેનું મન વિયોગકાળે બહુજ તપે એ સ્વાભાવિક છે. તેણે વિયોગકાળે પ્રભુના પરમશાંત તેજોમય સ્વરૂપનું ધ્યાન કર્યા કરવું કે જેથી તેનું મન વિયોગજન્ય પરિતાપનો અનુભવ ન કરે ને શાંત રહે. * *

૧૨. *પ્રભુનું અપાર માહાત્મ્ય સમજી અડગ શ્રદ્ધા, અપૂર્વ ઉત્સાહ, ને પરમ પ્રીતિથી તેમની અવિચળ અનન્યભક્તિ કરવામાં આવે તો તે ભક્તના ખ્યાલમાં પણ નહિ આવેલાં ઉત્તમોત્તમ સુખો ભોગવવાને તે ભાગ્યશાળી થાય છે તે તમને અનુભવે સમજાશે. *

૧૩. * તમે સમજ્યા વિના મનઃકલ્પિત અભેદદૃષ્ટિના વેગમાં તણાયા, તથા ઉપદેશનું રહસ્ય સમજ્યા વિના ને યોગ્યતા મેળવ્યા વિના વિનાવિચારે પ્રવૃત્તિ કરી તેનું આ ઉપહાસ કરાવનારું દુઃખદ પરિણામ છે. જેમ સિંહસર્પાદિમાં ને તત્ત્વવેત્તાઓમાં બ્રહ્મ સમાન છતાં પણ સિંહસર્પાદિથી જિજ્ઞાસુએ દૂર રહેવાનું છે, ને તત્ત્વવેત્તાઓની સમીપમાં રહેવાનું છે, તેમ દાંભિક દુર્જનોમાં ને સજ્જનોમાં બ્રહ્મ સમાન છતાં પણ જિજ્ઞાસુએ દાંભિક દુર્જનોથી દૂર રહેવાનું છે, ને સજ્જનોની સમીપ રહેવાનું છે.

× શુભ વિચાર ને શુભ કર્મ કરવાં એ યોગ્ય છે, પણ નિરર્થક મોટાં મોટાં નામ ધારણ કરવાં તે યોગ્ય નથી. ×

અંધ શ્રદ્ધા, ઉતાવળીઆપણું, દીર્ઘદૃષ્ટિનો અભાવ, મનુષ્યની પરીક્ષા કરવાનું અસામર્થ્ય, ને મોટાઇની તૃષ્ણા એ દોષો પણ નિઃશેષ ત્યજી દેવાની આવશ્યકતા છે. * * *

૧૪. * વિશુદ્ધ અનન્યભક્તિવડે અંતઃકરણને પરમાત્મમય કર્યા કરવું, વ્યવહારને સ્વપ્નતુલ્ય મિથ્યા જાણવાનો સ્વભાવ પાડવો, ને મનને સર્વદા પરમાનંદમાં નિમગ્ન રાખવું.

### શાર્દૂલવિક્રીડિત.

સૂક્ષ્મ સ્થળ તથા અજ્ઞાનતણી દુર્વૃત્તિ કરીને પરી,
જાગ્રતસ્વપ્નસુષુપ્તિતણી અહંતાને ન માની ખરી:
જ્ઞાનાસિ લઈ હાથમાં તુરત તે ભ્રાંતિ વિદારી કરી,
પામી પાર ભવાબ્ધિનો સહજમાં રે'જો સ્વરૂપે ઠરી.

× મનને બહુજ અનન્યભક્તિવાળું તથા પ્રસન્ન રાખશો. સંસારમાંથી શનૈઃ શનૈઃ મનને પાછું હઠાવી પરમાત્મામાં સાવધાનતાપૂર્વક જોડતા રહેશો. શુદ્ધભાવથી જેમ જેમ પરમાત્માનું સામીપ્ય સેવતા જશો તેમ તેમ તમારો જીવભાવ શમી તમારા વાસ્તવિક પરમાનંદસ્વભાવનો ઉદય થતો જશે.

૧૫. × હ્રદયમાં શ્રદ્ધા, ભક્તિ ને વિવેકનો વધારો કરતા રહેશો. વ્યવહારના જે જે પદાર્થમાં પ્રીતિ રહેતી હોય તે સર્વ પ્રીતિનો પરમાત્મામાં ઉપસંહાર કરતા રહેશો. પરમાત્માનેજ પોતાનું સર્વસ્વ માની જે શુદ્ધભાવથી પરમાત્મપરાયણ થાય છે તેજ ભવસાગર શીઘ્ર તરી જાય છે એમ નિશ્ચય કરી તદનુસાર વર્તવા સર્વદા પ્રયત્નશીળ રહેશો.

* * * દોહરા.

સ્મરણ કરજો પ્રભુતણું, ધરજો પ્રીતે ધ્યાન;
દોષો સર્વે ત્યાગજો, મૂકી દેહ—અભિમાન. ૧
પરમ પ્રીતિ પ્રભુમાં કરી, ભજજો રાખી ટેક;
બીજું સર્વે ભૂલજો, મનમાં રાખી એક. ૨

* * *

દોહરા.

આંતર રિપુઓ મારીને, કરજો મનને શાંત;
નિત્ય પ્રભુને સ્મરજો, રાખી મનમાં ખાંત. ૧
ઇક્ષુરસ[1] નિર્મળ મધુર, તેનું કરવું પાન;
કુચા એઠા અસાર જે, તેનું તજવું ધ્યાન. ૨
ગંગાજળ નિર્મળ સદા, તેમાં કરવું સ્નાન;
ગટર જળને અડવું નહિ, ભૂલીને કદી ભાન. ૩
ભૂલવાનું સૌ ભૂલજો, રાખી ઉર વિરાગ;
સ્મરવાનું સંભારજો, રાખી ઉર અનુરાગ. ૪

૧૬. × અનુસ્મૃતિના એકત્રીશમા[2] તથા બત્રીશમા[3] શ્લોકના અર્થ નીચે પ્રમાણે છે:—

જે યજ્ઞરૂપ વિષ્ણુને પાંચ આંગળાથી **भूः स्वाहा** ઇત્યાદિ ચાર મંત્રોવડે, **देवकृतस्य** ઇત્યાદિ ચાર મંત્રોવડે, **एनसः** ઇત્યાદિ બે મંત્રો-

૧ શેરડીનો રસ.

૨ " **चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पञ्चभिरेव च ।**
**हुयते च पुनर्द्वाभ्यां स मे विष्णुः प्रसीदतु ॥ ३१ ॥** "

૩ " **शमीगर्भस्य यो गर्भस्तस्य गर्भस्य यो रिपुः ।**
**रिपुगर्भस्य यो गर्भः स मे विष्णुः प्रसीदतु ॥ ३२ ॥** "

વડે, અને પુનઃ **प्रजापतये** ઇત્યાદિ બે મંત્રોવડે હવિષ્ હોમવામાં આવે છે તે યજ્ઞરૂપ વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. [આનો અન્ય અર્થ પણ થાય છે.] ૩૧.

ખીજડીના ગર્ભરૂપ પીપળાનો ગર્ભ તે અગ્નિ, તે અગ્નિના ગર્ભરૂપ જળના રિપુ તે અગસ્ત્ય, તે અગસ્ત્યાદિ બ્રાહ્મણના ગર્ભરૂપ તેમનું હૃદય, ને તે હૃદયના ગર્ભરૂપ જે વિષ્ણુ–પરમાત્મા–તે વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. [ આ શ્લોકનો અન્ય અર્થ પણ થાય છે. ] ૩૨.

## પત્ર ૧૭–૨૦.

* માર્ગમાં શ્વેતપક્ષીઓ સમુદ્રપર ઊડતાં તથા સમુદ્રના જળપર બેસી ગતિ કરતાં જોવામાં આવતાં હતાં. જેમ બ્રહ્મવિદો સંસારમાં ડુબતા નથી તેમ એ પક્ષીઓ સાગરમાં ડુબતાં નહોતાં. શ્રીસદ્ગુરુની પારમેશ્વરીશક્તિના પાતથી જેમ સાધકનું હૃદય પ્રકાશમય અને આહ્લાદક પ્રતીત થાય તેમ પૂનમની ચાંદનીના પ્રકાશથી સમુદ્ર પ્રકાશમય ને આહ્લાદક પ્રતીત થતો હતો.

× જેમ ચતુર્થભૂમિકાને પામેલા જ્ઞાનીને બ્રહ્માકારવૃત્તિમાં બ્રહ્મની ને વ્યુત્થાનકાળે જગતની પ્રતીતિ થાય તેમ તુતકપર સ્થિતિ હોય ત્યારે ઉપર આકાશની ને નીચે સમુદ્રની પ્રતીતિ થતી હતી. અનન્યભક્તના હૃદયમાં જેમ પરમાત્મા તથા અનેક શુભગુણો સ્થિતિ કરીને રહેલા વિવેકીને પ્રતીત થાય છે તેમ પૂનમની રાત્રે આકાશમાં પ્રકાશી રહેલો ચંદ્ર ને તારા પ્રતીત થતા હતા. ×

૧૮. * સદાગ્રહપૂર્વક વિધિયુક્ત પ્રયત્ન કરવાથી કાર્યસિદ્ધિ થાય છે, ચિત્તમાં ઉત્સાહ હોય તો સદાગ્રહપૂર્વક વિધિયુક્ત પ્રયત્ન થઇ શકે છે; અંતઃકરણમાં પ્રામાણિકપણાના દૃઢ નિશ્ચયરૂપ શ્રદ્ધા હોય તો

ઉત્સાહ ઉત્પન્ન થાય છે, કર્તવ્યના અનુષ્ઠાનથી પ્રાપ્ત થવાયોગ્ય વસ્તુનું માહાત્મ્ય જાણ્યું હોય તો તે વસ્તુમાં શ્રદ્ધા પ્રકટે છે, વસ્તુના માહાત્મ્યનું જ્ઞાન યોગ્ય પુરુષનો અનુકૂળબુદ્ધિપૂર્વક સમાગમ કરવાથી થાય છે, અંતઃકરણમાં પાપના સંસ્કાર ન્યૂન ને પુણ્યના સંસ્કાર વધારે હોય તો યોગ્ય પુરુષનો અનુકૂળબુદ્ધિપૂર્વક સમાગમ થઇ શકે છે, અને પાપકર્મ ત્યજવાથી તથા પુણ્યકર્મ આદરપૂર્વક કર્યા કરવાથી પાપના સંસ્કાર ન્યૂન થઇ જાય છે, ને પુણ્યના સંસ્કારો વૃદ્ધિ પામે છે. પરમાર્થના સાધનમાં આગળ વધવામાટે ઉપર કહેલા કાર્યકારણભાવને સ્મરણમાં રાખી યથાયોગ્ય વર્તતા રહેશો.

જપના સમયમાં બની શકે તેટલો વધારો કરશો. વૈરાગ્ય, શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી જપ કરશો તો મનની ચંચળતા ઉત્તરોત્તર ઘટવા લાગશે.

મનોવૃત્તિનો વેગ પરમાત્માભણી રાખો છો તેમ રાખતા રહેશો.

૧૯. * સારા સાધકો પ્રત્યેક સ્થિતિમાં પોતાના ચિત્તનો સમભાવ જાળવવા પ્રયત્નશીળ રહે છે, ને જે બને તે કોઇ પણ રીતે મારી ઉન્નતિના સાધનરૂપ છે એમ સમજી મનમાં પ્રસન્ન રહે છે.

ચિત્તમાં શ્રદ્ધા, સ્થિરતા ને ભક્તિનો વધારો થતો જશે તેમ તેમ પ્રકાશની પ્રતીતિની વૃદ્ધિ થતી જશે.

આલસ્ય, પ્રમાદ ને ચાંચલ્યને ક્રમથી દૂર કરી ઉદ્યોગ, સાવધાનતા ને સ્થિરતાનો વધારો કરતા હશો. * * *

૨૦. * * મનને અત્યંત નિર્ભય તથા સર્વ શંકાઓથી રહિત રાખી પરમાત્માનું અગાધ અને અલૌકિક માહાત્મ્ય પરમશ્રદ્ધાપૂર્વક વિચારી પરમાત્માનું સ્મરણધ્યાન કરતા રહેશો.

ઉત્તમસાધકો પરમાત્માની અગાધ ને અમોઘ કૃપા મેળવવા બાહ્ય-

સામગ્રીવડે, શરીરવડે, ઇંદ્રિયોવડે ને અંતઃકરણવડે પરમાત્માની, સદ્ગુરુની ને તત્ત્વવેત્તાઓની ઘણામાં ઘણા શુદ્ધ ને વિવેકયુક્ત ભાવથી નિરંતર સેવા કરવામાં પ્રયત્નશીળ રહે છે.

### પત્ર ૨૧-૨૩.

× શરીરાદિની અશક્તિને લીધે તે વડે સિદ્ધ થનારાં કોઇ કર્મ નહિ કરી શકનાર પણ પરમાત્માજ મારું વાસ્તવિક શરણ છે એવો અચળ વિશ્વાસ પરમાત્મામાં રાખનાર મનુષ્ય પરમાત્માનું શુદ્ધભાવથી સ્મરણધ્યાન કર્યા વિના રહે નહિ, ને એમ કરવાથી તેને જ્ઞાનની સામગ્રી પ્રાપ્ત થાય, અને તેથી તેનું કલ્યાણ થાય. માત્ર મોઢેથીજ મને પરમાત્મામાં અચળ વિશ્વાસ છે એમ કહેનાર ને સ્મરણાદિ નહિ કરનારનો વિશ્વાસ મુએલો છે, ને તેને તે બહુ ઉપકાર કરનાર ન થાય.

અચળ શ્રદ્ધા મનુષ્યમાં ઉત્સાહ ઉપજાવ્યા વિના રહેતી નથી, ને સદાગ્રહવાળો પ્રયત્ન કરવામાં આવે તો મનુષ્યને ઇચ્છિતની પ્રાપ્તિ થયા વિના રહેતી નથી.

૨૨. * સમુદ્ર સત્પુરુષના હૃદયજેવો બહુ શાંત પ્રતીત થતો હતો. માર્ગમાં અજ્ઞાનના જેવી દુઃખદ ટાઢની પ્રતીતિ થઇ નહોતી. ×

પૂનમની રાત્રિ હોવાથી આકાશનો, તારામંડળનો, ચંદ્રનો ને સમુદ્રનો દેખાવ બહુ રમ્ય પ્રતીત થતો હતો. ઉપર જ્ઞાનીના હૃદયજેવા ગંભીર આકાશની શોભા, અનન્યભક્તોના હૃદયમાં પ્રકાશતા શુભગુણો જેવા આકાશમાં પ્રતીત થનારા તારાઓની શોભા, અનન્યભક્તજનના હૃદયમંદિરમાં સર્વદા પ્રતીત થનારા પ્રભુના જેવી આકાશમંડળમાં પ્રકાશી રહેલા પૂર્ણચંદ્રની શોભા, ને વિરુદ્ધ ધર્મવાળા અનેક પદાર્થોને પોતના ઉદરમાં અવકાશ આપી પરમશાંત રહેલા સમુદ્રની વિવેકી પુરુષના વિશાળ હૃદયના જેવી શોભા ખરેખર સહૃદય મનુષ્યના મનને રંજન કરનારી જણાતી હતી.

પરમાત્માના વાસ્તવિક અનન્યભકતોનું હૃદય જેમ માયાનું ભેદન કરી પરમાત્માભણી ચાલ્યા કરે છે, તેમ બાષ્પજલયાન (સ્ટીમર) સમુદ્રના જળના વિભાગ કરી સુખપૂર્વક આગળ ચાલ્યા કરતું હતું.

અનન્યભકતો સંસારમાં રહ્યા છતાં જેમ તેમાં ડુબતા નથી, તેમ સમુદ્રનાં શ્વેતપક્ષીઓ સમુદ્રપર રહ્યા છતાં જળમાં ડુબતાં નહોતાં, જેમ બ્રહ્મમાં આદિઅંતમાં જગત્ નથી. પણ મધ્યમાં માત્ર ભ્રાંતિથી જગત્ની પ્રતીતિ થાય છે, તેમ બપોરપછીના સમયમાં ઓરડીની પશ્ચિમભણીની બારીમાંથી જોતાં બારીની આગળ પડતા સમુદ્રના જળમાં સૂર્યના પ્રતિબિંબવડે ચળકાટમય પુષ્પો હોય એવી પ્રતીતિ થતી હતી, ને તેની આગળપાછળ માત્ર સમુદ્રના જળની પ્રતીતિ થતી હતી.

સૂર્યના પ્રકાશથી સમુદ્રના જળમાં પ્રતીત થતા તે આકારો દિવ્યપુષ્પોજેવા પ્રતીત થતા હોવાથી જાણે નાગાંગનાઓ પાતાળમાંથી દિવ્ય પુષ્પો સમુદ્રજલપર લાવી શ્રીસૂર્યને અર્પણ કરતી હોય એમ ભાવિકજનોને પ્રતીતિ થાય એમાં આશ્ચર્ય નથી.

૨૩. × તમારો શુદ્ધભક્તિભાવ ક્રમથી તમારા સર્વ પ્રતિબંધકોને દૂર કરશે, ને સમય આવે તમને સર્વ પ્રકારની અનુકૂળતા રચી આપશે. માટે નિશ્ચિંત રહી પ્રભુનું સ્મરણધ્યાન કરતા રહો.

મનને શોકયુક્ત ન રાખતાં ઘણામાં ઘણા વિવેકથી તેને શાંત રાખવા પ્રયત્ન કરતા રહો. તમારું સ્વરૂપ સ્થૂલશરીર નથી, પણ ત્રણ શરીરથી પર સચ્ચિદાનંદ આત્મા તમારું સ્વરૂપ છે, તેનું વારંવાર સ્મરણ રાખશો, અને સદ્‌ગુરુનું સ્વરૂપ પણ સ્થૂલશરીર નથી, કિંતુ સચ્ચિદાનંદ બ્રહ્મ તેઓશ્રીનું સ્વરૂપ છે, તેનું પણ પુનઃ પુનઃ સ્મરણ રાખશો. આત્મા અને બ્રહ્મનું સ્વરૂપ એકજ હોવાથી તેમનો કદીપણ વિયોગ થવો સંભવતો નથી, માત્ર કલ્પિત શરીરનો વિયોગ પ્રયોજનવશાત્ થાય તો તેવા વિયોગથી વિવેકી સાધકે અધૈર્યને વશ થઇ મનને પરિતાપ-

મુક્ત કરવું ઉચિત નથી. હૃદયની યોગ્યતા વધવાથી પરમાત્મા નિરંતર સમીપમાં રહ્યા છતાં દેખાતા નથી તે દેખાવા લાગશે.

### રાગ ધન્યાશ્રી.

સર્વત્ર પ્રભુનો વાસ, પ્રિયજન! સર્વત્ર પ્રભુનો વાસ. ટેક.
બંને સ્થળો તેમાં કલ્પિત, બંનેમાં તેમનો ભાસ. પ્રિ૦ ૧
જ્ઞાનનેત્ર ઊઘાડી જુઓ, જ્યાં ત્યાં ઈશ–વિલાસ. પ્રિ૦ ૨
વ્યાપકનો વિયોગ ઘટે નહિ, તેથી તજો ચિંતા ને ત્રાસ. પ્રિ૦ ૩
સ્થૂલશરીરના વિયોગદુઃખથી, ન કરો મનને ઉદાસ. પ્રિ૦ ૪
નિજ નામનો અર્થ વિચારી, મનમાં રાખો ઉલ્લાસ. પ્રિ૦ ૫

### દોહરા.

પ્રભુ નિજ પણ સંભારીને, દુઃખને કરશે દૂર;
સમય થયે રેલાવશે, પવિત્ર સુખનું પૂર. ૧
વિવેકની વૃદ્ધિ કરી, મનને રાખો શાંત;
શાંતિથી દુઃખ દૂર થઇ, મનને થશે નિરાંત. ૨

તમે તમારું કર્તવ્ય સર્વ પ્રકારે સમજો છો એટલે વિશેષ શું લખવું? મનને સાવધાનતાપૂર્વક કર્તવ્યપરાયણ રાખી પરમાનન્દનિમગ્ન રહેવું એટલુંજ સૂચવવું પ્રાપ્ત છે.

### પત્ર ૨૪—૨૭.

* અનન્યભક્તિ અંતઃકરણમાંજ પરિપક્વ કરવાની છે, જેની તેની આગળ પ્રકટ કરવાની નથી, એ તમને વિદિતજ છે. ભક્તે જગતની આગળ દીન શામાટે થવું જોઇએ?

૨૫. * ઉત્તરોત્તર જ્ઞાનદૃષ્ટિને વિશેષ પરિપક્વ કરી મનમાં ઉત્પન્ન થતા વિષાદનું શમન કરતા રહેશો. વિષાદને મનમાં લેશ પણ ન ટકવા ન દેશો.

વ્યવહારપરમાર્થના કામનો સમય નિર્માણ કરી તદનુસાર વર્તવા પ્રયત્ન સેવાતો હશે.

ભક્તજગતના વિચાર બહુધા ભિન્ન ભિન્ન હોય છે, એમ ભક્ત જાણે છે, તેથી લોકોની સ્તુતિનિંદાને સમ ગણી તે પ્રસન્નમનથી પોતાનું કર્તવ્ય કર્યા કરે છે. ભક્તના હૃદયમાં ભય તથા અનાત્મ પદાર્થમાં દીનતા હોવી સંભવતી નથી.

૨૬. * * સાધકના મનમાં લેશ પણ ભેદબુદ્ધિ હોય તો તે ભેદબુદ્ધિ પણ તેને ભય ઉત્પન્ન કરે છે, માટે વિવેકી સાધકો ને સાધિકાઓ પોતાના મનમાં પ્રકટ વા ગુપ્તરૂપે રહેલી તે ભેદબુદ્ધિને વિવેક, સાવધાનતા ને દૃઢતાવડે નિઃશેષ દૂર કરે છે.

જે સાધક વા સાધિકાને પ્રસંગોપાત્ત પરિણામ વિચાર્યા વિના વા દેશકાળાદિનો પૂરો વિચાર કર્યા વિના બોલવાનો સ્વભાવ પડી ગયો હોય તે સાધક વા સાધિકાએ સ્વભાવનો ત્યાગ કરવો બહુ કઠિન છે એમ સમજી પ્રત્યેક પ્રસંગમાં બહુજ સાવધાનતા રાખી પૂર્ણ વિચાર કરી બોલવાનો સ્વભાવ સંપાદન કરવો જોઇએ.

અનન્યભક્તિના વિરોધી મનોદોષોને તથા ઇંદ્રિયોની પ્રવૃત્તિને ત્યજી પ્રસન્ન રહેતા હશે.

## દોહરા.

મહાપુરુષનું માહાત્મ્ય અતિ, દૂરથી અલ્પ જણાય;
જેમ સૂર્યાદિ ગોળ સૌ, દૂરથી લઘુ દેખાય. ૧
મહત્તા મહાપુરુષોતણી, સમીપે અધિક જણાય;
જેમ સૂર્યાદિ ગોળ સૌ, સમીપે ગુરુ દર્શાય. ૨
દુષ્ટ વેગ ઇંદ્રિયોતણા, સહજે નવ રોકાય;
મહાપ્રયત્ને રોકતાં, અંતે તે વશ થાય. ૩

સાગરમાં જળપક્ષી જેમ, બુડે નહિ લગાર;
ભવસાગરમાં સંત તેમ, ડુબે નહિ તલભાર. ૪
સુબુદ્ધિરૂપી પત્નીને, જો રાખે જીવ પાસ;
સુખી રહે તે સર્વદા, છૂટે સઘળા ત્રાસ. ૫

૨૭. * સામાન્ય લોકો દયાને પાત્ર છે, દ્વેષને વા તિરસ્કારને પાત્ર નથી, તે ન ભૂલશો. સર્વત્ર પ્રિયતમ પ્રભુને જ્ઞાનનેત્રથી વિલોકતા રહેશો. પરમકૃપાળુ પ્રભુ જેમ રાખે તેમ પ્રસન્ન મનથી ચિંતા તથા વિલાપ કર્યા વિના રહેવું એજ અનન્યભક્તનું કર્તવ્ય છે તેને નજ ભૂલશો. સ્વપ્રકૃતિ ઓળખી તેમાં ઘણામાં ઘણો વધારો સાવધાનતા ને દઢતાથી કરવાનું કદી ભૂલવાનું નથી.

## પત્ર ૨૮—૩૩.

પરમાત્માના અનન્યભક્તો પરમાત્માને જે સ્વભાવ પ્રિય નથી તે સ્વભાવ પોતાનામાં હોય તો પૂર્વજન્મના પદાર્થોના વિસ્મરણની પેઠે તેનું શીઘ્ર વિસ્મરણ કરી દે છે, અને જે સ્વભાવ પરમાત્માને પ્રિય છે તે સ્વભાવને તે ઘણામાં ઘણા ઉત્સાહથી પ્રાપ્ત કરે છે.

૨૯. * પરમાત્માના અનન્યભક્તો પરમાત્માને જે સ્વભાવ પ્રિય ન હોય તે સ્વભાવ જો પોતાનામાં હોય તો તે સ્વભાવનો શીઘ્ર ત્યાગ કરી જન્માંતરના પદાર્થોની પેઠે તેનું વિસ્મરણ કરી દે છે.

૩૦. + પ્રતિકૂળ પ્રારબ્ધ ફેરવી સર્વથા અનુકૂળ પ્રારબ્ધ કરવા નીચે પ્રમાણે શુભ વિચાર તથા આચાર સેવવા જોઇએ:—

### ધન્યાશ્રી.

સેવો આ શુભવિચાર, પ્રિયજન[1]! સેવો આ શુભવિચાર. ટેક.

---

૧ હે પ્રિયભક્ત !

સુવિચારે સુપ્રારબ્ધ બાંધી, હણો પ્રારબ્ધ અસાર. પ્રિ૦ ૧
સ્થાવરજંગમ સૌમાં વસીઆ, પ્રિયતમ પ્રાણાધાર. પ્રિ૦ ૨
દ્વેષ ન રાખો કોઇની ઉપર, રાખો પ્રીતિ અપાર. પ્રિ૦ ૩
દુઃખ દેનારાને દ્યો આશિષ, રાખો હૃદય ઉદાર. પ્રિ૦ ૪
પ્રસન્નતા શાંતિ નવ ત્યાગો, સ્મરો પ્રભુ જગસાર. પ્રિ૦ ૫
સત્ય ધૈર્ય ને નિર્ભયતા ગ્રહી, વધારો નિજ અધિકાર. પ્રિ૦ ૬
પ્રતિક્ષણ પ્રભુ—આજ્ઞાને પાળી, તરો સુખે સંસાર. પ્રિ૦ ૭
અધૈર્યપ્રમાદને રિપુ જાણીને, કરો તેનો તિરસ્કાર. પ્રિ૦ ૮

સચ્ચિદાનંદ પરમાત્માને શરીરની અંતર તથા બહાર સર્વત્ર પરમ પ્રીતિ ને સાવધાનતાથી વિલોકતા રહી મનને સર્વદા સર્વથા પરમપ્રસન્ન રાખશો. સ્થૂળ દૃશ્યને ભૂલી અધિષ્ઠાનનુંજ ધ્યાન કરતા રહેશો. પ્રભુ જે કરશે તે મારા હિતનુંજ કરશે એમ તમે તમારા મનમાં વારંવાર નક્કી કરતા રહેશો.

૩૧. * મનને રાગદ્વેષથી રહિત પ્રશાંત રાખશો.

* નીચેના સદુપદેશને મનમાં ગ્રહણધારણ કરી તદનુસાર વર્તવા શક્તિઅનુસાર પ્રયત્નવાન્ રહેશો.

### મલાર.

પ્રિય મુમુક્ષો ! પ્રિયતમ પ્રભુને સંભાર. સં૦ સં૦ પ્રિ૦ ટેક.
પરમાનંદ રૂપ શ્રીપ્રભુનું, ત્યાં નહિ દુઃખ લગાર. પ્રિ૦ ૧
દુઃખી માની કેમ રુદન કરે છે ? કેમ ન ગ્રહે સુવિચાર ? પ્રિ૦ ૨
દેહ ઇંદ્રિય મનથી પ્રભુ પર છે, સર્વ દૃશ્યની બહાર. પ્રિ૦ ૩
સંયોગવિયોગ ઘટે નહિ તેમાં, વ્યાપક વિશ્વાધાર. પ્રિ૦ ૪
ભોક્તા ભોગ્ય ભ્રાંતિથી કલ્પિત, સત્ય નહિ તલભાર. પ્રિ૦ ૫

સ્થૂળવાસના દૂર કરી સૌ, જ્ઞાનદૃષ્ટિને વધાર. પ્રિં૦ ૬
જ્ઞાનભક્તિ બે મિશ્ર કરીને, અનુભવ સુખ અપાર. પ્રિં૦ ૭
અનન્યભક્તિતણા પરિપાકે, પ્રભુ દર્શ દેનાર. પ્રિં૦ ૮

૩૨. * તમારા હૃદયની ઉન્નત ભાવના ને શુભ પ્રવૃત્તિ જાણી ચિત્તવૃત્તિ સ્વાભાવિકરીતે સંતોષ અનુભવે છે.

* સર્વનું કલ્યાણ ઇચ્છનારા પરમસમર્થ પ્રભુ સૌને સુબુદ્ધિ આપો એવી દૃઢ ભાવના નિરંતર રાખી ધૈર્ય ને પ્રસન્નતાવાળા મને સ્વકર્તવ્ય કરતા રહેશો. ખેદ, આળસ ને પ્રમાદને વશ ન થતાં પ્રાપ્તવ્યવહાર તથા પારમાર્થિક સાધનોનું સેવન કરતા રહેશો.

* પરમાત્માના અનન્યભક્તો તો પરમાનંદ મહોદધિમાં ડુબે છે કે જે મહોદધિમાંથી તેઓ પુનઃ આ ભયંકર ભવારણ્યમાં આવી શકતા નથી.

૩૩. * જે મુમુક્ષુ શ્રીસદ્ગુરુની આજ્ઞાનું દૃઢતાપૂર્વક અનુસરણ કરે છે, પણ પોતાના મનના તથા ઇંદ્રિયોના ખોટા વેગોનું અનુસરણ કરતો નથી, તે મુમુક્ષુ પોતાના પારમાર્થિક સાધનમાં ઊતાવળે આગળ વધે છે.

જે ભક્ત પરમાત્માનું અગાધ માહાત્મ્ય તથા ઐશ્વર્ય જાણી તેમનું શુદ્ધભાવથી આરાધન કરે છે તે ભક્ત શીઘ્ર પરમાત્માની કૃપાનું પાત્ર થાય છે.

પરમાત્મારૂપ મહાનિધિ કુસ્વભાવરૂપ વિષધરથી રક્ષિત છે, જ્યાંસુધી મુમુક્ષુ તે કુસ્વભાવરૂપ વિષધરને દૂર ન કરી શકે ત્યાંસુધી તે પરમાત્મારૂપ નિધિને મેળવી શકતો નથી.

## પત્ર ૩૪—૩૬.

× મનની અખંડ પ્રસન્નતા જાળવવા તથા વિચારીને યોગ્ય બોલવા તમને એકથી વધારે વાર સૂચવ્યું છે તેનું મનન કરી તદનુસાર વર્તવા પ્રયત્નશીળ રહેતા હશો. નેત્ર, શ્રવણ ને અંતઃકરણાદિ સર્વને અંતઃકરણના આધારરૂપ પરમતત્ત્વમાં જોડી મનને શાંતતૃપ્ત રાખશો. તમે તો નિર્દોષ હોવાથી તમારો કાંઇજ દોષ નથી, પણ જે કરણોનો દોષ હોય તેમણે તે દોષ ત્યજી દેવાનો છે.

મન જો ભાવપૂર્વક બ્રહ્મચિંતનપરાયણ રહેશે તો અહોરાત્ર બહુ ટુંકાં જણાવા લાગશે.

નિત્ય નવા નવા શુદ્ધભાવથી પરમાત્માનું આરાધન કરતા રહેશો તો તમારા મનમાં તથા ઇંદ્રિયોમાં જે દોષો હશે તે દિવસનો ઉદય થયે જેમ ભૂનો અદર્શનભાવને પામી જાય તેમ તે પણ અદર્શનભાવને પામી જશે. રમણીય ને પ્રકાશયુક્ત પ્રાતઃકાળ પ્રતીત થઇ ભયંકર ને અંધકારમય રાત્રિ દૂર થવાથી, શિઆળના, વરુના, ભૈરવના ને પિશાચના શબ્દો સંભળાતા દૂર થઇ, ગાયોના, કોયલના, મયૂરના ને સંતોના શબ્દો સંભળાવા લાગશે. વિકસિત કમળોપર અલિગણો ગુંજાર કરવા લાગશે, સર્વ જગત નિદ્રામાંથી જાગી પ્રસન્ન થશે, અને નેત્રના બળને કુંઠિત કરનાર અંધકાર દૂર થઇ નેત્રના ઉપર પરમ ઉપકાર કરનાર દિવાકર પોતાનાં કિરણો જગતઉપર ફેંકવા લાગશે. આવો સમય આવે વિવેકીને સર્વદા સર્વથા સુખાનુભવજ થશે, હૃદય ઉઘાડો, ને વિચારો.

૩૫. * વાણીના દ્રષ્ટા રહેવાથી, તેમાં પ્રતીત થતા દોષો સુધારવાથી, સમયોચિત ને મનોજ્ઞ ( સાંભળનારને પ્રિય લાગે એવું ) બોલવાનો સ્વભાવ રાખવાથી, સ્તુતિનિંદાને સમ ગણવાથી, ને પ્રત્યેક પ્રતિકૂળ પ્રસંગમાં સહનશીલતા રાખવાથી તમારા ચિત્તમાં અલૌકિક આનંદ બન્યો રહેશે, અને પ્રભુની વિશેષ કૃપા મેળવવાના સંભવો ઊભા થશે.

* પુરુષની છાયા જેમ પુરુષને અનુસરે છે, તેમ અનન્યભક્તોનાં મન પ્રભુની આજ્ઞાને અનુસરે છે.

અનન્યભક્તો પ્રભુનાજ પક્ષમાં છે, પ્રભુને શત્રુ માનનારા અસુરોના પક્ષમાં નથી, તેથી તેઓ આનંદરૂપ પ્રભુનેજ પોતાના મનમાં સ્થિર રાખે છે, પણ ક્રોધ, રીસ, અવિવેક, અવિનય, ખેદ કે અસહનશીળતારૂપ અસુરોને પોતાના મનમાં આવવા દેતા નથી.

ઘણામાં ઘણી સાવધાનતાથી એવા વિચાર ને આચારનું સેવન કરતા રહેશો કે જેથી હૃદયમાં સતત પરમાનંદ ઊભરાયા કરે.

* પરમાત્માના ધામની ને પરમાત્માના સામીપ્યની પ્રાપ્તિની જેમના મનમાં તીવ્ર ઇચ્છા હોય તેમણે કેવા કેવા ઉચ્ચ ગુણો મેળવવા જોઇએ તેનો એકાંતમાં શાંત ચિત્તે વિચાર કરી તેવા ઉચ્ચ ગુણોથી તમારા મન આદિને સુશોભિત કરી પ્રસન્ન રહેશો.

અવકાશાનુસાર પ્રસન્ન મને નિત્ય એકાંતમાં બેસી પોતાની અનન્યભક્તિમાં કેટલી ન્યૂનતા છે તેનો વિચાર કરવો, અને જેટલી ન્યૂનતા જણાય તેટલી ન્યૂનતા દૂર કરવા નિત્ય નવા ઉત્સાહથી પ્રયત્ન સેવવો.

પ્રભુની અનપાયિની ભક્તિ ઇચ્છનારે સ્વસ્થચિત્તે વિચાર કરવો કે પ્રભુ મારી કેવી પરીક્ષા કરે તો હું ભક્તિમાંથી પડી જઉં, મને પ્રભુની માયા વ્યાપે, અને પ્રભુના કામમાં મને વ્યામોહ ( ભ્રાંતિ ) પ્રકટે.

પરમોદાર પરમાત્માનેજ જે મનુષ્ય પોતાનું સર્વસ્વ માને છે તેના હૃદયમાં ભય, આશ્ચર્ય, રાગ કે સાહસ હોવાં સંભવતાં નથી.

કારુણ્યમૂર્તિ પ્રભુની અમોઘ કૃપાથી મારી સર્વ શુભાશાઓ અવશ્ય સિદ્ધ થશે, એમ ભક્તે પોતાના અંતઃકરણને—હૃદયને—સર્વદા પ્રસન્ન રાખનાર આશાથી ભરપૂર રાખવું, પણ નિરાશાથી તેને તુટી પડવા દેવું નહિ.

જે મનુષ્ય નિરાશાવડે પોતાના હૃદયને બળહીન કરી નાંખે છે, તે મનુષ્ય પરમાત્માનો અપરાધી થાય છે.

અનન્યભક્તનું બોલવું માધુર્યથી ભરેલું હોય છે, ને તેનું પ્રત્યેક કામ ધૈર્ય, સાવધાનતા ને ચાતુર્યથી કરેલું હોય એમ જોનારને પ્રતીત થાય છે.

સર્વથા પ્રભુપરાયણ થયેલા ઐકાંતિક ભક્તના હૃદયને ભવભીડ-ભંજન ભક્તાધીન ભગવાન્ પોતાનું નિવાસસ્થાન ગણીને તેમાં નિરંતર નિવાસ કરી તેને બ્રહ્માનંદામૃતરસનો સ્વાદ ચખાડ્યા કરે છે.

જે વિચાર ને જે આચાર પોતાના પ્રિયતમ પ્રભુને પ્રિય હોય તે વિચાર ને તે આચાર પ્રભુનો અનન્યભક્ત બહુજ ઉત્સાહથી શીઘ્ર સંપાદન કરે છે, અને જે વિચાર ને જે આચાર પોતાના હૃદયેશ્વર પ્રભુને પ્રિય નથી તે વિચાર ને તે આચારનો તે ભક્ત વિષની પેઠે ત્યાગ સેવે છે.

જેનું ચિત્ત ને ઈંદ્રિયો પ્રભુમાં ક્ષણે ક્ષણે નૂતનતા જુએ છે તે મનુષ્ય ઘણા કાળસુધી નિત્ય નિરંતર પ્રભુની સમીપમાં રહે તોપણ કંટાળે નહિ, ને પોતાની ભક્તિમાં ઉત્તરોત્તર વધારો કરે. જે મનુષ્યમાં એવી યોગ્યતા ન હોય તે મનુષ્ય જો પ્રભુની પાસે રહે તો તેમાં તેને હાનિ થાય.

* ગુણોવડે ચિત્તમાં શાંતિ ને અશાંતિ અનુભવાય છે, માટે અ-શાંતિ આપનાર તમોગુણને તથા રજોગુણને ક્રમથી ન્યૂન કર્યા કરવા.

શુભ પ્રયત્ન ને પ્રભુકૃપા સર્વ કરી શકે છે એ નિયમ તમને જ્ઞાતજ હશે.

વૃત્તિને બનતે પ્રયત્ને એક શુભ વેગવાળીજ રાખ્યા કરવી. તેમાં અદૃઢતા વા ડગમગાટ ન આવવા દેવાં.

૩૬. * અતિ દયા બંધનનો હેતુ છે, માટે તે ત્યજવાયોગ્ય છે. સાધકે સામાન્ય દયા રાખવી,–ક્રૂરતાના અભાવરૂપ દયા રાખવી. ભરતજીએ પોતાના મુખ્ય કર્તવ્યનો ત્યાગ કરી અતિ દયા કરી તે તેમને બંધનનો હેતુ થઇ.

દીધેલી ગાય ભૂલથી અન્ય બ્રાહ્મણને દીધી, તેથી નૃગરાજાને અધમ યોનિની પ્રાપ્તિ થઇ. દેવ વા સદ્‌ગુરુને જે નૈવેદ્ય અર્પણ કર્યું હોય તે તેમની અનુમતિથી પ્રસાદરૂપે ગ્રહણ કરવાથી ચિત્તની શુદ્ધિરૂપી લાભ છે, હાનિ નથી. એમાં દાન કરેલું બીજાને આપવાનું નથી, વા સ્વેચ્છાએ લોભથી તે નૈવેદ્ય વાપરવાનું નથી. પોતાના ઇષ્ટદેવને વા સદ્‌ગુરુને નૈવેદ્ય ધરાવી તેમાંથી પ્રસાદ લેવાનું સશાસ્ત્ર છે, ધર્મશાસ્ત્રોમાં આ વાત સુપ્રસિદ્ધ છે.

## પત્ર ૩૭—૪૦.

* પ્રત્યેક કામમાં હૃદયને બહુ જાગતું રાખી પ્રવૃત્તિ કરવી. પરિણામ તથા પોતાના સામર્થ્યનો વિચાર કરી પ્રત્યેક કાર્ય કરવું, કે જેથી નકામો ક્લેશ પ્રાપ્ત ન થાય.

* પ્રત્યેક કામમાં વિવેક તથા વિનય રાખી વર્તવું, કે જેથી તમને તથા અન્યને દુઃખની પ્રાપ્તિ ન થાય.

પરમાત્માના ધામમાં રહેનારા જયવિજય પણ જો પોતાના કર્તવ્યમાં ચૂક્યા તો તેમનું પતન થયું, માટે પ્રત્યેક સાધક તથા સાધિકાએ પોતાના કર્તવ્યમાં લેશ પણ પ્રમાદ કરવો ઉચિત નથી.

મન, વાણી તથા શરીરને વશ રાખી અંતઃકરણમાં રહેલા પરમકરુણાળુ પરમાત્માનું શ્રેષ્ઠ શ્રદ્ધાભક્તિથી સ્મરણધ્યાન કરતા રહેશો. જ્યાંસુધી તેઓ કૃપા કરી દર્શન ન આપે ત્યાંસુધી નિષ્કપટભાવે તે પ્રમાણે વર્તતા રહેશો.

મનની સ્થૂલતા ક્રમથી ન્યૂન કરી તેની સૂક્ષ્મતામાં વધારો કરતા રહેશો.

પરમાત્માની સ્તુતિ મનમાં શુદ્ધભાવથી કરતા રહેશો.

દોષદર્શનવડે મનની તથા ઇંદ્રિયોની સ્થૂલ વાસનાઓ ત્યજતા રહેશો, અને મન સર્વકાળ પ્રસન્ન રહે એમ ઘણામાં ઘણી સાવધાનતાથી વર્તશો.

સમયના વિભાગ પાડી દઢતા ને સાવધાનતાવડે સ્વધર્મનું પરિપાલન કરતા રહેશો.

તમારા પ્રમાદથી તમારી ઉપર કોઇને ક્રોધ ઉપજે એમ ન થવા દેશો. પોતાના દોષથી કે વિનાદોષે પ્રાપ્ત થયેલા દુઃખને શાંતિથી ભોગવવું તે ભક્તનું કર્તવ્ય છે, પણ કોઇનું અનુચિત બોલવું, કે કોઇને દુઃખ થાય એવી પ્રવૃત્તિ કરવી, તે ભક્તનો ધર્મ નથી તે તમારા જાણવાબહાર નહિ હોય.

મનના સર્વ દોષોનો ત્યાગ કરી સુખી થશો.

જે સાધક વા સાધિકા શીઘ્ર પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિની ઇચ્છા કરતાં હોય તેમણે પરમાત્માની પ્રબળ માયાથી બહુ સાવધ રહેવાનું છે.

નકામી વાતો જાણવાની તથા કહેવાની ઇચ્છાને સાવધાનતાપૂર્વક વશ વર્તાવતા રહેશો.

પુણ્યપાપનું સ્વરૂપ સમજી સર્વદા પુણ્યને માર્ગેજ ચાલ્યા કરશો.

૩૮. * મનને શ્રદ્ધાભક્તિથી પ્રભુના સ્મરણધ્યાનમાં જેમ જેમ વધારે જોડતા રહેશો તેમ તેમ મન વધારે શાંતિ તથા તજ્જન્ય સુખનો અનુભવ કરવા માંડશે.

ધૈર્ય ને સાવધાનતાથી સ્વકર્તવ્ય કરતા રહેવું. મુંઝાવું નહિ.

આજ્ઞાનું પરિપાલન વિશુદ્ધભાવથી દક્ષતાપૂર્વક કરવું. યોગ્ય પ્રયત્ન કરતાં રહેવાથી સમય આવે તેનું ફળ મળશે.

મનની સ્થિતિનું અવલોકન કરી જેવી રીતે તે વધારે શાંતિનો અનુભવ કરે તેવી રીતે તેને પ્રેરશો.

પ્રભુ સર્વદા હૃદયમાં વિરાજતા હોવાથી નિરંતર પાસે છે આવા વિચારવડે મનને પ્રસન્ન રાખશો.*

૩૯. * જીવ પ્રભુનું અનન્યશરણ ગ્રહણ કરે છે ત્યારેજ તે પરતંત્ર મટી સર્વદા સ્વતંત્ર થઇ સુખીઓ થાય છે. આ નીચેનો દોહરો વારંવાર વિચારી મનને સર્વદા જાગ્રત્ રાખશો.

સુણ જીવ ! તારું કોઇ નહિ, એક વિના જગદીશ;
પ્રિયતમ પ્રભુનું ધ્યાન ધર, ચરણ સમર્પી શીષ. ૧

૪૦. * શુદ્ધભાવવાળા અનન્યશરણવિના કોઇ પણ મનુષ્ય પરમાત્માની માયાનું અતિક્રમણ કરી શકતો નથી, માટે માયાનું અતિક્રમણ કરવાની ઇચ્છા રાખનારે શુદ્ધભાવથી પરમાત્માનું અનન્યશરણ ગ્રહણ કરવું જોઇએ. પરિપક્વ હૃદયવાળાને માયા પરમાત્માની સમીપ જવા દે છે, પણ અપક્વ હૃદયવાળાને તો માયા રોકી રાખે છે, વા પોતાના પ્રદેશમાં ભ્રમણ કરાવ્યા કરે છે.

* વ્યવહારના તથા પરમાર્થના પ્રત્યેક કર્તવ્યમાં મન આદિને બહુજ સાવધાનતાવાળાં રાખીને વર્તવાનો સ્વભાવ પાડશો, અને મનની જ્ઞાનપ્રતિબંધક લાગણીઓને વશ વર્તાવવાનો પ્રયત્ન આદરપૂર્વક સતત સેવતા રહેશો.

મહતફળની ઇચ્છા રાખનારે પ્રયત્ન પણ મહાન્ કરવો જોઇએ એ વાત મોક્ષસાધકે ભૂલવાની નથી.

## પત્ર ૪૧—૪૪.

* જે અનન્યભક્ત પ્રભુના પ્રત્યેક કાર્યને બહુ અનુકૂલ દૃષ્ટિથી જોવાનો સ્વભાવ પાડી તેમના માહાત્મ્યને જેમ જેમ વધારે વધારે જાણતો જાય છે તેમ તેમ તે પરમાત્માની વધારે વધારે સમીપ જતો જાય છે, ને અંતે તેમના વાસ્તવિક સ્વરૂપને અનુભવીને તે કૃતાર્થ થાય છે.

* અકળ ગતિવાળા અને અનન્યભક્તોના હૃદયમાં નિરંતર વિહાર કરનારા વિશ્વાધીશનું પૂર્ણ શુદ્ધભાવથી નિરંતર સ્મરણધ્યાન કરતા છતા તેમના વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરી લોકોત્તર આનંદથી તમારા હૃદયને પ્રસન્ન રાખશો.

૪૨. * સંવત્ ૧૯૬૫ આશ્વિનસુદિ ૪, ચંદ્રવાર, અનુરાધા નક્ષત્ર, સૌભાગ્ય યોગ, ને વણિજ કરણના ઉપરથી મુમુક્ષુએ નીચે પ્રમાણે બોધ લેવાનો છેઃ—

૧+૯+૬+૫=૨૧ થાય, તે ઉપરથી મુમુક્ષુએ પોતાનાં દશ ઇંદ્રિયો, પાંચ પ્રાણ, ચાર અંતઃકરણ, સ્થૂલશરીર ને જીવભાવ એ એકવીશ કરણોને શુદ્ધભાવથી પરમાત્માને અર્પણ કરી તેમાં રહેલી અહંતા-મમતાને દૂર કરવી જોઇએ. આશ્વિનમાસપરથી અશ્વના જેવા ચપળ મનને પરમાત્માના સ્મરણધ્યાનમાં જોડી રાખવાનો મુમુક્ષુએ પ્રયત્ન કરવો જોઇએ. સુદિ એટલે શુકલપક્ષપરથી શુક્લ એટલે નિર્મળ પરમાત્મામાં મનોવૃત્તિને અભેદભાવે સ્થિર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. ચોથ-ઉપરથી મુમુક્ષુએ જાગ્રદવસ્થાની, સ્વપ્નાવસ્થાની ને સુષુપ્તિ અવસ્થાની ત્રિપુટીઓમાંથી અહંતામમતા ત્યજી ચોથી સ્થિતિરૂપ જે પ્રત્યગભિન્ન બ્રહ્મ તેમાં હુંપણાની બુદ્ધિ સુસ્થિર કરવી જોઇએ. ચંદ્રવારપરથી ચંદ્રની કળા પૃથ્વીરૂપ ઉપાધિને લીધે વધતી ઘટતી પ્રતીત થાય છે, પરંતુ વસ્તુતાએ તે વધતી ઘટતી નથી, અર્થાત્ ચંદ્ર સર્વદા સોળ કળાવાળોજ

છે, તેમ આત્મામાં વૃદ્ધિ ને હ્રાસ અંતઃકરણાદિરૂપ ઉપાધિને લીધે પ્રતીત થાય છે, વસ્તુતાએ તો સચ્ચિદાનંદસ્વભાવવાળો આત્મા સર્વદા અવિકારીજ રહે છે એમ મુમુક્ષુએ સમજવું જોઇએ. અનુરાધા નક્ષત્ર-પરથી રાધા એટલે પરમાત્માનું આરાધન કરનારી વૃત્તિ તેને અનુ એટલે જીવાત્માએ અનુસરવું જોઇએ, અર્થાત્ પરમાત્માનું અનન્યભાવે આરાધન કરનારી વૃત્તિને જીવાત્માએ અનુસરતા રહેવાનું નક્કી કરવું જોઇએ. સૌભાગ્યયોગપરથી જીવે બ્રહ્મરૂપે સ્થિતિ કરવા પ્રયત્ન કરવાનું સમજવું જોઇએ, કે જેમ કરવાથી તેનું સૌભાગ્ય સર્વદા બન્યું રહે. વણિજ કરણપરથી મુમુક્ષુએ વ્યાપારીના જેવી બુદ્ધિ રાખતાં શીખવું જોઇએ. અર્થાત્ વ્યાપારી જેમ ખોટવાળો ધંધો નહિ કરતાં લાભવાળો ધંધો કરે છે તેમ મુમુક્ષુએ પરિણામે લાભ આપનાર વિચાર તથા ક્રિયા કરવાં જોઇએ, પણ હાનિકર વિચાર તથા ક્રિયા ન કરવાં જોઇએ. *

૪૩. * વિશુદ્ધ પ્રેમી હૃદયમાંથી પ્રભુ ખસી શકતા નથી, તેથીજ શ્રીસૂરદાસે કહ્યું છે કેઃ—" હૃદયમેંસેં જાઓગે તો મરદ વદૂંગો તોય."

પરમાત્માના અનન્યભકતો જેમણે એકવીશ કરણોમાંથી અહંતા-મમતા મૂકી દીધી છે તેમને પરમાત્માની માયા મોહ ઉત્પન્ન કરી શકતી નથી. *

૪૪. * મનને એકતત્ત્વરૂપ બ્રહ્મના ચિંતનમાં વારંવાર જોડતા રહી તેની નિર્બળતા ત્યજાવી તેને સુદૃઢ કરશો. મનના ભ્રમણશીલ સ્વભાવને છોડ્યા વિના અભ્યાસી શાંતિનો અનુભવ કરી શકતો નથી એ તમને નવું સમજાવવાનું રહ્યું નથી.

× મનનો સમભાવ જાળવી તેને સર્વદા પ્રસન્ન રાખવા પ્રયત્ન-શીલ રહેશો. * *

* અંતઃકરણની યોગ્યતામાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો.

## પત્ર ૪૫—૪૭.

* ૧ પુરાણો સાંભળવામાં ચારે વર્ણોનો અધિકાર છે. સ્ત્રીશૂદ્રોને તે વિશેષ ઉપકારક છે.

શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ એવા બ્રાહ્મણ ઉત્તમ વક્તા ગણાય. શ્રોત્રિય ને સદાચરણી બ્રાહ્મણ તેથી ઊતરતા વક્તા ગણાય. ઉત્તમ વક્તાથી શ્રોતાઓને ઉત્તમ પ્રકારનો, મધ્યમ વક્તાઓથી શ્રોતાઓને મધ્યમ પ્રકારનો, ને કનિષ્ઠ વક્તાઓથી શ્રોતાઓને કનિષ્ઠ પ્રકારનો લાભ થવા સંભવ છે. ઋત્વિજોની યોગ્યતા ને અયોગ્યતા પણ ફળમાં અધિકતાન્યૂનતા ઉપજાવે છે.

૨ મહાપાપીની સાથે ભોજનાદિનો વ્યવહાર ન રાખે, પણ ગ્રામવ્યવહારમાં ન ચાલે તેટલોજ બોલવાચાલવાવગેરેનો તેની સાથે વ્યવહાર રાખે, તો તેવો સંબંધ રાખનાર મહાપાપી થતો નથી.

૩ પુણ્યવાનોના સંસર્ગથી પુણ્યલાભ થાય, ને પાપ પણ દૂર થાય.

૪ વાંચનારના ચિત્તને જ્ઞાન, યોગ, ભક્તિ ને સદાચરણભણી આકર્ષે એવા ગ્રંથોનું વાચન સત્સંગથી ઊતરતું ફળ આપે છે.

૫ અધ્યાત્મવિદ્યાના ગ્રંથો સાંભળતાં છતાં પણ જેમના વિચાર ને આચાર સુધરતા નથી તેમના અંતઃકરણમાં કુસંસ્કારોનું બહુપણું જાણવું. તેમને તેવા ગ્રંથોના શ્રવણવડે કાંઇ પુણ્યલાભ થાય છે, ને તેની અસર લાંબે કાળે જણાય છે.

૬ અંતઃકરણની વૃત્તિ સુધારવામાં પુરાણોનો ઉપયોગી ભાગ, ઉત્તમ કાવ્યો, ને અસરકારક અધ્યાત્મવિદ્યાના ગ્રંથો ઉપયોગી છે.

૭ સર્પદંશથી, વીજળીના પડવાથી, ને એવાંજ બીજાં કારણોથી એકદમ મરણ થાય તે અકાળ મરણ ગણાય છે.

૮ આત્મઘાત કરનાર પોતાના વર્તમાન સ્થૂલશરીરથી બળાત્કારે પોતાના જીવાત્માનો વિયોગ કરાવે છે, તેથી તે આત્મઘાતી ગણાય છે. જીવાત્માનો બળાત્કારે વિયોગ કરાવવો એ ઘાતતુલ્ય ગણાય છે. આમ કરતી વેળા જીવાત્માની સ્થિતિ તમોગુણપ્રધાન થયેલી હોય, તેથી તેમ કરનારને મોટો પાપી ગણેલો છે.

૯ મૂર્તિપૂજાનો વિશેષ પ્રચાર જૈનધર્મ તથા બુધધર્મ પ્રચલિત થયા પછી થયો હશે. મૂર્તિપૂજા કરનાર જો શુદ્ધભાવથી મૂર્તિપૂજા કરે તો કાળે કરીને તેનું ચિત્ત શુદ્ધ થવાનો સંભવ છે.

૧૦ ધ્યાન ધરનારનાં પાપો ધ્યાનના પ્રમાણમાં નાશ પામે છે. ધ્યાન ઉત્તમ પ્રકારે સિદ્ધ થયું હોય તો પછી મોટે ભાગે પાપકર્મ કરવા વૃત્તિ વેગવાળી થતી નથી. સાધારણ ધ્યાનથી પાપસંસ્કારો દૂર ન થાય.

૧૧ મનુષ્ય અભિમાનપૂર્વક કર્મ કરે છે, તેથી તેને બંધન થાય છે. તત્ત્વજ્ઞાનવિના "હું કર્તા છું" એવું અભિમાન દૂર ન થાય, તેથી ત્યાંસુધી મનુષ્ય જે કર્મ કરે તેનું ફળ તેને ભોગવવું પડે.

૧૨ પરમાત્માની પ્રતિમાનાં દર્શન બહુ એકાગ્ર મનથી માહાત્મ્ય-જ્ઞાનપૂર્વક કરવાં જોઇએ.

એવી રીતે દર્શન કરવાથી મન એકાગ્ર થવા લાગે છે.

૪૬. * સ્થૂલશરીર તથા તેના ધર્મોથી, શ્રોત્રાદિ ઇંદ્રિયો તથા તેમના ધર્મોથી, અને અંતઃકરણ તથા તેના ધર્મોથી મુમુક્ષુ જ્યાંસુધી ખરેખરી રીતે જુદો ન પડે, તથા એ પૃથગ્ભાવનો અનુભવ જ્યાંસુધી સતત રાખવા સમર્થ ન થાય, ત્યાંસુધી તેના અંતઃકરણની વૃત્તિ સર્વદા અવિકારી રહી અખંડાનંદનો અનુભવ કરવા સમર્થ થતી નથી. ઉત્તમ મુમુક્ષુ એ પ્રમાણે વર્તવા સમર્થ થયો છે કે નહિ તેની પરીક્ષામાટે

જાગ્રત્‌માં તથા સ્વપ્નમાં કોઇ કોઇ પ્રસંગો શ્રીસદ્‌ગુરુભણીથી સાધકની આગળ ઉપસ્થિત કરવામાં આવે છે.

અંતઃકરણને સુદૃઢવિવેકવૈરાગ્યવાળું રાખવા પ્રયત્નશીળ રહો છો તેમ રહેશો.

૪૭. * ગઇ કાલે સં૦ ૧૯૬૫ નું વર્ષ સમાપ્ત થયું,—ફરીને મનુષ્યના અનુભવમાં ન આવે એવી રીતે અદૃશ્ય થઇ ગયું. તેના અંકોનો સરવાળો ૨૧ થાય છે. સ્થૂલશરીર, દશ ઇંદ્રિયો, પાંચ પ્રાણો, ચાર અંતઃકરણો, ને વ્યષ્ટિ અવિદ્યાસહિત ચિદાભાસ એ એકવીશમાં હુંપણાની-આત્મપણાની–બુદ્ધિરૂપ પશુભાવનો જે અંશ રહ્યો હોય તેને મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાંથી ગયા વર્ષની પેઠે સમાપ્ત કરવાનો બોધ એ એકવીશના આંકડ઼ા ઉપરથી ગ્રહણ કરવો જોઇએ.

આજે સંવત્ ૧૯૬૬, રૌદ્રસંવત્સર, કાર્તિકમાસ, શુક્લપક્ષ, પ્રતિપદા, રવિવાર, અનુરાધા નક્ષત્ર, અતિગંડયોગ, બવકરણ ને વૃશ્ચિકરાશિના ચંદ્ર છે. તે ઉપરથી મુમુક્ષુએ નીચે પ્રમાણે બોધ ગ્રહણ કરવાનો છે. તમે પણ તમારા અંતઃકરણના ઉંડાણમાંથી થતા તે બોધને ગ્રહણ કરી તદનુસાર વર્તવા પ્રયત્નશીળ રહેશો.

આજે સંવત્ ૧૯૬૬ ની સાલનો પ્રારંભ થયો, તેના અંકોનો સરવાળો ૨૨ થાય છે. એ બાવીશના અંકવડે પૂર્વોક્ત એકવીશથી અત્યંત ભિન્ન ને તે સર્વેનો પ્રકાશક જે સાક્ષી છે તેજ હું છું એવો સુદૃઢ નિશ્ચય મુમુક્ષુએ કરવો જોઇએ. આજે રૌદ્રનામનો સંવત્સર બેઠો. અવિદ્યાદિ ક્લેશોનો વિનાશ કરનાર અર્થાત્ અવિદ્યાદિ ક્લેશોનો જેમાં સર્વથા સર્વદા અભાવ છે એવું બ્રહ્મ રુદ્ર કહેવાય છે. તે રુદ્રથી પોતાનો સર્વદા અભેદ છે આવો રુદ્રથી અભિન્નપણાનો નિશ્ચય તે રૌદ્ર કહેવાય છે. એવો નિશ્ચય આજે મુમુક્ષુએ અવશ્ય કરવો જોઇએ. જેમાં ૭ તારા છે

એવા કૃતિકાનક્ષત્રથી સંબંધવાળા કાર્તિકમાસવડે છ ઊર્મિઓથી ભિન્ન અર્થાત્ અવિકારિસ્વરૂપ હું છું એમ મુમુક્ષુએ નક્કી કરવું જોઇએ. શુક્લપક્ષવડે મુમુક્ષુએ શુક્લ એટલે પરમ ઉજ્જ્વળ બ્રહ્મના ધ્યાનમાં પોતાના મનને જોડી રાખવા પ્રયત્નશીળ રહેવાનો નિશ્ચય કરવો જોઇએ; અને શોક, ચિંતા ને ભયાદિ દુષ્ટ વૃત્તિઓને આકારે અંતઃકરણની વૃત્તિ ન થવા દેવી જોઇએ. પ્રતિપદા એટલે એકમઉપરથી અહિં એક-જ અદ્વિતીય તત્ત્વ છે એમ મુમુક્ષુએ સમજવું જોઇએ. રવિવારપરથી રવિ જેમ અંધકારને દૂર કરે છે તેમ મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનને દૂર કરવાનો બોધ ગ્રહણ કરવો જોઇએ. રાધા એટલે માયા ને માયાનો સદ્ભાવ તેની પાછળ રહેલ બ્રહ્મથી સિદ્ધ થાય છે. માયાની પછવાડે વૃત્તિ પહોંચાડી બ્રહ્મને ઓળખવાનો પ્રયત્ન કરવાનું અનુરાધાનક્ષત્રપરથી મુમુક્ષુએ જાણવું જોઇએ. અતિગંડ એટલે મોટા કપોળ-વાળા–જ્ઞાનવાળા–પરમાત્મા છે, તેમને આરાધવા એજ મોક્ષેચ્છુનું મુખ્ય કર્તવ્ય છે, પણ માયા ને માયાનાં કાર્યોનું આરાધન કર્યા કરવું એ તેનું મુખ્ય કર્તવ્ય નથી એવો આ અતિગંડયોગપરથી મુમુક્ષુએ સંશયવિપર્યયથી રહિત બોધ ગ્રહણ કરવાનો છે. બવ એ કરણોમાં પહેલું છે, માટે તે બવકરણપરથી મુમુક્ષુએ સર્વ મુમુક્ષુઓમાં પહેલા આવ-વાનો એટલે શ્રેષ્ઠતમ મુમુક્ષુ થવાનો પ્રયત્ન કરવાનો નિર્ણય કરવો જોઇએ. ચંદ્રની વૃશ્ચિકરાશિપરથી વૃશ્ચિકના જેવી પરમદુઃખદાતા જે દુર્વાસના છે તેની અંતઃકરણમાંથી અશેષ નિવૃત્તિ કરવામાટે કેડ બાંધી પ્રયત્ન કરવા દૃઢ નિશ્ચય કરવો જોઇએ.

જેમ ગયા વર્ષની મનુષ્યને પુનઃ અનુભવમાં ન આવે એવી નિવૃત્તિ ગઇ કાલે થઇ ગઇ તેમ તમારા અંતઃકરણમાંથી ફરીને ન ઉપજે એવી સર્વ ક્લેશોની જનની અવિદ્યાની નિવૃત્તિ થાઓ, તથા સંશય, વિપર્યય,

વિષયાનુરાગ, ખેદ, પ્રમાદ ને અવ્યવસ્થાદિ ચિત્તદોષરૂપ અસુરો ગયું વર્ષ જેમ ભાગી ગયું તેમ દિશાઓમાં ભાગી જાઓ; અને નવા વર્ષના પ્રાદુર્ભાવની પેઠે તમારા અંતઃકરણમાં બ્રહ્મરૂપ અખંડ પ્રકાશનો પ્રાદુર્ભાવ થાઓ, તથા સંશયાભાવ, વિપર્યયાભાવ, વૈરાગ્ય, સાવધાનતા ને વ્યવસ્થાદિ શુદ્ધ સત્ત્વગુણના ધર્મરૂપ દેવોનો શરીરસ્થિતિપર્યંત નિવાસ થાઓ, એમ ઇચ્છી પ્રયોજનવશાત્ પ્રાદુર્ભાવ પામેલી મનોવૃત્તિ વિરામે છે. ઇતિ શિવમ્.

## પત્ર ૪૮—૫૦.

* પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે. તે બ્રહ્મ સર્વ જીવોનું વાસ્તવિક સ્વરૂપ હોવાથી પરમાત્મા બહુધા સર્વ જીવોને પ્રકટ અપ્રકટ રીતે પ્રિય લાગે છે. જેઓનાં અંતઃકરણો પવિત્ર હોવાથી સંસારમાં સાર જોતાં નથી તેવા જીવોને પોતપોતાના અંતઃકરણની શુદ્ધિ-પ્રમાણે પરમાત્મા અન્ય જીવોના કરતાં ક્રમથી વધારે વહાલા લાગે છે. જે જીવોએ ગયા કલ્પમાં કે આ કલ્પમાં પરમાત્માની જે જે ભાવથી પ્રાપ્તિ ઇચ્છીને કર્મ તથા ઉપાસના ( ધ્યાન–ચિંતન ) કરેલ હોય તે તે જીવોને તેમનાં કર્મ ને ઉપાસનાનો બદલો આપવા સ્વાત્મારામ ને પૂર્ણ-કામ ઈશ્વર પોતાની માયાવડે પ્રકટ થઇ તેમના મનોભાવને પરિતૃપ્ત કરી તેમાંથી જેઓ પરમાત્માના અનન્યભક્ત થવા ભાગ્યશાળી થયા હોય તેમને પરમાનંદપદનું દાન કરે છે.

પરમલોભીને જેમ સુવર્ણનિધિના દર્શન તથા પ્રાપ્તિથી સુખાનુભવ થાય એમ અનન્યભક્તને પરમાત્માના દર્શન તથા સામીપ્યથી સુખાનુ-ભવ થાય એ સ્વાભાવિક છે.

પોતાને અનન્યભક્ત માનનારને જે જે દોષો વા સ્વભાવોવડે પરમાત્માના સામીપ્યનો વિચ્છેદ થાય છે તે તે દોષો વા સ્વભાવોને તે જો સાચો અનન્યભક્ત હોય તો ધૈર્ય, સાવધાનતા ને દઢતાથી વિષની

પેઠે ગણીને ત્યજી દે છે. સામાન્ય મનુષ્યને પોતાનો કુસ્વભાવ ત્યજવો એ હિમાલયપર્વત ઉપાડવાજેવું દુર્ઘટ કામ લાગે છે, અને અનન્યભક્તને પોતાનો કુસ્વભાવ ત્યજવો એ તૃણને ઉપાડવાજેવું સુલભ કામ પ્રતીત થાય છે. કુસ્વભાવો અનન્યભક્તના અંતઃકરણમાં ગુપચુપ રહેવાનો પ્રયત્ન કરે છે, પણ અનન્યભક્ત પોતાની સૂક્ષ્મદૃષ્ટિથી તેને તુરત ઓળખી કાઢે છે, ને તેને તિરસ્કારપૂર્વક નિત્યને માટે વિદાય કરી દે છે.

અનાદિકાળથી જીવને પોતાના માનેલા પ્રાણિપદાર્થમાં દૃઢ મમતા હોય છે. તે દૃઢ મમતાને અનન્યભક્ત મનમાંથી ત્યજી દે છે, ને ઉપરથી પોતાનો બાહ્યવ્યવહાર સમભાવથી કરતો રહે છે.

જે મનુષ્ય પરમાત્માથી ભિન્ન પ્રાણિપદાર્થમાં રહેલી મમતાને શુદ્ધભાવથી મૂકી દે છે, પોતાના કુસ્વભાવોનો નિઃશેષ ત્યાગ કરે છે, ને પરમાત્માના સાક્ષાત્કારમાટે સર્વદા અંતરમાં ઝુરે છે, રુદન કરે છે, શુદ્ધભાવથી પ્રાર્થના કરે છે, ને પરમપ્રીતિથી સ્મરણધ્યાન કરે છે, તે અનન્યભક્તના હૃદયમાં રહી તેની સર્વ ચેષ્ટા જોનારા પ્રભુ પછી તેની આગળ પ્રકટ થાય છે, ને પશ્ચાત્ તેનાથી કદી પણ દૂર થતા નથી.

લોભી જેમ ધનને ઇચ્છે છે, ને નવી વિયાયેલી ગાય જેમ વાછડાને ઇચ્છે છે, તેમ ભક્ત પોતાના પ્રિયતમ પરમાત્માને ઇચ્છે છે, અને કોમળ લતા જેમ વૃક્ષને વીંટાઇને રહે છે તેમ ભક્તનું પવિત્ર મન પરમાત્મામાં ચોંટેલું રહે છે.

* નિર્ભયતા ને પ્રસન્નતાથી ચિત્તને સર્વદા પરિપૂર્ણ રાખશો; ભય, ખેદ ને ચિંતાને અવકાશ ન આપશો.

૪૯. * પારમાર્થિક સાધનો ઉત્તમ પ્રકારે સાધવાં, ને બાહ્યવ્યવહાર મનને પ્રમાદરહિત રાખી જેમ ઘટે તેમ કરવો.

પરમાત્માની શુદ્ધભાવથી ભક્તિ કરનાર ભક્ત જેમ જેમ પરમાત્માભણી જતો જાય છે તેમ તેમ તેના અંતઃકરણપરનું આવરણ દૂર થતું જાય છે, ને પરમાત્માના સ્વરૂપને તે વિશેષ વિશેષ ઓળખતો જાય છે, ને અંતે તે તેમાંજ અભેદભાવ પામે છે.

પ્રભુના અનન્યભક્તો પરના ગુણો ને પોતાના દોષોને જોનારા હોય છે.

અતિકોમળસ્વભાવવાળા ને ગુણગ્રાહી પ્રભુ પોતાના ભક્તના થોડા ગુણને પણ મોટો માને છે, ને તેના દોષોની ઉપેક્ષા કરે છે, અર્થાત્ સ્વપ્નમાં પણ તેનું સ્મરણ કરતા નથી.

અનન્યભક્તો પોતાના પ્રભુને હૃદયરૂપ હિંડોળામાં આરૂઢ કરી વિશુદ્ધ પ્રેમભરી વૃત્તિરૂપ હીરની દોરીવડે નિરંતર ઝુલાવ્યા કરે છે,–નિરંતર તેમનું સ્મરણધ્યાન કર્યા કરે છે.

પરમાત્માનો ઉત્તમ ભક્ત પરમાત્માની પ્રત્યેક પ્રવૃત્તિને બહુ અનુકૂળદષ્ટિથી માનપૂર્વક જુએ છે, ને તેમાંથી પોતાને જે સદુપદેશ ગ્રહણ કરવાનો હોય તે સદુપદેશ ગ્રહણ કર્યા કરે છે, પરમાત્માના સુજ્ઞભક્તને પરમાત્મામાં ક્ષણે ક્ષણે કાંઇક નવીનતાજ પ્રતીત થયા કરે છે.

મન ભરાઇ આવે ત્યારે પરમાત્માની સ્તુતિવડે વા કવિતા લખવાવડે તેને શાંત કરવું.

પરમાત્માની અનપાયિની ભક્તિ સંપાદન કરી પરમાત્માની અમોઘ કૃપાવડે કૃતાર્થ થવા ઇચ્છનાર મનુષ્ય એકાંતે વિચાર કરતો રહી પોતાના હૃદયને ઉત્તરોત્તર અધિક યોગ્યતાવાળું કરતો રહે છે.

મનને સર્વદા નિઃશંક ને પ્રસન્ન રાખશો.

જેમ જોવાની તૃષ્ણાવાળા જન્માંધને નેત્રની પ્રાપ્તિ થવાથી ને ધનની વિશાળ તૃષ્ણાવાળા મહાદરિદ્રીને ચિંતામણિની પ્રાપ્તિ થવાથી આનંદની

પ્રાપ્તિ થાય છે, તેમ ભવાટવિમાં ભટકતા ને પ્રભુને શોધતા દુઃખી જીવને પરમાત્માની પ્રાપ્તિ થવાથી આનંદની પ્રાપ્તિ થાય છે.

૫૦. મનને ઉત્તરોત્તર ઠરેલ સ્વભાવવાળું કરતા રહેશો. શુભ-ભાવના પણ વિવેકયુક્ત કરવી ઉચિત છે.

વિવેક, સહનશીળતા, સાવધાનતા ને દઢતાવિના વ્યવહાર તથા પરમાર્થમાં આગળ વધી શકાતું નથી એ વાતનું વિસ્મરણ ન કરશો.

મુમુક્ષુએ પુરુષાર્થનેજ પ્રબળ માનવો. *

સ્વકર્તવ્ય શ્રદ્ધાભક્તિપૂર્વક કરતા રહેવાથી ચિત્તનો અધિકાર વધતાં સત્યાસત્યનું ભાન ક્રમથી થતું જશે. * *

## પત્ર ૫૧—૫૩.

* આસન, પ્રાણાયામ ને ત્રાટકવડે ચિત્તની યોગ્યતામાં વધારો કરી ચિત્તને જપદ્વારા બ્રહ્મમાં જોડવાનું છે તે ઉદ્દેશ તમને સમજાયો લાગતો નથી.

ચિત્તની શુદ્ધિ ને એકાગ્રતા સંપાદન કરી શરીરની અંદર ને બહાર સર્વત્ર સહજ એટલે સ્વાભાવિક રીતે રહેલા બ્રહ્મમાં યોગ એટલે મનને સુસ્થિર રાખવું તે સહજયોગ કહેવાય છે.

દેહભાવ ત્યજો, ને નામરૂપાદિને મિથ્યા ગણી તેના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મને સર્વત્ર નિરખતા રહો, એટલે બ્રહ્મદર્શનવડે કૃતાર્થ થવાશે. એ પદની પ્રાપ્તિમાટે વિવેકવૈરાગ્ય વધારો, ને પ્રતિબંધકોને દૂર કરવા વારંવાર મનમાં સદ્ગુરુની પ્રાર્થના કરતા રહો.

જેની તેની પ્રાકૃત વાતો સાંભળવાથી, નકામી આતુરતાથી, તથા તમારા મનના અદઢ ભાવથી તમને દુઃખાનુભવ થાય છે. વિહિત કર્તવ્ય કરી આગળ વધવાનું છે, નકામા પોકારો ઉપયોગી થતા નથી. *

જીવે આગલા જન્મોમાં કરેલાં કર્મોમાંથી જેનો વિપાક થયો હોય તેનું નવા જન્મમાં પ્રારબ્ધ થાય છે. પ્રારબ્ધ અદૃષ્ટ હોવાથી તેના ઉપર વિશ્વાસ રાખી મુમુક્ષુએ બેસી રહેવું નહિ, પણ યોગ્ય પુરુષપ્રયત્ન સર્વદા કર્યા કરવો.

અજ્ઞાની જીવનો પ્રલો–પ્રલય–થાય છે, એટલે તેને પોતાનાં કર્માનુસાર સંસારમાં ભમવું પડે છે, જ્ઞાન ન થાય ત્યાંસુધી તેનો મોક્ષ થતો નથી.

* * વ્યવસ્થાપૂર્વક વર્તી અંતઃકરણની યોગ્યતામાં ઉત્તરોત્તર નિયમપૂર્વક વધારો કરતા રહી પ્રસન્ન રહેશો.

* ભકતના હૃદયના ભાવપ્રમાણે તે ભક્તને પ્રભુનો ભાવ પોતાના ઉપર પ્રતીત થાય છે. પ્રભુ અસંગ ને સમભાવવાળા છતાં દર્પણની પેઠે ભકતના હૃદયમાં જેવો ભાવ હોય તેવાજ ભાવની પોતે પ્રતીતિ કરાવે છે.

અનન્યભકત પ્રભુમાં રહેલા અસંખ્ય કલ્યાણકર ગુણોનું પરમ પ્રેમ ને વિવેકથી અવલોકન કરતો રહે છે, પૂર્વના ને વર્તમાનકાળના અનન્યભકતોનાં ચરિત્રોને અનુકૂળ બુદ્ધિથી વિચારતો રહે છે, ને પ્રભુમાં પરમ શ્રદ્ધા ને ભકિત વધારતો છતો પોતાના ચિત્તના તથા ઇંદ્રિયોના દોષોને ત્યજતો રહે છે. *

૫૨. * વ્યવહારપરમાર્થના પ્રત્યેક નાનામોટા કામમાં ધૈર્ય, વ્યવસ્થા, સાવધાનતા ને વિવેક રાખી વર્તવાનો સ્વભાવ પાડવાનો પ્રયત્ન સદાગ્રહપૂર્વક ચાલુ રાખશો.

પ્રત્યેક ક્રિયા ભવિષ્યનો વિચાર કરીને કરવાનો નિયમ રાખવા જાગ્રતિ સેવશો.

વિષયવિરાગની વૃદ્ધિ કરવાવડે મનની શાંતિમાં વધારો કરતા રહેશો.

બાહ્યભક્તિને ઉપયોગજેટલી રાખી અંતર્ભક્તિમાં ઉત્તરોત્તર વિવેકપૂર્વક વધારો કરવો. અંતરાત્મા સર્વ પ્રાણીઓના હૃદયમાં સર્વદા વિરાજમાન છે, ત્યાંથી ક્ષણવાર પણ દૂર થતા નથી, માટે મનને પ્રસન્ન રાખી તેમાં જોડયા કરવું.

મનને તથા ઇંદ્રિયોને કામક્રોધાદિથી વિકળ નહિ થવાદેવા સતત સાવધાનતા સેવવી, કે જેથી સ્થૂલશરીર નીરોગ ને બળવાન્ રહે. * *

૫૩. * પ્રત્યેક લૌકિકવૈદિક કર્મ નિષ્કામબુદ્ધિથી કર્તવ્ય સમજીને કરવાનો સ્વભાવ પાડી અંતઃકરણને શુદ્ધ કરવાથી મનુષ્યને તત્ત્વજ્ઞાનનું વા પરમાત્માની અનન્યભકિતનું માહાત્મ્ય સમજાય છે, તેનું માહાત્મ્ય સમજાય ત્યારે તેમાં શ્રદ્ધા–આ જ્ઞાન વા ભકિત મારા પરમપુરુષાર્થનું સાધન છે એવો દૃઢ નિશ્ચય–ઉત્પન્ન થાય છે, શ્રદ્ધા ઉપજવાથી તેમાં ઉત્સાહ પ્રકટે છે, ને ઉત્સાહ પ્રકટવાથી સદાગ્રહપૂર્વક જ્ઞાનનાં વા ભકિતનાં સાધનોનું અનુષ્ઠાન થઇ શકે છે, અને તેથી –જ્ઞાનની વા ભક્તિની પ્રાપ્તિથી–મનુષ્ય કૃતાર્થ થાય છે.

* જે જે પ્રતિબંધકો પ્રતીત થાય તે તે પ્રતિબંધકોને ત્યજવા ઘણામાં ઘણો પ્રયત્ન સેવશો. પરમાર્થમાં કાંઈ પણ આગળ ન વધાતું હોય તો તેનાં કારણો શોધવાં, ને તે કારણોને દૃઢતાથી દૂર કરવાં.

ચિત્તના ભ્રમણને વા અવ્યવસ્થિત સ્થિતિને વિવેક ને દૃઢતાથી દૂર કરવાથીજ આગળ વધી શકાશે, ને ચિત્ત શાંતિનો અનુભવ કરશે.

નિયમપૂર્વક વિધિવત્ પ્રયત્ન થાય તો અંતઃકરણની સ્થિતિ બદલાયા વિના નજ રહે.

**ઉપદિષ્ટ માર્ગે ક્રમપૂર્વક ચાલ્યા કરવું એ સાધકનું મુખ્ય કર્તવ્ય છે. સર્વ કાર્યની ક્રમથી સિદ્ધિ થાય છે એ ભૂલવું નહિ.**

## પત્ર ૫૪—૫૮.

* ભસ્ત્રિકાપ્રાણાયામ યથાવિધિ કરતા હશો. તેમાં કુંભકનો સમય વધારતા રહેશો. ત્રાટક પણ સાવધાનતાપૂર્વક કરશો. તે ક્રિયાઓ બરાબર થવાથી બુદ્ધિની તીક્ષ્ણતા ને નિર્મળતામાં વધારો થઇ તેમાં વૈરાગ્ય પણ વધશે. જે સાધકના ચિત્તમાં પ્રતિબંધક સંસ્કારોનું બહુપણું હોય છે તેમને સાધન કરતાં છતાં પણ જોઇએ તેવો લાભ તુરત અનુભવાતો નથી. ઉત્સાહ લાવી અભ્યાસ કરવો. ઉત્સાહ, આદર ને સાવધાનતા રહે તો સાધનમાં કંટાળો ને નિદ્રા ન આવે.

ચિત્તને પારમાર્થિક સાધનમાં જાગ્રત્ કરવાનો તથા સાધન વહેલું સિદ્ધ થવાનો ઉપાય આ છે:—પ્રભુમાં બહુ પ્રીતિ રાખવી, વારંવાર પ્રભુની પ્રાર્થના કરવી, ને ઇષ્ટ મંત્રનો જપ કરવો. આ બધું માહાત્મ્યજ્ઞાનપૂર્વક થાય તો બહુ લાભદાતા થાય.

* હૃદય જેમ જેમ વિશુદ્ધભક્તિથી કર્તવ્યપરાયણ રહેવા લાગશે તેમ તેમ તમને ત ઇચ્છિતનો લાભ અનુભવાશે.

શુભકર્મ ને શુભવિચારનો પરિપાક થયે થવાયોગ્ય થઇ રહેશે, માટે નિશ્ચિંત રહી કર્તવ્ય કરતા રહેશો.

૫૫. * પ્રાપ્તવ્યવહારના પ્રત્યેક કર્મને પ્રભુની સેવા સમજાય છે તેમ સમજીને વર્તતા રહેશો.

અંતઃકરણમાં સૂક્ષ્મ વિચારને બહુ બળવાન્ કરી સ્થૂળ વિચારનો નાશ કરતા રહેશો. શરીર સ્વસ્થ ન હોવાથી સાધન ઓછું થાય તેમાં શોક ન કરવો. એવી વેળાએ પ્રભુનું સ્મરણ તથા ધ્યાન કરી મનને પ્રસન્ન રાખવું.

**સર્વ ઉપદેશનું અખંડ સ્મરણ રાખી તદનુસાર દૃઢતા ને સાવધાનતાથી વર્તી પ્રસન્ન રહેશો.**

૫૬. * શ્રદ્ધા, ભક્તિ, ઉત્સાહ ને વિવેકથી જેમ જેમ ઉપાસક અહંગ્રહભાવનાનો વધારો કરતો રહે છે તેમ તેમ તેના અંતઃકરણની યોગ્યતામાં વધારો થવાથી તે લોકોત્તરસુખનો અનુભવ કરવા માંડે છે, ને તેનું મન પ્રૌઢ ભક્તિવાળું થાય છે. જેના ચિત્તમાં પ્રૌઢ ભક્તિનો ઉદય થાય છે તેના ચિત્તમાં કેવી નિઃસ્વાર્થભાવના પ્રકટે છે તે એક ભક્તે ગોકુળમાંથી પ્રભુ મથુરામાં વિરાજતા હતા ત્યારે ઉદ્ધવજીસાથે જે કાગળ મોકલ્યો હતો તેના નીચે લખેલા તે કવિતના છેલ્લા ભાગપરથી જણાઇ આવે છે:—

" બિનતિ એતી હૈ કે હમેંશહુ મોહે તો નિજ, પાયનકી પુરી પરિચારિકા ગિને રહો:

યાહીમેં મોહન મન મગન હમારો મન, લગન લગાઇ મન મગન બને રહો. "

**ભાવાર્થઃ**—હે પ્રણતપાલ પ્રભો ! મારી એટલીજ વિનતિ છે કે નિરાધાર ને રાંક એવી મને નિરંતર પોતાના પવિત્ર, ત્રિવિધતાપહર ને લોકોત્તર સુખપ્રદ ચરણકમળોની પૂરી કિંકરી ગણતા રહો. હે મનમોહન ! આમાંજ મારું મન પ્રસન્ન છે, માટે તેમાંજ મારા મનની લગની લગાડીને આપ પ્રસન્નતાવાળા રહો.

દર્પણમાં પોતાનું મુખ જોનાર મનુષ્ય જેવા ભાવથી દર્પણમાં જુએ છે તેવા ભાવનું પ્રતિબિંબ તેને દર્પણમાં પ્રતીત થાય છે તેમ ભક્ત જેવા ભાવથી પ્રભુની ભક્તિ કરે છે તેવા ભાવનો પ્રતિભાસ તે પ્રભુમાં જુએ છે.

દેહાભિમાન શિથિળ કરવાથી ને અંતઃકરણની યોગ્યતા વધારવાથી ભક્ત પ્રભુની અમોઘ કૃપા મેળવવા ભાગ્યશાળી થાય છે.

હૃદયમાં ઉંડા ઊતરો. ત્યાં રહેલી પરમપૂજ્ય ને પરમાનંદરૂપ સત્તાને વિલોકો. વારંવાર તેને બહુ માનથી મનોમય વંદન કરો. જગત્‌ને ભૂલો, ને વૃત્તિને તેમાંજ લીન કરો. હવે તમે નથી, અન્ય કોઇ પણ નથી, માત્ર તે દૈવી સત્તાજ સર્વત્ર વિલસી રહી છે એમ પ્રતીત થશે.

૫૭. * આ જગત્‌માં મનુષ્યનો જેટલો સમય સારા વિચારમાં, સારા સંગમાં, ને સારા કર્મમાં જાય છે તેટલોજ સમય સાર્થક છે, બાકી તો નિરર્થક શ્વાસોચ્છ્‌વાસ ભરવાના છે. * *

૫૮. * સંસારની વિપરીત સ્થિતિઓનો અનુભવ સમજુ માણુસના મનમાં વૈરાગ્યની વૃદ્ધિ કરનારો થાય છે. મંદ ને મધ્યમ પ્રારબ્ધવાળાને સંસારનો માર્ગ ઘણો વાંકાચુંકો પ્રતીત થાય છે, પણ તેણે તેથી મુંઝાવું નહિ, કિંતુ સહનશીળતા ને સાવધાનતા રાખી આગળ વધવું જોઇએ સહનશીળતા વધારવાથી તથા સામાન્ય વાતમાં કે કોઇના કથનમાં મનને બહુ લાગણીવાળું ન રાખતાં પોતાના હિતને સાધવું એ સમજુનો ધર્મ છે, જે તમને અજ્ઞાત ન હોવો જોઇએ.

## પત્ર ૫૯–૬૧.

* પુરુષાર્થને વશ પ્રારબ્ધ છે, અર્થાત્ પ્રારબ્ધનો બાપ પુરુષાર્થ છે. જીવ જેવો પુરુષાર્થ કરે છે તેવું પ્રારબ્ધ તે બાંધે છે. પુરુષાર્થ ઇચ્છિત કામના પ્રમાણમાં હોવો જોઇએ એટલુંજ નહિ, પણ તે યોગ્ય હોવો જોઇએ. જ્યાં જ્યાં આપણે પુરુષાર્થ કર્યા છતાં ઇચ્છિત ફળસિદ્ધિ જોતા નથી વા હાનિ જોવામાં આવે છે ત્યાં ત્યાં કાંતો તે પુરુષાર્થ જોઇએ તેટલા બળવાળો હોતો નથી, વા જેવો ઘટે તેવો હોતો નથી, વા વિપરીત હોય છે. કોઇ વાર થોડા પુરુષાર્થથી વા પુરુષાર્થવિના પણ મનુષ્યને લાભ થયેલો અનુભવાય છે ત્યાં પૂર્વજન્મમાં કરેલા

પુરુષાર્થનું તે ફળ છે એમ માનવું. પુરુષાર્થ કર્યા છતાં જ્યાં જ્યાં પૂરેપૂરી ફળસિદ્ધિ અનુભવાઈ નથી, ત્યાં ત્યાં જન્માંતરમાં તે પુરુષાર્થનો વિપાક થયે પૂરેપૂરી ફળસિદ્ધિ અનુભવાશે એમ જાણવું.

સાધારણ દૃષ્ટિથી વિચારતાં આગળનો પુરુષાર્થ જેને પ્રારબ્ધ કહેવામાં આવે છે તે વર્તમાન જન્મની પ્રવૃત્તિમાં તથા ફળસિદ્ધિમાં કેટલેક અંશે હેતુભૂત છે, છતાં પ્રબળ પુરુષાર્થથી તેમાં ફેરફાર પણ કરી શકાય છે, અર્થાત્ મંદ તથા મધ્યમ વેગવાળું પ્રારબ્ધ યોગ્ય પુરુષાર્થથી ફેરવી શકાય છે, ને તીવ્ર વેગવાળું પ્રારબ્ધ ફેરવવા પુરુષાર્થ સૂઝતો નથી, વા થઇ શકતો નથી, તેથી તે ભોગવવું પડે છે. મનુષ્યને પોતાના પ્રારબ્ધનું જ્ઞાન નથી, તેથી તેણે તો આદરપૂર્વક યોગ્ય પુરુષાર્થ કરવો એજ તેને હિતકર છે. યોગવાસિષ્ઠના મુમુક્ષુપ્રકરણના પાંચમા સર્ગથી માંડીને આઠમા સર્ગસુધી પુરુષાર્થનીજ પ્રબળતા જણાવી છે. માટે મુમુક્ષુએ તો પુરુષાર્થનેજ પ્રબળ માનવો, પ્રારબ્ધના ભક્ત ન થવું.

૬૦. × ભક્તકામકલ્પવૃક્ષ ભગવાનનું ભાવપૂર્વક સ્મરણધ્યાન કરતા છતા તથા પરમપવિત્ર આજ્ઞાઓનું શાંતચિત્તે બહુમાનપૂર્વક પુનઃ પુનઃ સ્મરણ કરી સાવધાનતા ધૈર્ય ને સદાગ્રહથી તેજ પ્રમાણે વર્તતા છતા તમારા અંતઃકરણને પ્રભુના વાસ્તવિક સ્વરૂપની વધારે વધારે પાસે લાવી અહોનિશ અલૌકિક આનંદમાં રહેતા હશો.

અનન્યભક્તનો ઉદ્દેશ પોતાના પ્રિયતમ પ્રભુના સ્મરણધ્યાનાદિમાં નિમગ્ન રહેવાવડે સર્વ જગત્ ભૂલી જઇ પોતાના અંતઃકરણને પરમાત્મમય કરી મૂકવાનો હોય છે જાગ્રતના સર્વ સમયમાં તે પ્રકટ રીતે કે અપ્રકટ રીતે પ્રભુનેજ સંભારે છે, વ્યવહારનું કામકાજ કરતાં પણ તેનું હૃદય પ્રભુને ભૂલી શકતું નથી, તેને સ્વપ્નાવસ્થામાં સ્વપ્નો પણ પ્રભુસંબંધીજ આવે છે, ને સુષુપ્તિકાળે તેનું હૃદય પ્રભુસ્વરૂપમાંજ અભેદભાવે

વિરામે છે. આવા ભકતનું હૃદય વિશ્વમાંના અનુકૂળપ્રતિકૂળ પ્રસંગોને મિથ્યા ગણી તેની ઉપેક્ષા કરે એ સ્વાભાવિકજ છે. તેના વજ્રસારજેવા દુર્ભેદ્ય હૃદયને સંસારમાંનો કોઇ પણ પ્રતિકૂળ પ્રસંગ ખેદ ઉપજાવવા સમર્થ થઈ શકતો નથી. તેનું હૃદય બીકણ બિલાડીના હૃદયજેવું નથી, કે પ્રતિકૂળ પ્રસંગથી તે કંપી ઉઠે. તેનું હૃદય તો સિંહના હૃદયના જેવું નિર્ભય છે, જે પ્રતિકૂળ પ્રસંગની સામે ઘોર ગર્જના કરી નિર્ભયતા-પૂર્વક ધસે છે. પર્વત જેમ વરસાદના તથા વાયુના ઝપાટાને લેખવતો નથી તેમ અનન્યભક્ત પણ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલા દુઃખને લેખવતો નથી. તે પોતાને પ્રાપ્ત થયેલ વ્યાવહારિકકર્મ તથા પારમાર્થિક સાધન પ્રભુની કૃપા મેળવવાના સાધનરૂપ ગણીને ઉત્સાહપૂર્વક કરે છે, પણ તેવો પ્રસંગ પ્રાપ્ત થયે તે કદીપણ કંટાળતો નથી, વા ખેદયુક્ત થતો નથી. આવો ભક્ત સમજે છે કે પ્રણતપાળ પ્રભુ મારા હૃદયમાં રહી મારા સર્વ વિચારો તથા પ્રવૃત્તિને જુએ છે, તેથી મારે કોઇ પણ અયોગ્ય વિચાર કે અયોગ્ય પ્રવૃત્તિને અવકાશ આપવો ઉચિત નથી. તેના હૃદયમાં નિરંતર એવીજ ઝંખના રહ્યા કરે છે, કે હું કયા ઉપાય-વડે મારા પરમોપાસ્ય પરમાત્માને પ્રસન્ન કરું ? તેના વિચાર, તેનું ભાષણ, તેની શરીરપ્રવૃત્તિ, ને તેના માનેલા બાહ્ય પદાર્થોનો વિનિયોગ પ્રભુની તેના ઉપર ઉત્તરોત્તર અધિક અધિક કૃપા થાય એવી રીતનાંજ હોય છે. ભક્તવત્સલ પ્રભુ અપ્રસન્ન થાય એવા કોઇ પણ વિચારોને, શબ્દોચ્ચારને, શરીરપ્રવૃત્તિને કે બાહ્યપદાર્થના વિનિયોગને તે ભૂલથી પણ સેવતો નથી. " સઘળું સારું તેનું પરિણામ સારું " એ કથન-પ્રમાણે સર્વ પ્રકારે સારી રીતે વર્તનારો અનન્યભક્ત પરિણામે પરમા-ત્માના પતનરહિત પરમાનંદમય પરમધામને પામે એમાં કાંઇ આશ્ચર્ય નથી.

વિશુદ્ધપ્રીતિ, પ્રભુપરાયણતા, પ્રસન્નતા, શાંતિ, સહનશીળતા, દક્ષતા, નિર્ભયતા, નમ્રતા, સરલતા, સાવધાનતા, ઊતરતી સ્થિતિવાળા મનુષ્યાદિપ્રતિ દયા, સમાનસ્થિતિવાળા મનુષ્યાદિસાથે કે ચઢતી સ્થિતિવાળા મનુષ્યાદિસાથે મૈત્રી, ને પાપી મનુષ્યાદિપ્રતિ ઉપેક્ષા આ ત્રયોદશ સખીઓ જે આ લોકમાં તમને સુખ આપનારી ને પરિણામે પરમધામ પમાડનારી છે તેમની સાથે તમારી મનોવૃત્તિને અભેદભાવવાળી રાખી પરમાનંદાનુભવ કરતા હશો.

વૃશ્ચિકાદિ ભયંકર પ્રાણીઓથી ભરેલા અંધકૂપમાં પડેલા દુઃખી મનુષ્યનાં પૂર્વનાં પુણ્યોનો પરિપાક થાય છે ત્યારે તે અંધકૂપની બહાર રહેલા કોઇ દયાળુ મનુષ્ય તેના ઉપર દીપકનો પ્રકાશ પાડે છે, તે દીપકના કિરણવડે તે મનુષ્ય ઉપર ચઢવાનો માર્ગ જોઇ તે માર્ગ વડે ઉપર ચઢી અંધકૂપથી બહાર નીકળી પરમસુખીઓ થાય છે તેમ જન્મમરણાદિ દુઃખથી ભરેલા સંસારમાં ડૂબેલા મનુષ્યનાં પૂર્વનાં પુણ્યોનો પરિપાક થવાથી કૃપાનિધાન પ્રભુ તેના હૃદયપર પોતાની કૃપાનું કિરણ નાંખે છે, તે કિરણવડે તે કૃપાસાગર પ્રભુના પરમાનંદસ્વરૂપને વિલોકી, સંસારનો મોહ ત્યજી, ઉત્તરોત્તર પ્રભુભક્તિમાં વધારો કરી, પોતાના પ્રિયતમ પ્રભુને પામી પરમ સુખીઓ થાય છે.

જેમ ચુંબકના પર્વતભણી લોહ ખેંચાય છે, ને અંતે તેમાં ચોટી જાય છે તેમ અનન્યભક્તનું ચિત્ત ભક્તના હૃદયનું હરણ કરનારા પ્રભુભણી ખેંચાઇ જાય છે, ને તેમના સ્વરૂપમાં ચોટી જાય છે. જેમ ઉત્તમ સ્પર્શમણિના સ્પર્શથી કાટવિનાનું લોહું ઉત્તમ સ્પર્શમણિરૂપ થઈ જાય છે તેમ નિષ્કપટ ભક્તિવાળો મનુષ્ય પરમાત્માના સ્પર્શથી પરમાત્મરૂપ થઇ જાય છે.

અનન્યભક્ત જેમ જેમ અગાધ શ્રદ્ધાભક્તિથી કરુણાનિકેત પરમેશ્વરમાં પોતાના મનને જોડતો રહે છે તેમ તેમ તેને પરમપાવન પરમાત્માના અલૌકિક મહિમાનું ને અગાધ ઐશ્વર્યનું ભાન થવા લાગે છે, ને તેમ થતાં તે આશ્ચર્યથી ચકિત થઇ પોતાને કૃતાર્થ માનવા લાગે છે.

જેમના હૃદયમાં ભક્તિભાવનો યોગ્ય સંચાર થયો ન હોય તેવા મનુષ્યો ઈશ્વરના લીલાવિગ્રહની કે સદ્‌ગુરુની સમીપ હોય ત્યારે ભક્તિ-ભાવવાળા પ્રતીત થાય છે, ને તેમનાથી દૂર થાય છે ત્યારે તેમનો ભક્તિ-ભાવ ઘટતો જાય છે; અને જેમના હૃદયમાં ભક્તિભાવનો યોગ્ય સંચાર થયો હોય છે તેવા મનુષ્યો શ્રીઈશ્વરના લીલાવિગ્રહની કે સદ્‌ગુરુની સમીપ હોય ત્યારે જેવા ભક્તિભાવવાળા રહે છે તેવાજ ભક્તિભાવવાળા વા તેથી પણ વધારે ભક્તિભાવવાળા તેઓ તેમનાથી દૂર હોય ત્યારે પણ રહે છે.

જેમ તાંબાની એકાદ મુદ્રાથી ઉત્તમ હીરો મેળવી શકાતો નથી તેમ સ્વલ્પ પ્રયત્નથી આનંદમહોદધિ પરમાત્માનો અખંડ સાક્ષાત્કાર થતો નથી, ને જેમ બહુ સુવર્ણમુદ્રાથી ઉત્તમ હીરો મેળવી શકાય છે તેમ અતિ આતુરતાથી નિરવધિ સુખરૂપ પરમાત્માનું સ્મરણ તથા ધ્યાન કરવાથી અનન્યભક્તને તેમનો અખંડ સાક્ષાત્કાર થાય છે.

ઉપર જે કાંઇ દર્શાવ્યું છે તે તમારા જાણવાબહાર નથી, છતાં જે લખ્યું છે તે માત્ર શાંતચિત્તે એકાંતમાં તે પંક્તિઓના વાચનથી તમારા ચિત્તમાં આનંદનો આવિર્ભાવ થશે એમ જાણી ચિત્તમાં જે સ્ફુર્યું તે લખ્યું છે.

૬૧. તમે તમારા મનના ચાંચલ્યને ત્યજી ઉંડા ઊતરી સિદ્ધાંત

વિચારતા નથી, ને ખોટી આતુરતાથી મનને નિરર્થક વેગવાળું રાખો છો, તેથી સિદ્ધાંતનું સ્વરૂપ યથાર્થ સમજાતું નથી, ને તમારું મન ક્લેશાનુભવ કરે છે. તમે તમારા પ્રત્યેક લૌકિક તથા શાસ્ત્રીય કર્મમાં વ્યવસ્થાવાળા થાઓ, ને ભટકતા મનને નીચેના એકજ વિચારમાં લીન કરવા કેટલોક સમય પ્રયત્ન કરો:—

ઇંદ્રિયગ્રાહ્ય સ્થૂળ જગત્ જે તમે જુઓ છો, તથા અનુભવો છો, તેમાં તેના કારણભૂત સૂક્ષ્મ જગત્ છે. અપંચીકૃત પાંચ ભૂતો તથા તેનાં કાર્યોનું એ જગત્ બનેલું છે. તે સૂક્ષ્મ જગત્ સ્વતઃસિદ્ધ નથી, પણ માયા અથવા પ્રકૃતિના કાર્યરૂપ છે. તે માયા એક બહુજ સૂક્ષ્મ દ્રવ્ય છે. તે માયાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ છે. એ બ્રહ્મજ તમારું તથા જગત્નું વાસ્તવિક સ્વરૂપ છે. આ બ્રહ્મમાં તેનો યથાશક્તિ ખ્યાલ બાંધી સવારસાંજ તમારા મનને જોડતા રહો. આમ તમારો પ્રયત્ન સતત ચાલશે તો તમારા મનને મૂળ વસ્તુનું ભાન થવા લાગશે. તમે વારંવાર સિદ્ધાંતપ્રદીપનો તથા શુભભાવનાનો અંક વાંચતા રહો. શ્રદ્ધાને બહુરૂપવાળી ન રાખવી. બીજા સર્વ વિચારો ત્યજી એકજ સિદ્ધાંતમાં આરૂઢ થઇ તેમાંજ ઉંડા ઉતરો. આમ વર્તશો તો લૌકિક રસાયનની પેઠે આ અલૌકિક રસાયનરૂપ સિદ્ધાંત પણ તમને સ્પષ્ટ સમજાશે, ને તમારું જીવન પણ સુખમય થશે.

## પત્ર ૬૨—૬૬.

* મનુષ્યના અંતઃકરણમાં જ્યારે સત્ત્વગુણનો વધારો થયો હોય ત્યારે તે મનુષ્યને સારા વિચાર ઉપજે છે, ને તેની સારી ક્રિયા કરવામાં પ્રવૃત્તિ થાય છે, અને મનુષ્યના અંતઃકરણમાં જ્યારે રજોગુણ તથા તમોગુણનો વધારો થાય છે ત્યારે તે મનુષ્યને નઠારા વિચાર ઉપજે છે,

ને તેની નઠારી ક્રિયામાં પ્રવૃત્તિ થાય છે. આવી રીતે આગળ પાડેલા સંસ્કારાનુસાર ગુણોના બદલાવાથી અંતઃકરણમાંથી ઉઠતી વૃત્તિઓ બદલાય છે. મુમુક્ષુએ સત્સંગ, સદ્‌ગુરુની સેવા, શુભ વિચાર, ને શુભ ક્રિયાથી સત્ત્વગુણની વૃદ્ધિ કરવી, ને રજોગુણ તથા તમોગુણને બળ-હીન કરવા.

પરમાત્મામાં અત્યંત શ્રદ્ધા ને પ્રીતિ રાખવાથી તથા તેમની કૃપા મેળવવાનો શુભ પ્રયત્ન કરવાથી મનની સ્થિતિ સુધરે છે તે તમારા જાણવાબહાર નહિ હોય.

૬૩. પરમાત્માની નાનીમોટી પ્રત્યેક સેવાના સમયમાં અનન્ય-ભક્તનું પ્રેમપ્રપૂર્ણ હૃદય અલૌકિક આનંદથી ઉભરાવા લાગે છે, ને તેનું પ્રસન્ન મુખ આનંદથી વિશેષ પ્રકાશવા લાગે છે.

હું કેવા કેવા વિચારો ને ક્રિયાઓ કરી મારી અનન્યભક્તિમાં ઉત્તરોત્તર સુધારો વધારો કરું, તથા હું અનન્યભક્તિની પરાકાષ્ઠાએ કેવી રીતે પહોંચું, એમ તે ભક્ત એકાંતમાં વારંવાર વિચાર્યા કરે છે.

તે પ્રત્યેક સમય પ્રભુની આજ્ઞાને પ્રસન્ન મને અનુસરવામાં પોતાનું હિત સમજે છે. પોતાનું ધાર્યું કરવાનો આગ્રહ તે કદી સેવતો નથી.

૬૪. * પ્રણતપાલ પ્રભુના સ્મરણધ્યાનરૂપ મહામંત્રવડે માયારૂપ પિશાચિનીનો તથા મોહરૂપ વેતાળનો પરાભવ કરો. "ભૂત બીનાને ખાય" એ કથનાનુસાર તેઓ ડરનારને બહુ દુઃખ આપે છે, માટે તેમનાથી લેશ પણ નહિ ડરતાં તેમના સામા થાઓ.

હૃદયને શાંત તથા સમભાવવાળું રાખી અભ્યાસ કરતા રહો, પ્રતિબંધકોથી કંટાળો નહિ, પણ તેમને દૂર કરવા પ્રયત્નવાન્ રહો,

સહનશીળતા પ્રસન્નતા ને ઔદાર્યવડે મનોબળ સાચવી વ્યવહારપરમાર્થનાં કામો કરતા રહો.

ઔદાર્ય ને દયા રાખવાં, અને પ્રકૃતિઓની ભિન્નતા જાણી જે જે ઉપાયથી જે જે પ્રકૃતિને નિયમમાં આણી શકાય એમ હોય તે તે પ્રકૃતિવાળાને તે તે ઉપાયથી નિયમમાં લાવવા કંટાળ્યા વિના પ્રયત્ન કરવો. એમ કરતાં છતાં પણ ધાર્યું પરિણામ ન આવ્યું તો તેનો મનમાં લેશ પણ ખેદ નજ થવા દેવો.

* અસંતોષ દૂર થાય ને સર્વદા સંતોષ રહે એમ વ્યવસ્થા રાખવી. વિરોધીઓને પણ યોગ્ય ઉપાયથી સમજાવી લેવામાં ડહાપણ છે.

૬૫. * સુષુપ્તિમાં જીવ વિક્ષેપરહિત થયેલો હોય છે, તેથી તેને સંપ્રસાદ કહેલો છે. સત્યસંકલ્પવાળાને તેના સંકલ્પથી મરી ગયેલાં માતપિતા તેના મનમાં સ્પષ્ટ પ્રતીત થાય છે.

સૂર્ય શૌરીપુંજનામના ચંદ્રની (આપણી પૃથિવીના ચંદ્રની નહિ) આસપાસ ફરે છે, તેથી તે સૂર્ય ચંદ્રમાં ઓતપ્રોત છે એમ શ્રુતિમાં કહ્યું છે.

* પ્રાણનો સૂર્યની સાથે અને અપાનનો ચંદ્રની સાથે સંબંધ છે.

૬૬. * ઉત્તમ મુમુક્ષુને તો સદ્દગુરુના ચરણારવિંદમાં સર્વ તીર્થો છે, તેથી તેણે તીર્થયાત્રા કરવાનો આગ્રહ સેવવો ઉચિત નથી. માતપિતાએ તીર્થયાત્રા ન કરી હોય તો પુત્રે તેમને યાત્રા કરાવ્યા વિના યાત્રા કરવી ઉચિત નહિ. શ્રદ્ધા ને પ્રીતિથી વિધિવત્ યાત્રા કરે તો અંતઃકરણની શુદ્ધિ થવાનો સંભવ ખરો.

ઇષ્ટદેવનું ધ્યાન કરતી વેળા જો અન્ય પ્રાણિપદાર્થની મનમાં પ્રતીતિ થાય તો તેમાં ઇષ્ટદેવના સ્વરૂપનું ચિત્ર રચી પ્રતીત થયેલા

પ્રાણિપદાર્થના ચિત્રને દૂર કરી દેવું; વા વૈરાગ્યવડે તે આકારને દૂર કરી મનને પુનઃ ઇષ્ટદેવના ધ્યાનમાં જોડવું.

* હૃદયમાં દયા રાખી ન્યાય ને વિવેકથી અપરાધીને તેના અપરાધ-પ્રમાણે શિક્ષા કરવામાં અડચણ નથી.

* શ્રીસદ્‌ગુરુર્વિજયતેતરામ્ તથા શ્રીસદ્‌ગુરુર્વિજયતેતમામ્ એ બેને વાક્યો સાચાં છે. પહેલાનો અર્થ શ્રીસદ્‌ગુરુ અન્યના ઉપર વિજય પામે છે એવો, ને બીજાનો અર્થ શ્રીસદ્‌ગુરુ સર્વની ઉપર વિજય પામે છે એવો થાય છે. *

## પત્ર ૬૭—૬૯.

* પ્રથમ પ્રણવાકારવૃત્તિ કરવી, પછી તે વૃત્તિને પ્રણવના વાચ્યાર્થરૂપે કરવી, પશ્ચાત્ તે વૃત્તિને પ્રણવના લક્ષ્યાર્થમાં એકાગ્ર કરી અભેદભાવે વિલીન કરવી. બે વૃત્તિઓને સાથે રાખવા પ્રયત્ન ન કરવો. સોઽહંધ્વનિના તથા તેના મનનના વ્યાપારને પણ અધિષ્ઠાનમાં વિલીન કરવા પ્રયત્ન સેવવો.

સાક્ષિરૂપે કામ કરનારી વૃત્તિમાંથી વૃત્તિભાગનો બાધ કરી તેમાં અહંવૃત્તિને અભેદભાવે સ્થાપવાનો પ્રયત્ન કર્યા કરવાથી પણ પરિણામે આત્મસ્વરૂપનું ભાન થઇ શકે છે.

ચિજ્જડગ્રંથિનો ભેદ થયા પછી જ્ઞાનીના અંતઃકરણની વૃત્તિમાં બ્રહ્મનું નિરાવરણ સ્ફુરણ થયા કરે છે. પૂર્વોક્ત ગ્રંથિનો ભેદ ન થાય ત્યાં-સુધી વૃત્તિ તથા બ્રહ્મના પૃથક્‌પણાનું જ્ઞાન સ્પષ્ટ થતું નથી. જ્ઞાની વ્યવહારકાળે ચિદાભાસની સાથે કાલ્પન અભેદ સ્વીકારી વ્યવહાર કરે છે, ને વૃત્તિના નિરોધકાળે બ્રહ્મમાં વૃત્તિનો બાધ કરી બ્રહ્મરૂપે સ્થિર થાય છે. કલ્પિત ચિદાભાસ કે અંતઃકરણની વૃત્તિ આત્મા વા બ્રહ્મમાં

દ્વૈત ઉપજાવી શકતાં નથી. જ્ઞાનીનો વ્યવહાર બાધિતાનુવૃત્તિથી ચાલે છે, તેથી દૃશ્યમાં તેમને સત્યતાનું ભાન ન થાય. બ્રહ્મ પારમાર્થિક છે, ને દૃશ્ય વ્યાવહારિક છે, એ સમજ તેમની નાશ પામતી નથી, તેથી તેમનું અંતઃકરણ પ્રવીન થતા દ્વૈતને સત્ય માનતું નથી, અર્થાત્ પ્રારબ્ધ રૂપ ઉપાધિના સદ્ભાવથી જ્ઞાનીને દ્વૈતની પ્રતીતિ થાય, છતાં તે દ્વૈત સત્ય છે એવો નિશ્ચય તેમના અંતઃકરણમાં ઉદય થતો નથી. જેમ તમારે હું બ્રાહ્મણ છું એવો વિચાર રાખવો પડતો નથી તેમ જ્ઞાનીને હું બ્રહ્મ છું એવો વિચાર રાખવો પડતો નથી, તેથી તેમના અંતઃકરણમાં એકસાથે બે વૃત્તિઓ વિદ્યમાન રહેતી નથી, પણ આગળ કહ્યા પ્રમાણે બે પ્રકારે વૃત્તિની સ્થિતિ પ્રયોજનવશાત્ થાય છે.

જેમણે યોગ્યતા મેળવી માત્ર બ્રહ્મમાંજ સંયમ કરી બ્રહ્મસાક્ષાત્કાર કર્યો છે તેમને સિદ્ધિઓ પ્રાપ્ત થતી નથી. તેવા જ્ઞાનીને માયા ને તેનાં કર્યો મિથ્યા સમજાય છે, તેથી તેમને સિદ્ધિઓની ઇચ્છાજ નથી. જેમણે અષ્ટાંગયોગદ્વારા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેમણે આગળ બ્રહ્મથી ભિન્ન પ્રકૃતિ આદિમાં બહુધા સંયમ કરેલો હોય છે, તેથી તેમને સિદ્ધિઓ પ્રાપ્ત થયેલી હોય છે.

માત્ર નિદિધ્યાસનના પરિપાકવડે જેમણે બ્રહ્મજ્ઞાન સંપાદન કર્યું છે તેમને તે જ્ઞાન તેમના કલ્યાણમાં તો ઉપયોગી છેજ. પ્રાપ્તવ્યવહારમાં પણ તેમને તે જ્ઞાન ઉપયોગપૂરતું ઉપયોગી થાય છે. બ્રહ્મમાં ઈશભાવ કલ્પિત હોવાથી તેવા જ્ઞાનીમાં પણ ઈશ્વરભાવનો આરોપ થઇ શકે.

હું બ્રહ્મ છું એમ માની લેવાથી બ્રહ્મજ્ઞાની થવાતું નથી, પણ અંતઃકરણની યોગ્યતા વધારી બ્રહ્મસંયમવડે બ્રહ્મનો અપરોક્ષ અનુભવ કરવાથી બ્રહ્મજ્ઞાની થવાય છે. એવા બ્રહ્મજ્ઞાનીની સ્થિતિ તેમના પ્રારબ્ધાનુ-

સાર રહે છે, તેથી તેમણે આમ કરવું જોઇએ, ને આમ ન કરવું જોઇએ, એવો નિયમ તેમને માટે કોઇથી કરી શકાય નહિ. એવા જ્ઞાનીથી જેટલા લોકોનું કલ્યાણ થવાનું હોય તેટલાનું થાય. કોઇ જ્ઞાનીથી કોઇને પણ જ્ઞાનલાભ ન થાય તો તેથી તે જ્ઞાનીના જ્ઞાનની હાનિ નથી. કોઇ જ્ઞાનીની જ્ઞાન પ્રાપ્ત થયા પછી પ્રારબ્ધવશાત્ સિદ્ધિઓ મેળવવાની ઇચ્છા માત્ર કુતૂહલથી ઉપજે તો તે યોગ્ય પ્રયત્ન કરી તેનો પણ ભલે અનુભવ કરે.

૬૮. * પોતાના હૃદય અને ઇંદ્રિયોમાં રહેલા સમગ્ર દોષોનો નિઃશેષ નાશ થવા નિત્ય શયન કરતી વેળા ભાવ ને શાંતિપૂર્વક મનમાં નીચે પ્રમાણે અંતર્યામીની દશ વાર પ્રાર્થના કરી પછી શયન કરવું:—

"હે પ્રણતપાલ પ્રભો! હે અંતર્યામિન્! આપશ્રીની અમોઘ ને અપાર કૃપાવડે આ અંતઃકરણમાં તથા ઇંદ્રિયોમાં જે જે દોષોના સંસ્કારો વિદ્યમાન હોય તે સર્વ દોષોના સંસ્કારો આજ રાત્રે નિદ્રાવેળા અત્યંત બળહીન થઇ દગ્ધબીજભાવને પામજો. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ"

૬૯. * જે પ્રભુ સમગ્રવિશ્વનું પરિપાલન કરે છે તે પ્રભુ મારું અવસ્ય સર્વદા રક્ષણ કરશે, આ નિશ્ચયને ભક્તે ક્ષણ પણ દૂર ન કરવો જોઇએ.

આગળથી સમયપત્રક બાંધી બનતે પ્રયત્ને તે પ્રમાણે વર્તવાથી શરીરમન સ્વસ્થ રહે છે, તથા વ્યવહારપરમાર્થનું કામ નિયમિત રીતે ને સારું થાય છે.

મનને ઘણામાં ઘણું સ્વસ્થ ને પ્રસન્ન રાખવું. શયન કરતી વેળા દશ વાર આગળ લખેલી પ્રાર્થના કર્યા પછી જે દોષ ટાળવાનો પ્રયત્ન વર્તમાનમાં ચાલતો હોય તે દોષને ટાળવાની પ્રાર્થના કરી પછી "હે અંતર્યામિન્! આપની કૃપાથી આ જીવાત્મા, અંતઃકરણ ને ઇંદ્રિયો હૃદ-

યમાં રહેલા આપના સ્વરૂપમાં પ્રાતઃકાળના પાંચ વાગ્યાસુધી અભેદભાવે સ્વસ્થપણે સ્થિતિ કરજો," એમ સંકલ્પ કરી શયન કરવું.

પ્રભુનો અનન્યાશ્રય શુદ્ધભાવે રાખવો તે ઉત્તમ છે,-ભક્તને ભૂષણરૂપ છે. શુદ્ધભાવવાળા અનન્યાશ્રયનું સ્વરૂપ ભક્તે વારંવાર વિચારવું જોઇએ, ને તેમાં પોતાની ન્યૂનતા રહેતી હોય તો તે સૂક્ષ્મદષ્ટિથી જોઇ તેને દૂર કરવા યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. વ્યવહારપરમાર્થના પ્રત્યેક નાનામોટા કાર્યમાં ઘણામાં ઘણી ધીરજ ને જાગ્રતિ રાખવાનો સ્વભાવ પાડવા વિશેષ પ્રયત્ન સેવશો.

દૃઢ પ્રયત્નથી સર્વ થઇ શકે છે એ ભૂલવું ન જોઇએ.

સૌસાથે વિવેક ને શાંતિથી વર્તો છો તેમ વર્તશો. પોતાનું કર્તવ્ય ઉત્સાહ ને સાવધાનતાથી કરવું, અન્યના કર્તવ્યનો લેશ પણ વિચાર ન આવવા દેવો. કોઇ વેળા ઓછું આવી જતું હોય તો તે નબળા વિચારને સંસારસ્થિતિનો, આત્મસ્વરૂપનો ને ભક્તના ધર્મનો વિચાર દૂર કરી નાંખવો. પ્રભુનું ધ્યાન છોડી દુર્ધ્યાન ન થવા દેવું.

## પત્ર ૭૦—૭૩.

× કેટલાંક કર્મો સર્વદા સર્વ દેશમાં ( જનસમૂહમાં ) અનુચિત ગણાય છે, ને કેટલાંક કર્મો કોઇ સમયે કોઇ દેશમાં ( જનસમૂહમાં) અનુચિત ગણાય છે. અનુચિત મનાતા કર્મમાં પ્રવૃત્તિ કરનાર મનુષ્યના મનમાં "હું આ ખોટું કરું છું" એવું સ્પષ્ટ કે અસ્પષ્ટ ભાન રહે છે, ને તેથી તેનું પરિણામ તેને ઇશ્વરના નિયમાનુસાર ભોગવવું પડે છે.

જનસમૂહના રક્ષણ કે વ્યવસ્થામાટે કાયદાઓ હોય છે. તેમાં તમે લખેલા હેતુમાટે અપરાધ કરનારને અપરાધના પ્રમાણમાં શિક્ષા કરવાનું ઠરાવ્યું હોયજ.

દુઃખની પ્રાપ્તિ પાપનું ફળ મનાય છે. જ્યારે જ્યારે મનુષ્યને દુઃખની પ્રાપ્તિ થાય છે ત્યારે ત્યારે મનુષ્યને ન્યૂનાધિક અંશે આ દુઃખ મારા પાપનું ફળ છે એમ સમજાય છે, અને પાપથી દુઃખની પ્રાપ્તિ થાય છે, માટે હવે મારે કોઈ પણ જાતનું પાપ ન કરવું, એમ પણ તે નક્કી કરે છે. તેને દુઃખી દેખી બીજાઓ પણ આ માણસ પાપનું ફળ ભોગવે છે, માટે આપણે પણ હવે પાપકર્મથી દૂર રહેવું યોગ્ય છે એમ વિચારે છે. આથી સિદ્ધ થાય છે કે ઈશ્વરના નિયમાનુસાર ભોગવાતી શિક્ષામાં નિવારકપણાનો અંશ રહેલો છે.

આસુરીસંપત્તિમાં રીઢા મનવાળા થયેલા તુરતમાં ઊર્ધ્વગમન કરી શકતા નથી, પણ બહુ લાંબે કાળે ક્રમાત્ તેમનું ઊર્ધ્વગમન થવા સંભવ છે, એવો સોળમા અધ્યાયમાં આસુરીસંપત્તિવાળા પુરુષોની સ્થિતિ જણાવનારાં શ્રીભગવાનનાં વચનોનો અભિપ્રાય છે. આ અભિપ્રાયાનુસાર વિચાર કરતાં શ્રીભગવાનમાં વિષમતાનો કે ક્રૂરતાનો દોષ આવતો નથી.

મનુષ્યોથી ઊતરતી સ્થિતિવાળાં પ્રાણીઓ પોતપોતાનાં શુભાશુભ કર્મમાટે ફળભાગી થતાં નથી, કેમકે તેઓ પોતપોતાના પાપકર્મનું ફળ ભોગવવા તે સ્થિતિમાં ગયાં છે. મનુષ્યજન્મમાં કરેલાં અશુભ કર્મનું ફળ તેઓ એવાં શરીરોમાં કર્માનુસાર બીજો મનુષ્યજન્મ આવે ત્યાંસુધી ભોગવેજ. મનુષ્યશરીરનું પતન થાય ત્યારે તેના કર્માનુસાર તેને પુનઃ મનુષ્યશરીરની પ્રાપ્તિ થાય ત્યાંસુધીના તેના જન્મો નક્કી થઇ જાય છે. કર્મનું સ્વરૂપ વિશેષ જાણવું હોય તો પાતંજલયોગદર્શનના બીજા પાદના બારમા તથા તેરમા સૂત્રઉપરની રહસ્યદીપિકા ટીકા વાંચશો.

અંતઃકરણમાં વિવેકવિચારથી જેટલા પ્રમાણમાં શ્રદ્ધાભક્તિ

वधशे तेटला प्रमाणमां अंतःकरणनी अभ्यासपरायणता ने अलौकिक आनंदनो अनुभव वधतां जशे.

७१. + मनने घणामां घणुं निर्भय ने प्रसन्न राखवुं. तमारे पोतानुं कर्तव्य मन राखीने करवुं. ते कर्तव्यने अन्यतरफथी योग्य गणवामां आवे के न आवे तोपण तमारो धर्म तमारे प्रीतिथी पाळवो. तेमां नीचे जणावेला भक्तनुं उदाहरण स्मरणमां राखवुं. कोई भक्त परमात्मानी भक्ति बहुज भाव राखीने बहु कष्ट सहन करीने करता हता ते जोइ कोइए तेमने पूछ्युं के "तमे आटलो बधो श्रम वेठो छो, छतां कदाच प्रभु तमारी भक्ति नहि स्वीकारे तो तमारुं शुं थशे?" त्यारे ते भक्तराजे कह्युं के" मारो धर्म तो शुद्धभावथी प्रभुनी भक्ति करवी एटलोज छे, ते भक्तिने स्वीकारवी के न स्वीकारवी ते प्रभुनी इच्छानो विषय छे. ते विषे मारे विचार करवानी लेश पण अगत्य नथी."

गुणानुरागी स्वभाववडे मनुष्यमात्रना गुणउपर दृष्टि राखवी, भूलथी पण कोइना दोषउपर दृष्टि न जवा देवी, तेम कोइना दोषोनुं चिंतन पण न करवुं. मन कोइना दोषोनुं चिंतन करवा लागे छे त्यारे परमात्मा ते मनमां तिरोधान पामी जाय छे.

प्रत्येक शुभकर्म करीने परमात्माना माहात्म्यज्ञानपूर्वक तेओश्रीना चरणारविंदनी अनन्यभक्तिमां वधारो तथा तेनी अचळता थवानी प्रभुपासे प्रार्थना कर्या करवी.

गुरुजनोभणीथी आवेला पत्रने मानपूर्वक मस्तकपर धरवानुं कारण एम सूचववामाटे छे के हुं आपश्रीनी आज्ञाने मारा मस्तकपर धारण करुं छुं.

७२. हृदयमां रहेला परमात्माने वारंवार बहुप्रेमभावथी तमारा अंतःकरणनी वृत्ति नीचे प्रमाणे प्रार्थना करती हशेः—

## ગરબી.

પ્રિયતમ ! વે'લા વે'લા પ્રકટજો રે. ટેક.

હું દુઃખણી તમ દરશનવિના રે, સુણજો મારો આ પોકાર હો લાલ,
પ્રિયતમ ! વે૦
મારે તમથી કોઇ વહાલું નથી રે, મારા પ્રાણતણા આધાર! હો લાલ.
પ્રિયતમ ! વે૦ ૧
વિયોગે ક્ષણ યુગજેવી થઇ પડે રે, તરફડતાં રજનીદિન જાય હો લાલ;
પ્રિયતમ ! વે૦
વિયોગનું દુઃખ સાલે અતિઘણું રે, કહેતાં કહી ન શકાય હો લાલ.
પ્રિયતમ ! વે૦ ૨
તમને મળવા હું બહુ આથડી રે, ધર્યા અનેકવિધ આકાર હો લાલ;
પ્રિયતમ ! વે૦
મતપંથો જોયા શાસ્ત્રો વાંચીઆં રે, કર્યાં તીરથવ્રત અપાર હો લાલ.
પ્રિયતમ ! વે૦ ૩
હજી દર્શન કેમ દેતા નથી રે, અતિ તલપાવો કાં આમ હો લાલ;
પ્રિયતમ ! વે૦
અખંડ દર્શન પ્રીતે આપજો રે, મારા હ્રદયતણા વિશ્રામ ! હો લાલ.
પ્રિયતમ ! વે૦ ૪
દર્શનથી દુઃખ સૌ વિલાઇ જશે રે, ટળશે જનમમરણ જંજાળ હો લાલ;
પ્રિયતમ ! વે૦
પ્રાપ્તવ્ય પ્રાપ્ત થતાં કર્તવ્ય ટળી રે, રૈશ સુખરૂપ અનંતકાળ હો લાલ.
પ્રિયતમ ! વે૦ ૫

**અહોનિશ નવી શ્રદ્ધા ને નવા ઉત્સાહથી સ્વકર્તવ્યનું અનુષ્ઠાન કરી અંતઃકરણની યોગ્યતામાં વધારો કરી પ્રસન્ન રહેવું.**

૭૩. * દૂર રહેલા સાધકોને પરસ્પર વાતચીત કરવી હોય તો તેમણે પરમતત્ત્વમાં નહિ, પણ આકાશતત્ત્વમાં પોતાના મનને એકાગ્ર કરી પછી બંનેનાં મુખ એકબીજાની સામે આવે એમ તેમણે બેસવું જોઇએ. સમય રાત્રિના દશ વાગ્યા પછીનો હોય તો વધારે ઠીક. બંનેએ પોતપોતાના હૃદયમાં અન્યને સંમુખ બેઠેલો ધારવો, વા સંમુખ સમીપ બેઠેલો ધારવો.

વૃત્તિને વારંવાર બ્રહ્માકાર કર્યા કરવાનો પ્રયત્ન સેવવો.

મનને નિર્લેપ રાખવા પ્રયત્ન કરો છો તેમ કરતા રહેશો તો તેનું વિશેષ નિર્લેપપણું થયે ઇષ્ટનો સાક્ષાત્કાર થશે.

સૂક્ષ્મશરીરને સ્થૂલશરીરમાંથી કાઢનારમાં વૈરાગ્ય ઉંચા પ્રકારનું જોઇએ. પુનરાગમનના સમયનો નિર્ણય દૃઢ સંકલ્પવડે કરી પછી સૂક્ષ્મ-શરીર બહાર કાઢવું જોઇએ.

ધ્યાનકાળે ઉંડાણમાં અન્યનો જે શબ્દ સંભળાય તે ગંભીર ને સૂક્ષ્મ હોય છે.

સૂક્ષ્મશરીર સત્તર તત્ત્વનું છે, તે તત્ત્વરૂપેજ દેખાય, પણ આતિ-વાહિક શરીર જે મનુષ્યનું હોય તે મનુષ્યના સ્થૂલશરીરજેવું હોઇ તેની આસપાસ કાંઇક પ્રકાશની પ્રતીતિ થાય છે.

શ્રદ્ધાભક્તિમાં વધારો કરતા રહો છો તેમ વધારો કરતા રહેશો.

## પત્ર ૭૪-૮૨.

× વ્યવહારની પ્રતિકૂળતાઓ છતાં પણ બહુધા નિરંતર ઇષ્ટ-મંત્રનો ઉપાંશુ જપ કરનાર માણસ વ્યવહારની અનુકૂળ સ્થિતિને, ચિત્ત-શુદ્ધિને તથા ચિત્તની પ્રયત્નના પ્રમાણમાં એકાગ્રતાને પામે છે. માહાત્મ્ય-

જ્ઞાનસહિત બહુ પ્રેમથી તેવો જપ ચાલે, ને પછી માનસાદિ જપ થાય તો પરમાત્માનો સાક્ષાત્કાર થાય.

ઉપાધિનો ત્યાગ કરી જપપરાયણ રહેનારો માણસ જો પ્રથમ કહેલા માણસના જેટલા અધિકારવાળો હોય તો પ્રથમ કહેલા માણસના કરતાં આ શ્રેષ્ઠ ગણાય. બીજા પ્રકારના માણસને તેમ કરતાં જો કોઇ પ્રકારનો પ્રત્યવાય ન લાગતો હોય તો શિષ્ટાચારાનુસાર વર્તન બીજાનું ગણાય, ને ફલનો લાભ પણ તેને વધારે થાય.

ઉપર કહેલો માણસ જો ઘણીજ લાગણીથી શાસ્ત્રમાં કહેલી સામગ્રીસહિત શાસ્ત્રોક્ત રીતે જપ કરે તો તેને તેનું ફળ આ જન્મમાંજ મળે.

૭૫. * નબળા મનના પુરુષો ને સ્ત્રીઓ સંબંધિજનોઉપર ને અન્યજનોપર નિરર્થક ઘોખો કરે છે, સારા સાધકો કોઇ પણ મનુષ્યઉપર કદીપણ ઘોખો કરતા નથી, પણ પ્રસન્નમને પોતાનું પ્રાપ્ત કર્તવ્ય કરે છે, ને પોતાના પ્રારબ્ધને પણ દોષ આપતા નથી, કિંતુ ભવિષ્યમાટે નઠારું પ્રારબ્ધ ન બંધાય તે માટે ઘણામાં ઘણી સાવધાનતા રાખી વર્તે છે. તેનામાં પોતાનું ધાર્યું કરવાનો આગ્રહ પણ હોતો નથી. પ્રત્યેક પ્રાણિપદાર્થમાં ને પ્રત્યેક ક્રિયામાં આનંદને જોવાના સ્વભાવવાળો તે સમજુ સાધક કોઇ પણ પ્રતિકૂળ પ્રસંગમાં ચિંતા કે વિલાપ નહિ કરતાં પ્રસન્ન મનવાળો રહે છે.

૭૬. × **"उद्घाटिते नवद्वारे पिंजरे विहगोऽनिलः ।**
**यत्तिष्ठति तदाश्चर्यं प्रयाणे विस्मयः कुतः ॥१॥"**

**ભાવાર્થઃ**—નવ દ્વારવાળા ઉઘાડા પિંજરામાં પ્રાણરૂપી પક્ષી રહે છે તે આશ્ચર્ય છે. પ્રયાણમાં આશ્ચર્ય શું?

**પિપિ૦** ઇત્યાદિ શ્લોકનો ભાવાર્થઃ—ધ્યાનમાં બેઠેલા માણસને શરીરે જો કીડી ચડે વા ચટકો ભરે તો તેનું મન ધ્યાનનો ત્યાગ કરી દે છે, તો આ વીંછીઓવડે ડંખ મારે છતે ધ્યાનનો ત્યાગ કરી દે તેમાં શું આશ્ચર્ય? ત્યારે મરણકાળે તે સ્વસ્વરૂપનું ધ્યાન આરૂઢ અભ્યાસવિના શી રીતે રાખી શકે?

૭૭. + આજે સંવત્ ૧૯૬૭ ના વર્ષનો ને દુર્મતિનામના સંવત્સરનો પ્રારંભ થયો. આ નવા વર્ષમાં તમે એક, નવના અંકજેવા સર્વદા અવિકારી, ૭ ભાવવિકારોથી રહિત, ને વ્યવહારપક્ષે ઉત્તમ ગણાતાં સાત સુખોથી પણ અસંખ્યગણા સુખરૂપ પરમાત્માને સંશયવિપર્યયરહિત યથાર્થ અનુભવવા, તથા અવિદ્યારૂપ વા પરમાત્માની અનન્યભક્તિની વિરોધીવૃત્તિરૂપ દુર્મતિનું ઉલ્લંઘન કરવા ઘણામાં ઘણા પ્રયત્નવાન્ રહેશો એમ આ અંતઃકરણની વૃત્તિ ઇચ્છે છે.

પ્રભુ મનુષ્યનો બાહ્યવૈભવ કે શરીરસૌંદર્ય જોઈ પ્રસન્ન થતા નથી, પણ અંતઃકરણનું સૌંદર્ય જોઈ પ્રસન્ન થાય છે, માટે પરમાત્માની અનન્યભક્તિ કરી તેમની અમોઘ કૃપા મેળવવાની ઇચ્છા રાખનારાં માણસો પોતાના અંતઃકરણનું સૌંદર્ય વધારવા ઘણામાં ઘણી સાવધાનતા સેવે છે એવું સ્મરણ આપવાની અગત્ય નથી.

આ વર્ષમાં અનન્યભક્તિના પ્રતિબંધકોને દૂર કરી તેને સુદૃઢ કરવા વધારે પ્રયત્નશીળ રહેશો.

જે મનુષ્ય પરમપદને પ્રાપ્ત કરવામાટે ઘણામાં ઘણા શુદ્ધભાવથી શરીર, વાણી આદિ ઇંદ્રિયો, ને મનથી પ્રયત્ન કરે છે તેને પોતાના ધામમાં લેવામાટે કૃપા કરીને અશરણશરણ પરમાત્મા પોતાનો હાથ લંબાવે છે, ને તે થાકેલા મોક્ષમાર્ગના પથિકને પોતાના ધામમાં

લાવી પરમાનંદનું દાન કરે છે, આમ સમજી પ્રણતપાળ પ્રભુમાં અગાધ વિશ્વાસ રાખી ભક્તો પોતાના કર્તવ્યનું અનુષ્ઠાન કરે છે.

આ નવું વર્ષ તમને તમારા કર્તવ્યનું વિશેષ ભાન કરાવનારું, નક્કી થયેલા કર્તવ્યનું અડગ અનુષ્ઠાન કરવાનું અમિત સામર્થ્ય આપનારું, અને અંતઃકરણની શાંતિતૃપ્તિ ને અલૌકિક આનંદની વૃદ્ધિનો અનુભવ કરાવનારું નીવડો.

વળી આ નવા વર્ષના તમારા કર્તવ્યને તથા તેથી થનારા ફળને નીચેની આર્યાઓ કહે છે તે સ્મરણમાં રાખી તદનુસાર વર્તી તેથી થનારું ફળ અનુભવવા સુભાગી થશોઃ—

## આર્યા.

નિત્ય નિત્ય નવલી પ્રીતિ, નવા વર્ષમાં પ્રભુપદે કરજો:
પ્રભુ નિરખી જગ ભૂલી, હૃદય પરમાનંદે ભરજો. ૧
મનના રોગો તજવા, પ્રભુના સ્મરણધ્યાનને કરજો;
તેઓશ્રીની કૃપાથી, સંસૃતિ સુખપૂર્વક તરજો. ૨
નિત્ય નિત્ય નવલા પ્રેમે, શુભભાવનાને અતીવ દૃઢ કરજો;
સૌ પ્રતિબંધો કાપી, પરમપદે સ્થિર થઇ ઠરજો. ૩

૭૮. × ગઇ કાલે સંવત્ ૧૯૬૬ ની શાલ બ્રહ્મમાં વિલીન થઇ આજે સંવત્ ૧૯૬૭ ની નવી શાલ બ્રહ્મમાં કલ્પાઈ. આ નવા વર્ષમાં સમગ્ર દૃશ્યની કલ્પના બ્રહ્મમાંજ થાય છે, અર્થાત્ સમગ્ર દૃશ્ય બ્રહ્મના વિવર્તરૂપ છે એમ દૃઢ કરવા વિશેષ પ્રયત્નવાન્ રહેશો.

પ્રમાદ અને અધૈર્ય એ બે ચિત્તદોષો મોક્ષસાધકના પ્રબળ વૈરી ગણાય છે. સાવધાનતા ને ધૈર્યની વૃદ્ધિ તથા સ્થિરતાવડે એ બંને ચિત્ત-

દોષોનો તમારા અંતઃકરણમાંથી નિઃશેષ નાશ કરવા તમે આ નવા વર્ષમાં નિત્ય નવા ઉત્સાહથી અધિક પ્રયત્ન સેવશો.

## આર્યા.

પરિણામ વિચારી વર્તો, ઉતાવળ લેશ નહિ કદી કરજો;
વિવેક વધારી પ્રીતે, અખંડ શાંતિથી મન ભરજો. ૧
પ્રભુમાં વિશુદ્ધ પ્રીતિ, વધારી જીવવું એજ જીવન જાણો;
તે વિણ જીવવું મરવું, છે સમ એવુંજ પરમાણો. ૨
પરમતત્ત્વના ધ્યાને, મનને પરમાનંદથકી ભરજો;
દશ્યને કલ્પિત જાણી, રાગ દ્વેષ ખેદ પરિહરજો. ૩

૭૯. × કલાકપછી કલાક, દિવસપછી દિવસ, પક્ષપછી પક્ષ, માસપછી માસ, ને ઋતુપછી ઋતુના વહી જવાની સાથે ગઇ કાલે સંવત્ ૧૯૬૬ ની શાલ ને રૌદ્રનામનો સંવત્સર સ્મૃતિપથનો વિષય થયાં. આજે સંવત્ ૧૯૬૭ નું નવું વર્ષ બેઠું. આ નવા વર્ષમાં પારમાર્થિક સાધનમાં રહેલી અપૂર્ણતાઓ પૂર્ણ કરી લેવા દૃઢ સંકલ્પ કરી તદનુસાર વર્તવા સદાગ્રહપૂર્વક જાગ્રતિ સેવવાની છે. અંતઃકરણની જે શુભ વૃત્તિઓને વિશેષ બળવાન્ કરવાનું સૂચવાયું છે તેને વિશેષ બળવાન્ કરવાનું સતત સ્મરણમાં રાખી તદનુસાર વર્તવાનું છે.

પારમાર્થિક વિષયમાં વિવેકપૂર્વક શ્રદ્ધાને બળવાન્ કરવા ઉપરાંત બુદ્ધિની સૂક્ષ્મતા અને પ્રાપ્તવ્યવહારના તથા પરમાર્થના પ્રત્યેક કામમાં જાગ્રતિ ને દક્ષતાની વૃદ્ધિ કરવાની અપેક્ષા છે એ નવા વર્ષમાં વિશેષ સ્મરણમાં રાખશો.

કર્તવ્યના અવધિએ પહોંચી ચિત્તનો ભોગમોક્ષાધિકાર સમાપ્ત કરવા આ વર્ષમાં ઘણોજ ઉત્સાહવાળો પ્રયત્ન કરશો.

८०. × **આર્યા.**

નિત્ય નવી રમણીયતા, સુબુદ્ધિથી પ્રભુમાં જોજે;
પ્રેમ પયોનિધિ ઝીલી, મનના દોષ સકળ ધોજે. १

ગયા વર્ષની સાથે, આસુરસંપત્ વહી જવા દેજે;
નવા વર્ષની સાથે, દૈવીસંપત્ પ્રેમસહિત લેજે. २

ક્ષણભંગુર તન જાણી, પ્રમાદદીર્ઘસૂત્રતા તજજે;
કર્તવ્યપરાયણ રહીને, પ્રભુને પ્રેમથકી ભજજે. ३

સુખના મૂળની પ્રાપ્તિ, કરવા પ્રયત્ન અધિક આદરજે;
દૂર કરી સૌ વિઘ્નો, દુ:ખરહિત સ્થળે જઇ ઠરજે. ४

જીવભાવ તજી દઇને, બ્રહ્મભાવને સતત સુદૃઢ કરજે;
મનોનાશ દૃઢ કરીને, કુવાસના સકળ પરિહરજે. ५

८१. × **દોહરા.**

આ શુભ નૂતન વર્ષમાં, શ્રદ્ધા ઉત્સાહ પ્રેમ;
નિત્ય નવી જાગ્રતિવડે, વધારજે ધરી નેમ. १

પ્રભુના યથાર્થ રૂપનું, ધરતા રે'જે ધ્યાન;
કરજે બુદ્ધિ સૂક્ષ્મ બહુ, રીઝવવા ભગવાન. २

સાધનમાં પ્રતિબંધ જે, કરે દુષ્ટ સંસ્કાર;
હણજે શુભ સાધન કરી, પમાય ભવનો પાર. ३

સાધનમાં આદર બહુ, કરજે કરી વિચાર;
મનને દૃઢ કરજે અતિ, તજી સંદેહ અસાર. ४

શુભ ગુણની વૃદ્ધિ કરી, તજજે મનના દોષ;
અશાંતિ સઘળી દૂર થઇ, થશે શાંતિ પરિતોષ. ५

૮૨. × આ નવા વર્ષમાં અંતઃકરણની યોગ્યતા ને પરમાત્મભક્તિમાં વિશેષ વધારો કરશો. પ્રસંગોપાત્ત જે જે ઉપદેશ કરાયો હોય તે સર્વનું મનન કરી તદનુસાર વર્તી કૃતાર્થ થવા પ્રયત્નશીળ રહેશો.

## આર્યા.

આનંદ શાંતિ ધીરજ, અને ભક્તિતણી અતિવૃદ્ધિ કરજો;
સ્વસ્વરૂપને જાણી, સુખથકી ભવસાગર તરજો. ૧

## પત્ર ૮૩—૮૭.

× વૃષભ—ધર્મ. ગરુડ—વિવેક. હંસ—શુદ્ધ પ્રાણ. અશ્વ—મન. સિંહ—વૈરાગ્ય. ઉંદર—વિચાર. શંકર આદિ સગુણબ્રહ્મનાં નામ છે, ને વૃષભાદિ એટલે ધર્માદિ તેમનાં વાહન છે, અર્થાત્ પૂર્ણધર્માદિ તેમને વશ વર્તે છે. સગુણબ્રહ્મમાં જેમ ભિન્ન ભિન્ન નામરૂપનો આરોપ કર્યો છે તેમ તેમનામાં એક એક મુખ્ય ગુણનો વિકાસ જણાવી તેમના વાહનરૂપે તે વર્ણવેલ છે. ઇંદ્રાદિ અન્યદેવો જે ઈશ્વરની વિભૂતિરૂપ છે તેમનાં વાહનોમાટે પણ ઉપર કહેલા ધોરણને અનુસરી કલ્પના કરવી.

હૃદયવૈભવ અને બુદ્ધિવૈભવને સ્થાને સદ્ગુણવિભવ ને જ્ઞાનવિભવ એ શબ્દો આપણા શાસ્ત્રાનુસાર વધારે અનુકૂળ જણાય છે. સદ્ગુણવિભવ જ્ઞાનવિભવથી શ્રેષ્ઠ છે. સદ્ગુણવિભવ પ્રયત્નથી વધારી શકાય, પણ તેની પરાકાષ્ઠા તો પૂર્વના ઘણા જન્મોના પ્રયત્નથી પ્રાપ્ત થાય છે. જ્ઞાનવિભવ પ્રયત્નથી પ્રાપ્ત કરી શકાય. તેમાં પણ ઉત્તમ જ્ઞાનવિભવની પ્રાપ્તિ પૂર્વજન્મોના પ્રયત્નથી થાય છે. પરમાર્થમાં આગળ વધવામાં ઉભયની અગત્ય છતાં સદ્ગુણવિભવની વિશેષ અગત્ય છે.

સર્વજ્ઞ એટલે સર્વના વિવર્તઉપાદાનકારણરૂપ જે બ્રહ્મ તેને યથાર્થ જાણનાર સર્વવિત્‌નો પણ એવોજ અર્થ થાય છે યોગપ્રભાકરમાં તે વિષે વિશેષ વિવેચન છે. સર્વશાસ્ત્રોનાં પર્યવસાનોનું જે પર્યવસાન છે તેને જ્ઞાની જાણે છે, માટે તે સર્વજ્ઞ કહેવાય છે. કલ્પિત પ્રાણિપદાર્થને જાણનારો કલ્પિતને જાણે છે, માટે તે સર્વજ્ઞ વા સર્વવિત્ કહેવાય નહિ.

વ્યવહારપરમાર્થના પ્રત્યેક કામમાં અંતઃકરણને વિશેષ જાગ્રત્ રાખી વર્તવાનો સ્વભાવ પાડશો. કોઇ કામમાં પ્રમાદ નજ થવા દેશો.

૮૪. × ઇચ્છિત કરવાકરતાં સદ્‌ગુરુની આજ્ઞાના અનુસરણમાં વધારે લાભ છે એ સ્પષ્ટ સમજાયું હશે.

દેશ, કાળ ને સ્થિતિ જોઇ મનને વશ રાખવામાં તથા વિવેકથી વર્તવામાં લાભ છે એમ પણ સમજાયું હશે.

વિયોગકાળે મનને બહુ ખેદ થાય એવા સંયોગને ન ઇચ્છવો એ યોગ્ય છે કે એવા સુખપ્રપૂર્ણ સંયોગને અંતે પ્રારબ્ધવશાત્ વિયોગ થાય ત્યારે અગાધ ધૈર્ય રાખવું યોગ્ય છે તે વિચારશો.

પરમાત્માના અલૌકિક મહિમાનું અનન્યભક્તોપાસેથી કે શાસ્ત્રોમાંથી શ્રવણ કરવાથી શ્રોતાના હૃદયમાં તેઓશ્રીવિષે જે પ્રીતિનો અંકુર ઊગે તે પ્રેમ વા કનિષ્ઠ પ્રકારની ભક્તિ છે, તેઓશ્રીના અગાધ મહિમાનું એકાંતમાં બેસી મનન કરવાથી તેઓશ્રીમાં મનન કરનારના હૃદયમાં જે ઘાટી પ્રીતિ ઉત્પન્ન થાય તે આસક્તિ વા મધ્યમપ્રકારની ભક્તિ છે, ને તેઓશ્રીના અપૂર્વ મહિમાનું ધ્યાન કરવાથી તે ધ્યાન કરનારના નેત્ર તથા મનને પરમાત્માનો વિયોગ એક ક્ષણ પણ સહન થઇ શકે નહિ એવી અગાધ પ્રીતિ પ્રભુમાં ઉત્પન્ન થાય તે વ્યસન વા ઉત્તમપ્રકારની ભક્તિ, વા પરાભક્તિ કે અનન્યભક્તિ કહેવાય છે.

૮૫. × શ્રદ્ધા ને સાવધાનતાથી સમયનો સદુપયોગ કરતા રહેશો. દૈવીસંપત્તિને બળવાન્ કરી આસુરીસંપત્તિને બળહીન કરવા પ્રયત્નવાન્ રહો.

હાથમાં રાખેલા આમળાની પેઠે ત્યાં આમળાને બદલે બોર કે બીજી વસ્તુ કહે તો તે પણ કહી શકાય, પણ મૂળમાં હસ્તામલક-શબ્દનો બીજો અર્થ થઇ શકે છે તે તેમ કરવાથી ન થાય. તે બીજો અર્થ આ છેઃ—હસ્ત એટલે હાથમાં રાખેલા ને અમલક એટલે નિર્મળ જળની પેઠે. હસ્ત ને આમલક મળીને જેમ હસ્તામલક શબ્દ થાય તેમ હસ્ત ને અમલક મળીને પણ હસ્તામલક શબ્દ થાય છે.

૮૬. × અન્યનો અપરાધ હોય ત્યાં વિવેકથી કહેવું, પણ ક્રોધ ન કરવો. વિવેક, ક્ષમા ને સહનશીળતાવડે ક્રોધનો જય કરવો. તમારા મનની શાંતિ ચુંથાય એમ ન થવા દેવું. *

**मत्स्थानि** ઇત્યાદિ તથા **न च मत्स्थानि** ઇત્યાદિ વચનોનો ભાવ આ પ્રમાણે છેઃ—કલ્પિતરીતે મારામાં સર્વ ભૂતો રહ્યાં છે, ને વસ્તુતાએ મારામાં કોઇ પણ ભૂતો રહેલાં નથી. પરમાત્મામાં આ સર્વ જગત્ કલ્પિતરીતે રહ્યું છે, ને તે પરમાત્મા અસંગ હોવાથી તેમાં વસ્તુતાએ કંઇ રહ્યું નથી એવો ભાવ છે.

પરમાત્માના અનન્યભક્ત સહનશીળ ને ક્ષમાવાળા હોવાથી તેમને બહુધા કોઇ પીડા કરતું નથી, ને કદાચ કોઇ દુર્જન તેમને પીડા કરે તો તેઓ પરમાત્મા મારી સહનશીળતા તથા ક્ષમાની પરીક્ષા લે છે એમ સમજી ઉદ્વેગ પામતા નથી.

૮૭. × નદી જેમ પોતાનું જળ સમુદ્રમાં ખાલી કરે છે તેમ ભક્તે પોતાના હૃદયની ભક્તિ ને ઉભરા પ્રભુના સ્વરૂપમાં ખાલી કરવા જોઇએ.

હૃદયને શાંત તથા આનંદવાળું રાખવું, ખેદયુક્ત ન થવા દેવું. જગત્ સ્વપ્નવત્ મિથ્યા છે એવો પાસ હૃદયને વારંવાર આપ્યા કરવો.

સમભાવવડે પ્રામવ્યવહાર કરવો, ને અનન્યભક્તિમાં ઉત્તરોત્તર વધારો કર્યા કરવો.

તમારી દૃઢ શુભભાવના તમને તમારા પારમાર્થિક માર્ગમાં આગળ વધારશે.

વિવેકમાં વધારો કરી પ્રસન્ન રહેશો.

## પત્ર ૮૮–૯૬.

× આ સંસારમાં સુખના કરતાં દુઃખ બહુ છે તે આવા પ્રસંગોમાં માણસોના અનુભવમાં આવે છે. × દુઃખની વેળાએ સમજુ માણસે ઘણામાં ઘણી ધીરજ રાખી યોગ્ય ઉપાય કરવો ઉચિત છે, પણ મુંઝાવું ઉચિત નથી. ધીરજ રાખી દુઃખના સામા થવાથી દુઃખ ક્રમથી દૂર થાય છે, માટે ધીરજ રાખી પ્રયત્ન કરશો. *

૮૯. × આ સંસારમાં કોઇ કોઇનું નથી. છોકરાં ને દ્રવ્ય સૌ ઈશ્વરની માયા છે. મમતા રાખવાથી મમતા રાખનારને માત્ર દુઃખજ થાય છે. પ્રારબ્ધપ્રમાણે સગાંવહાલાંનો સમાગમ રહે છે એમ સમજી મનનો શોક દૂર કરવો. ...નું શરીર પડી ગયું તેમ કાળે કરીને પ્રારબ્ધ પૂરું થયે તમારું શરીર પણ પડી જવાનું છે એમ સમજી પરમાત્માના સ્મરણુધ્યાનમાં બહુ મન લગાડશો. ...ને સંભારી મનને દુઃખી ન કરશો.

૯૦. × ઝાંખા પડી ગયેલા ધ્યેયના સાક્ષાત્કારને પુનઃ યોગ્ય વિચાર ને ક્રિયાથી વિશેષ સ્પષ્ટ કરશો.

ત્રણ ગુણોના ધર્મોને હજી વધારે ઓળખવાની અગત્ય છે. તેમાંથી રજોગુણતમોગુણના કયા કયા ધર્મોનો તમારા ચિત્તાદિમાં કેટલો કેટલો

સદ્‌ભાવ છે તે સૂક્ષ્મદષ્ટિથી વારંવાર જોતા રહેશો, ને તેમને બળહીન કરવાનો શુભ પ્રયત્ન ધીરજ ને સાવધાનતાથી કરતા રહેશો.

નાનુંમોટું પ્રત્યેક વ્યાવહારિક કે પારમાર્થિક કામ મનને ઘણામાં ઘણું જાગ્રત્ રાખી ધીરજથી સારામાં સારું કરવાનો સ્વભાવ પાડશો. મનના વેગને વશ થઇ ગમે તેમ ચલાવી લેવાનો સ્વભાવ ન રાખશો.

પ્રભુના વાસ્તવિક ભક્તોની વિવેકપૂર્વક ભક્તિ કરવાથી પ્રભુની કૃપા મેળવી શકાય છે એ તમારું માનવું સાચું છે. ભક્તના હૃદયમાં દીનતા જોઇએ એ તમારું માનવું પણ યોગ્ય છે.

ચિત્તનું સંશોધન વધારે ધીરજ ને સાવધાનતાથી કરશો.

૯૧. × અભ્યાસકાળે જેવી મનોવૃત્તિ રાખવાની છે તેવી વા તેને મળતી મનોવૃત્તિ સતત રહે એમ સાધકે સાવધાનતા સેવવાની છે. માહાત્મ્યજ્ઞાનપૂર્વક ધ્યેયમાં પરમ પ્રીતિ ઉપજાવી મનોવૃત્તિ ધ્યેયનો વધારે સ્પષ્ટ અનુભવ કરે એમ જાગ્રતિ સેવશો.

ચિત્તને પરમાનંદના અવલંબનવાળું કરો છો તેમ વિવેકપૂર્વક કરતા રહેશો. દશ્યનું અસત્યપણું, તુચ્છપણું ને બંધકપણું વારંવાર વિચારી મનોવૃત્તિમાં તેનો દૃઢ સાક્ષાત્કાર રાખી વશીકારવૈરાગ્યને દૃઢ કરશો. પશ્ચાત્ ચિત્તને પરવૈરાગ્યના રંગથી રંગ્યા કરશો. આ રંગ પાકો લાગશે તો ચિત્તનો અધિકાર સમાપ્ત થશે.

રજોગુણ તથા તમોગુણના અવશેષ અંશથી મનમાં ક્વચિત્ ક્વચિત્ વહેમ પ્રકટતો હોય તો તેને સર્વાત્મભાવથી દૂર કરતા રહેશો. સાધકે સ્વભાવના દાસ થવાનું નથી, પણ સ્વભાવને પોતાનો દાસ કરવાનો છે એ તમને જ્ઞાતજ છે. સ્થાવરજંગમ સર્વનું અધિષ્ઠાન પોતાનો આત્મા છે એમ વિચારી કોઈ વેળા પ્રકટના ભયનો અને પરમાનંદરૂપ તથા દુઃખાતીત આત્મસ્વરૂપનો વિચાર કરી કોઇ વેળા પ્રકટના ખેદનો નાશ કરશો.

કોઇ વેળા દુર્ભાવનાનો પ્રાદુર્ભાવ થતો અનુભવાય તો અંતઃકરણના મૂળમાં રહેલ સર્વસંગવિહીન આત્મસ્વરૂપના ચિંતનવડે તેને વિલીન કરવી. તે વેળા અગત્ય જણાય તો દૃશ્યનું મિથ્યાપણું પણ ચિંતવવું.

અનુકૂળ શાસ્ત્રીય વિચારોવડે પરમાત્માના સગુણ તથા નિર્ગુણ સ્વરૂપનું માહાત્મ્ય ઉત્તરોત્તર વધારે વધારે સમજવા પ્રયત્ન સેવશો.

મનોવૃત્તિને વારંવાર સદાગ્રહપૂર્વક બ્રહ્માનંદથી રંગ્યા કરો છો તેમ રંગ્યા કરવી, કે જેથી કામક્રોધાદિ ચિત્તદોષો વધારે બળહીન થઇ જાય. બળહીન થયેલા તે ચિત્તદોષોને પછી વિવેકખ્યાતિવડે દગ્ધબીજભાવને પમાડવા ઉત્સાહપૂર્વક પ્રયત્ન સેવતા રહેશો.

જો ભિન્ન ભિન્ન વેશ પહેરનારના મૂળ સ્વરૂપને યથાર્થ જાણ્યું હોય તો પછી તે ગમે તે વેશમાં મળે તોપણ તેને ઓળખી શકાય છે, અને વ્યામોહ ઉપજતો નથી. પરમેશ્વરની અઘટિત ઘટના કરવામાં ચતુરશિરોમણિ માયા પછી તે અનન્યભક્તને વ્યાપી શકતી નથી.

૯૨. * અનુકૂળ વિચાર સર્વ દુઃખની નિવૃત્તિ કરી શકે છે. સદ્‌ગુરુની સમીપમાં રહેવું ત્યારે સાધકે કેવા વિચાર ને ક્રિયાવડે મનને પ્રસન્ન રાખવું, ને સદ્‌ગુરુથી દૂર રહેવાનું પ્રારબ્ધવશાત્ થાય ત્યારે સાધકે કેવા વિચાર ને ક્રિયાવડે મનને પ્રસન્ન રાખવું તે તેણે જાણવું જોઇએ. પ્રતિકૂળ પ્રારબ્ધનો સદ્‌ભાવ હોય ત્યાંસુધી સાધકથી સર્વદા સદ્‌ગુરુની સમીપ રહી શકાતું નથી. એવા પ્રારબ્ધને પણ વિવેકી સાધકે પ્રસન્નતાથી ભોગવવાનું બળ મેળવવું જોઇએ. શરીરથી દૂર રહ્યા છતાં પણ મનવડે તેમનુ સામીપ્ય સેવી શકાય છે, તથા તેઓશ્રીએ કરેલા ઉપદેશનાં મનનનિદિધ્યાસન થઈ શકે છે. ખોટી આતુરતા મનમાં વિક્ષેપ ઉપજાવે છે, ને તેવા વિક્ષેપોની પરંપરા શરીરપર નઠારી અસર કરે

છે, માટે પ્રતિકૂળતાની વેળાએ પણ મનમાં ખોટી આતુરતા પ્રકટવા ન દેવી, ને અનુકૂળ પ્રારબ્ધના ઉદયની રાહ જોઈ વચલો સમય પ્રસન્નતાથી વ્યતીત કરવો જોઇએ.

સમીપ વા દૂર રહી આજ્ઞાઓનું સાવધાનતાથી પ્રસન્નતાપૂર્વક પરિપાલન કરવું તેજ વાસ્તવિક ભક્તિ છે, સમીપતાનો આગ્રહ સેવવો ને આજ્ઞાઓના પરિપાલનમાં જાગ્રતિ ન સેવવી તે વાસ્તવિક ભક્તિ ગણાય નહિ. ભક્તિ દેખાડવાની નથી, પણ તેને ગુપ્ત રાખી દૃઢ કરવાની છે.

ભય તથા ચિંતાને શામાટે અવકાશ આપવો જોઇએ? તે વિકારો શું જીવનું કલ્યાણ કરનારા છે? નિર્ભય ને ચિંતારહિત રહી પરમાત્માનું સ્મરણધ્યાન કરતાં શી હાનિ થવાનો સંભવ પ્રતીત થાય છે તે વિચારશો.

કરેલા ઉપદેશના વર્તમાનમાં ઉપયોગી હોય એવા ભાગનું વારંવાર આદરપૂર્વક મનન કરી ચિત્તની સ્થિતિ સુધારી શરીરની સ્થિતિ પણ સુધારશો.

૯૩. * અશુભ પ્રારબ્ધના ઉદયથી માણસને દુઃખની પ્રાપ્તિ થાય છે એમ સમજી પ્રારબ્ધવશાત્ આવી પડેલા આ ભયંકર દુઃખને ધીરજથી સહન કરવા પ્રયત્નવાન્ રહેશો. મુંઝાવાથી કાંઇ લાભ નથી, માટે મનને મુંઝાવા નહિ દેતાં પ્રભુના સ્મરણમાં તથા ધ્યાનમાં તેને રોકશો. શાસ્ત્ર વાંચવામાં, જપ કરવામાં, ભજન ગોખવામાં, ને બીજા સારા કામમાં નવરાશનો સમય રોકી મનમાં ઉપજતી પીડાને ભૂલશો.

× પ્રભુનું સ્મરણધ્યાન તથા બીજાં પવિત્ર કામ કરતા રહેશો તો તમારી સારી ગતિ થશે, માટે લગારે મુંઝાશો નહિ.

× જે જે શરીર ઉપજે છે તે પ્રારબ્ધ પૂરું થયે નાશ પામે છે, માટે તેમાં શોક કરવો કામનો નથી એમ સમજી મનને સર્વદા શોકરહિત રાખશો.

૯૪. * અપકવ હૃદયનાં માણસો પોતપોતાના સ્વભાવને અનુસરે એ સાહજિક છે. તેઓ સત્યાસત્ય, કર્તવ્યાકર્તવ્ય કે હાનિલાભને ન જોઇ શકે. સ્વભાવસતવરાજ વાંચવાથી હવે આ સર્વે તમારા જાણવામાં આવ્યું હશે. મનને પ્રસન્ન રાખી વિપરીત પ્રવૃત્તિના દર્શનથી થયેલા શોકનું શમન કરવું.

સાધકો વિવેકવાળી શ્રદ્ધા, અડગ ઉત્સાહ, ને પરમપ્રીતિથી સ્વ-કર્તવ્ય કરતા રહે એમ સ્વબુદ્ધિબળાનુસાર વ્યવસ્થા રાખતા રહેશો.

હૃદયના અધિકારમાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો.

૯૫. * દશ્ય પ્રાણિપદાર્થોની સાથે આત્માનો વાસ્તવિક સંબંધ નથી એવો નિશ્ચય દૃઢ કરતા રહી મનને શીતળ રાખો છો તેમ શીતળ રાખતા રહેશો. પ્રારબ્ધનો ઉપભોગ કરતા છતા મનને નિર્લેપ રાખ્યા કરવું તેમાંજ સાધકની શોભા છે.

× અધિકારની મંદતા શ્રદ્ધાઉત્સાહાદિવડે દૂર કરવી. ચાલતો અભ્યાસ વિવેકવિચારથી સુદૃઢ કરતા રહેશો.

પ્રતિકૂળતાના બહુપણાથી શરીરવડે પારમાર્થિક સાધન કદાચ ન્યૂન બને તો તેનો શોક ન કરતાં મનવડે ઇષ્ટમંત્રનો જપ તથા ઇષ્ટા-ભિમુખવૃત્તિની વૃદ્ધિ કર્યા કરવી.

૯૬. * મનને ઉદાસીનતાવાળું ન રાખવું. પ્રાપ્તવ્યવહાર રાગદ્વેષ-વિના કરવાનો સ્વભાવ પાડવો. પ્રાપ્તકર્મ જો દ્વેષવિના કરતા રહ્યા હોત તો ચિત્તમાં આવો ધક્કો ન લાગત.

મનની દૃઢતામાં ઉત્તરોત્તર વિશેષ વધારો કરવા પ્રયત્ન-વાન્ રહેશો.

મનની ચંચળતા કાંઇક અંશે દૂર કરી જો ભાવપૂર્વક આસન દૃઢ કરવા પ્રયત્ન કરશો તો આસનના સમયમાં વધારો કરી શકાશે.

× નબળા સંસ્કારોને ઇષ્ટમંત્રના જપથી ને શુભવિચારથી દૂર કરતા રહેશો.

શક્તિનો વિચાર કરી કોઇ પણ શુભકર્મનો સંકલ્પ કરવો, ને કરેલો સંકલ્પ ઘણામાં ઘણી સાવધાનતાથી નભાવવો.

## પત્ર ૯૭--૧૦૯.

× સાકાર સગુણમાં થોડો સમય વૃત્તિને સ્થિર કરી પછી તેને તેના અધિષ્ઠાનમાં શમવા દેવી. વૃત્તિ નિરાલંબ નહિ થતાં લય કે કષાય દોષને વશ થાય તો તેને દૂર કરવામાટે ઘણામાં ઘણી સાવધાનતા રાખશો. વૃત્તિને નાભિની પાસેના ચેતનમાં વિશ્રાંતિ પામવા દો તેમાં અડચણ નથી, પણ પછી હૃદય કે બ્રહ્મરંધ્રમાં તેને વિશ્રાંતિ પામવા દેવી.

સ્થૂળ આકારનું ધ્યાન સ્થૂળ વિષયના રાગદ્વેષનું શમન કરવામાં ઉપયોગી થાય છે. નાસિકાગ્રપાસે પણ નેત્રદ્વારા નીકળતી વૃત્તિ તત્ત્વાકાર થઇ વિરામ પામી શકે છે.

વૃત્તિ એકાગ્ર થઇ નિરોધ પામે, પણ લયકષાયને વશ ન થાય, તેમાટે સાવધાનતા સેવશો.

૯૮. × **कस्य नूनं०** ને **अग्ने वयं०** એ ઋચાઓમાં મુક્તના પુનર્જન્મનો પ્રસંગ નથી, પણ શુનઃશેપનામના માણસને જ્યારે વરુણને બલિદાન આપવા તૈયાર કર્યો ત્યારે તેણે કરેલો વિચાર તથા પ્રજાપતિદ્વારા કરેલો નિશ્ચય છે. આ વાત ઐતરેયબ્રાહ્મણમાં (૭-૧૬) પણ છે. તે બે ઋચાઓનો ભાવ આવો છેઃ—

અમે દેવોમાંના કયા દેવનું શોભન નામ ઉચ્ચારીએ? કયા દેવ મરનાર અમને મહાન્ પૃથિવીને પ્રાપ્ત કરે? તે દાનવડે હું પુનઃ જીવતો થયો છતો પિતા તથા માતાને જોઉં.

અમે દેવોમાં પ્રથમ અગ્નિદેવના સુંદર નામનું ઉચ્ચારણ કરીએ. તે અમને મહાન્ પૃથિવીને પ્રાપ્ત કરે. તે દાનવડે હું પુનઃ જીવતો થયો છતો પિતા તથા માતાને જોઉં.

૯૯ × નિર્ભયતા, પ્રસન્નતા, સાવધાનતા ને સમયાનુસાર વર્તવાની આવડ એ ગુણો દૃઢ કરવા પ્રયત્ન ચાલતો હશે.

બુદ્ધિની સૂક્ષ્મતામાં વધારો કરી બહુ ભાવપૂર્વક પરમાત્માનું સ્મરણધ્યાન ચાલુ રાખી મનના નીરોગીપણાવડે શરીરને વેળાસર નીરોગ ને શક્તિમાન્ કરશો.

મનની વ્યાકુળતાપર અંકુશ રખાતો હશે, શરીરના રોગનો કે અશક્તિનો વિચાર નહિ કરતાં પરમાત્માના પરમાનંદસ્વરૂપનો વિચાર ચાલુ રખાતો હશે.

મનુષ્યને જે જે દુઃખ થાય છે તેમાં તે મનુષ્યનો અવિવેક બહુધા હેતુ હોય છે. તે અવિવેકનો જો વિવેકવડે વિનાશ કરવામાં આવે તો પછી તેને દુઃખાનુભવ કરવાનું બહુધા દૂર થઇ જાય છે.

૧૦૦. × આલસ્યપ્રમાદાદિને વશ વર્તાવતા રહેશો. દ્રવ્ય મેળવવાની ઇચ્છા પ્રકટે તો તે ઇચ્છાને સફળ કરવા યોગ્ય પ્રયત્ન કરવો, પણ મનને તેનાજ ચિંતનમાં ન જોડી રાખવું. પરમાત્માનું શુદ્ધભાવથી સ્મરણ-ધ્યાન કરવું તે પણ લક્ષ્મીને અનુકૂળ કરવાનો અલૌકિક ઉપાય છે.

૧૦૧. * ધૈર્ય રાખી પ્રસન્ન મને પ્રાપ્ત પ્રારબ્ધને ભોગવવું. મનને લેશ પણ એહને વશ ન થવા દેવું.

૧૦૨. * સત્ત્વગુણના ધર્મોનું પાલન કરવાથી તથા રજોગુણ-તમોગુણના ધર્મોને વશ વર્તાવવાથી અંતઃકરણની વૃત્તિ સારી રહેશે. *

શ્રદ્ધા, પ્રીતિ ને વિવેકપૂર્વક ધ્યાન થશે તો વૃત્તિની સ્થિરતામાં વધારો થશે.

૧૦૩. × ખેદ કરવાથી કાંઇ લાભ નથી, પણ સદાગ્રહપૂર્વક યોગ્ય ઉપાય કરવાથી લાભ છે, માટે હવે સદાગ્રહપૂર્વક કર્તવ્યનું અનુષ્ઠાન કરતા રહેશો.

* શ્રદ્ધા, પ્રીતિ ને માહાત્મ્યજ્ઞાનસહિત અભ્યાસ કરતા રહેશો તો આગળ વધી શકાશે, નિરર્થક ચિંતાથી મનને મોકળું રાખશો.

૧૦૪. × અભ્યાસ ને વૈરાગ્યની વૃદ્ધિવડે ચિત્તની અંતર્મુખતામાં વધારો થતો જશે.

દઢતા ને સાવધાનતાની વૃદ્ધિવડે મન દશ્યમાં ભળવાનું ધીરે ધીરે ત્યજી દેશે.

અંતઃકરણની શુદ્ધિ તથા સ્થિરતામાં વધારો કરવામાં યથાયોગ્ય પ્રયત્ન કરતા રહેશો.

૧૦૫. × ભકિત લોકોને દેખાડવાની નથી, પણ બને તેટલી બહુજ ગુપ્ત રાખવાની છે. ભકિતમાર્ગમાં ક્રોધ, અભિમાન કે સ્વચ્છંદીપણું કામનાં નથી, પણ શાંતિ, દીનતા ને આજ્ઞાધીનતા કામનાં છે.

* વિવેકના વધારાથી સુખ છે, ને અવિવેકથી દુઃખ છે.

× હવે કૃત્રિમ સુખનો મોહ ત્યજી સ્વાભાવિક સુખભણી મનને વેગવળું રાખવાનું છે.

પ્રાણાયામ, ઇષ્ટમંત્રનો જપ, પરમાત્માનું ધ્યાન, ને પોતાના આત્મસ્વરૂપનો વિચાર એ સાધનો હાલ કરવાં. મનના તથા ઇંદ્રિયોના અશુભવેગને રોકી ભકિતની શુદ્ધતા વધારવી.

મનને વશ ન વર્તવું, પણ મનને વશ વર્તાવવું. શરીરાદિની ઘટતી છૂટ સુખ આપનારી છે, પણ અણઘટતી છૂટ સુખ આપનારી નથી.

ઉપરના લખાણુનો સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરશો, ને તે પ્રમાણે વર્તશો તો સર્વદા સુખમાં વૃદ્ધિ થયા કરશે, ને નકામું દુઃખ આવીને નહિ રીઆવે.

૧૦૬. × વિવેક, શ્રદ્ધા, દૃઢતા ને સાવધાનતામાં જેટલો વધારો થશે તેટલો વહેલો લાભ થશે, માટે તે ગુણોમાં વૃદ્ધિ કરવા પ્રયત્નવાન્ રહેશો.

× નિરંતર શુભભાવથી કરેલી સ્તુતિઓ અંતર્યામી સાંભળે છે, ને તેમની યોગ્યતાપ્રમાણે તેમને તેનું ફળ પણ આપે છે.

સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરતા રહેવાથી ઇચ્છિત વેળાસર પ્રાપ્ત થશે.

૧૦૭. × પરોક્ષના કરતાં જો પ્રત્યક્ષમાં વધારે પ્રીતિ ઉત્પન્ન થવાનું તમારા મનમાં પ્રતીત થતું હોય તો પ્રત્યક્ષનું ધ્યાન કરવામાં મન લગાડવું, ને પરોક્ષમાં તમારું મન વધારે ભાવવાળું જણાતું હોય તો પરોક્ષના ધ્યાનમાં મન લગાડવું. અંતે તો તે બંનેના સ્થૂળ આકાર ને નામ દૂર કરી તેમના ચેતનસ્વરૂપમાં મન જોડવાનું છે, નકામું મનનું ભ્રમણ છોડી વ્યવસ્થાપૂર્વક સ્વકર્તવ્ય કરી આગળ વધશો.

૧૦૮. × શ્રદ્ધા, ભક્તિ, સાવધાનતા ને વ્યવસ્થાથી સ્વધર્મપાલન કરતા રહેશો.

એકસરખો નિશ્ચય રાખ્યા વિના પરમાર્થમાં આગળ વધી શકાતું નથી એ તમારા જાણવાબહાર નથી.

૧૦૯. × વિવેકી જનનો સમૂહ વિશ્વમાં થોડોજ હોવો ઘટે છે, અવિવેકીઓથી જગત્ ભર્યું છે, તેથી તેઓ સત્યાસત્યના સ્વરૂપને ન સમજી શકે, પણ પરિણામે સત્યને તેથી કશી હાનિ નથી.

પૂજ્યચરણ શંકરભગવાને તો પોતાની પાછળ ગાદીપર આવા આચાર્ય જોઇએ એમ કહ્યું છે:—

" शुचिर्जितेंद्रियो वेदवेदांगादिविशारदः ।
योगज्ञः सर्वतंत्राणामस्मद्‌स्थानमाप्नुयात् ॥ "
" उक्तलक्षणसंपन्नः स्याच्चेन्मत्पीठभाग्भवेत् ।
अन्यथाऽऽरूढपीठोऽपि निग्रहार्हो मनीषिणाम् ॥ "

**અર્થ**:—પવિત્ર, જિતેંદ્રિય, વેદ ને વેદનાં અંગ આદિમાં કુશળ, તથા સર્વશાસ્ત્રોના સિદ્ધાંતને જાણનાર હોય તે અમારા સ્થાનમાં આચાર્ય થાય.

કહેલાં શુભ લક્ષણવાળો હોય તે મારી ગાદીનો અધિકારી થાય. તેવા લક્ષણવાળો ન હોય, ને ગાદીએ બેઠો હોય, તો તેને વિવેકીઓએ દૂર કરવો.

વળી તેઓશ્રીએ ઉપદેશસાહસ્રીના ગદ્યપ્રકરણમાં આચાર્યનાં લક્ષણ કહેતાં આ પ્રમાણે કહ્યું છે:—

" दंभकुहकशाठ्यमायामात्सर्यानृताहंकारममत्वादिदोषवि-
वर्जितः ॥ "

**અર્થ**:—દંભ, કપટ, શઠતા, છળ, માત્સર્ય, અસત્ય, અહંકાર ને મમતા આદિ દોષથી રહિત.

વાસ્તવિક રીતે આચાર્ય ઉપરની સ્થિતિવાળા જોઇએ, છતાં આચાર્ય અને સંન્યાસીઓ **શ્રીવાર્તિકકાર** સખેદ જણાવે છે તેવા પણ જોવામાં આવે છે:—

" प्रमादिनो बहिश्चित्ताः पिशुनाः कलहोत्सुकाः ।
संन्यासिनोऽपि दृश्यन्ते दैवसंदूषिताशयाः ॥ "

અર્થઃ—પ્રમાદી, અંતઃકરણને બહારના વિષયોમાં ભટકવા દેનારા, ચાડીઆ, કલહમાં પ્રીતિવાળા, ને દૈવે જેમનાં અંતઃકરણો અતિદૂષિત કર્યાં છે એવા સંન્યાસીઓ પણ જોવામાં આવે છે.

વિશ્વ માયાનું કાર્ય હોવાથી તેમાં સર્વત્ર સત્ય જોવામાં ન આવે એ સ્વાભાવિક છે. વિશ્વની સ્થિતિ જાણનાર વિવેકીને તો કોઇ પણ પ્રસંગમાં વ્યામોહ ઉપજવો સંભવતો નથી.

ધ્યેયમાં મનોવૃત્તિને વિશેષ સ્થિર સ્થાપી પ્રકાશ (જ્ઞાન) તથા આનંદના અનુભવમાં વૃદ્ધિ કરતા રહેશો.

## પત્ર ૧૧૦-૧૧૭.

× હજી હૃદયની નિર્ભયતામાં તથા પ્રસન્નતામાં વધારો કરવાની અગત્ય છે. કોઇ માણસના સાક્ષાત્ કે પરંપરાવડે શ્રવણ થયેલા પ્રતિકૂળ શબ્દોથી વા પ્રતિકૂળ વર્તનથી મનને શોકને વશ નજ થવા દેવું. જો જાગવાની ઇચ્છા છે તો હવે પૂરેપૂરુંજ જાગવું. *

### આર્યા.

શિવમાં પ્રીતિ રાખી, દશ્યરૂપ આ અશિવ ત્યજી દેજો;<br>
મનને સૂક્ષ્મ કરીને, શિવપદે જઇ વિશ્રાંતિ લેજો. ૧

૧૧૧. × જે આકાશ આપણે અનુભવીએ છીએ તે **ભૂતાકાશ**, અંતઃકરણે જેટલો અવકાશ રોકયો છે તે **ચિત્તાકાશ**, માયાએ જેટલો અવકાશ રોકયો છે તે **અવ્યાકૃતાકાશ**, ને સર્વવ્યાપક અવકાશ તે **ચિદાકાશ** કહેવાય છે.

૧૧૨. ...ના પરલોકવાસના ખેદકારક સમાચાર જાણ્યા. તમારી અવસ્થા તથા સ્થિતિનો વિચાર કરતાં તમને વ્યવહારપરમાર્થમાં તેમના મરણથી પ્રતિકૂળતા ઉત્પન્ન થઇ છે, તેથી તમારું હૃદય શોકગ્રસ્ત થાય

તે સ્વાભાવિક છે, પણ જે વાતમાં મનુષ્યનો ઉપાય ચાલી શકતો નથી તે વાતમાં મનને શોકગ્રસ્ત ન રાખતાં વ્યવહારપરમાર્થના કામમાં તેને આગ્રહપૂર્વક જોડી રાખવું તે લાભકર છે. હાલ કોઇ વાતનો ભાવિ દઢ નિશ્ચય ન કરતાં તમારા નિશ્ચયનું સ્વરૂપ તથા વર્તન જોતા રહેશો, ને પછી દઢ નિશ્ચય મન સ્વસ્થ થયે કરશો.

શોકાતીત ને પરમાનંદરૂપ પરમાત્માના સ્મરણધ્યાનવડે મનના શોકને દૂર કરી તેની પ્રસન્નતા વધારતા રહેશો.

૧૧૩. × દુ:ખની નિવૃત્તિમાટે યોગ્ય ઉપાય કરવા, પણ ચિંતા કરી દુ:ખમાં વૃદ્ધિ ન કરવી.

પ્રધાન મનોવિકારોથી મનને બની શકે તેટલું અપરાજિત રાખવું.

ભસ્ત્રિકાપ્રાણાયામ શીખીને થઇ શકે તેટલા સવારસાંજ કરવા, તેથી વાયુ શાંત થશે.

વિવેકવિચારવડે મનને સ્થિરતાવાળું કરી તેનું ભ્રમણ મટાડશો.

× શ્રદ્ધાભક્તિથી પરમાત્માનું સ્મરણધ્યાન કરવાઉપરાંત શરીર-મનના નીરોગીપણાની શુભભાવના કર્યાં કરશો તો તનમનની સ્થિતિ સુધરવા લાગશે. * * *

૧૧૪. * મનને નિર્ભય રાખો છો એ વાંચી મનને સંતોષ થયો. ઉપયોગી ભાવના દઢતાપૂર્વક ચાલતી હશે. મનની પ્રસન્નતા પણ જળવાતી હશે, ને ખેદને કાળે પાણીએ કાઢ્યો હશે.

* * * મરણના વિચારને વિસારી દઇ અખંડજીવનસંબંધી વિચારમાં મનને રમાડ્યા કરવું.

અન્યના કરેલા ઉપકારને તમે જાણો છો તે સંતોષપ્રદ છે. વિવેકી મનુષ્યનો એ સહજસિદ્ધ સ્વભાવ હોય છે.

+ + પરમાત્મા સર્વદા તમારા મનોરૂપ માનસસરોવરમાં હંસરૂપે વિરાજમાન છે, લેશ પણ દૂર નથી, એમ સમજી મનને તેમના સ્વરૂપમાં જોડી પરમાનંદયુક્ત રહેવું.

" જન અપરાધ પ્રભુ ગિને ન કાઉ, દીનબંધુ અતિ મૃદુલ સુભાઉ. " આ વચનમાં કહ્યા પ્રમાણે પ્રણતપાળ પ્રભુનો સ્વભાવ હોય છે એમ જાણી ભક્ત પ્રસન્ન રહે છે.

૧૧૫. + ધંધામાં કંટાળવું નહિ, ઉત્સાહ રાખી સાવધાનતાપૂર્વક તે કરવો. સર્વમાં સમભાવ રાખવાનો સ્વભાવ પાડવો, ને સવારસાંજ ચિત્તનો નિરોધ પણ કરવો.

ભવિષ્યની ચિંતા ન કરતાં વિવેકપૂર્વક પ્રાપ્તવ્યવહાર કરવો.

જનસંગમાં નિર્લેપ રહેવાનો સ્વભાવ પાડવો, ને વિવેકવડે મનની નિર્બળતા દૂર કરવી.

૧૧૬. + ભક્તિને વિશેષ દૃઢ કરવાથી ધ્યાનમાં ઇષ્ટ દેવનાં દર્શન થયા કરશે. સતત ધ્યાનજેવી મનોવૃત્તિ રાખવાથી અભ્યાસનો વેળાસર પરિપાક થઇ તે સિદ્ધ થશે.

પવિત્ર વિચાર અને આચાર રાખી સાવધાનતા તથા ભક્તિથી પ્રણતપાળ પ્રભુમાં મન જોડતા રહેશો તો દુઃખ વેળાસર દૂર થઇ જશે.

૧૧૭. × હિરણ્યગર્ભનો અર્થ કાર્યબ્રહ્મ થાય છે. પુરાણમાં તેમને બ્રહ્મા કહે છે. તે સર્વ સૂક્ષ્મપ્રપંચના અભિમાની છતાં સત્યલોકમાં તેમની સ્થિતિ છે. જેમ જીવ સર્વ શરીરમાં વ્યાપક છતાં પણ તેની ઉપલબ્ધિ હૃદયમાં થાય છે તેમ હિરણ્યગર્ભ સર્વ સૂક્ષ્મશરીરમાં વ્યાપક છતાં પણ ઉપાસકોને તેમની ઉપલબ્ધિ સત્યલોકમાં થાય છે. અપંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ સર્વ સૂક્ષ્મશરીરો છે તે સર્વ સૂક્ષ્મ-

શરીરોના અભિમાની સૂત્રાત્મા કહેવાય છે. અવિદ્યા તો જીવનું કારણ-શરીર છે. વિશ્વોનો વિરાટ્થી અભેદ છે. પંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ સર્વ સ્થૂળ પ્રપંચના તે અભિમાની છે.

જેમાં સ્થૂલશરીરવાળાં પ્રાણીઓ રહી શકે એવા સર્વ ગોળો ને તેની વચ્ચેનો જે સર્વ પ્રદેશ છે તેનાથી દશગણું મોટું પૃથિવીમંડળ છે. પુરાણમાં તેનો વિસ્તાર પચાશ કરોડ યોજનનો ગણાય છે. સૂક્ષ્મભૂનો મનુષ્યોની દૃષ્ટિનો વિષય નથી. પૃથિવીમંડળના દશમા ભાગની મધ્યમાં આપણી પૃથિવીજેવાં ચૌદ ભુવનો કલ્પ્યાં છે, પૃથિવીથી ચઢીઆતી સ્થિતિનાં ૭, ને સાત પૃથિવીથી ઊતરતી સ્થિતિનાં. એ સર્વની પ્રતીતિ સામાન્ય મનુષ્યોને થઇ શકે નહિ. તે તો માત્ર એટલુંજ જાણી શકે કે અવકાશમાં કોઇ સ્થળે તે ભુવનો છે.

## પત્ર ૧૧૮.

× નીચેનો અનન્યભક્તિને લગતો આનંદમય પ્રસંગ વાંચી તમારા ભક્તિનિષ્ઠ અંતઃકરણની પ્રસન્નતામાં વધારો થશે એવું વૃત્તિને ભાન થવાથી તે મંગળમય પ્રસંગ તમારા ઉપર લખવા વૃત્તિ વેગ પામી છે.

દુષ્ટોના દલનવડે ભૂમિનો ભાર ઊતારવા ને સજ્જનો ને તેમના અસાધારણ શુભકર્મ ને શુભચિંતનનું શ્રેષ્ઠ ફળ આપવા, તથા સદ્ધર્મનું સ્થાપન કરવા, પોતાની યોગમાયાવડે આવિર્ભાવ પામેલા શ્રીકૃષ્ણ ( સદાનંદરૂપ પરમાત્મા ) જ્યારે શ્રીદ્વારિકામાં વિરાજતા હતા ત્યારે કોઇ વર્ષની શરદપુનમની મધ્યરાત્રિએ તેઓશ્રી પોતાનાં પ્રિય પત્ની વિનોદસુંદરીને ( સુખરૂપ ધર્મવાળી સાત્ત્વિકી વૃત્તિને ) મંદિરે જવા કૃપા કરીને નીકળ્યા હતા. તે વેળા આકાશ જ્ઞાનીના વા અનન્યભક્તના હૃદયજેવું સુનિર્મળ હતું. અનન્યભક્તના નિર્મળ હૃદયમાં માયાપતિ

શ્રીપરમાત્મા શોભતા હોય તેમ સ્વચ્છ આકાશના મધ્ય ભાગમાં રજનિકાંત શશી શોભતો હતો, જ્ઞાનીનું વા અનન્યભક્તનું હૃદય વિક્ષેપને અભાવે જેમ શાંત હોય છે તેમ મનુષ્યોના વાગ્વ્યાપારાદિને અભાવે રાત્રિ શાંત પ્રતીત થતી હતી, ને જ્ઞાનીના વા અનન્યભક્તના હૃદયમાં જેમ આનંદ પ્રસરી રહે તેમ પૃથિવીપર રમણીય ચાંદની પ્રસરી રહી હતી. જેમને પોતાના ભક્તો પોતાના પ્રાણસમાન પ્રિય છે એવા ભક્તવત્સળ ને કરુણાનિધાન પ્રભુશ્રીના સુખદ આગમનના શુભ સમાચાર કોઇ પરિચારિકાદ્વારા જાણી, તે આહ્લાદક સમાચારની વધામણી આપનારી તે પરિચારિકાને મૂલ્યવાન્ વસ્ત્રાભૂષણ પારિતોષિકરૂપે આપી, જેમનાં નેત્રો પ્રેમાશ્રુથી ભરાયેલાં છે, તથા પરમહર્ષવડે જેમનાં રોમો ઊભાં થયાં છે એવાં તે ચતુર રાણી બહુ આદરપૂર્વક પોતાના કરકમળમાં રત્નજડિત સુવર્ણના થાળમાં ઉત્તમ મુક્તાફળો ભરી પોતાના હૃદયેશ્વરને માન આપવા તે જગન્નિયામકની સામાં આવ્યાં. પ્રેમને વશ વર્તનારા પ્રભુશ્રીની સમીપ જઇ તેઓશ્રીને મુક્તાફળોથી બહુ ભાવપૂર્વક વધાવી પોતાના મંદિરમાં ઉત્તમ સિંહાસનપર પધરાવ્યા. પછી તેઓશ્રીનું પ્રીતિ ને આદરસહિત વિધિવત્ પૂજન તથા સ્તુતિ કરી પરિચારિકાઓને જવાની અનુમતિ આપી. ભક્તજનોના હૃદયના અજ્ઞાન તથા દુ:ખનો અત્યંત નાશ કરવો એજ જેનું મુખ્ય કર્મ છે એવાં તેઓશ્રીનાં ચરણકમળને પોતાના અંકમાં ( ખોળામાં ) બહુ માન તથા પ્રીતિથી સ્થાપન કરી તે ચરણકમળની પોતાને ધન્યભાગી માની તેઓ ચાતુર્યપૂર્વક પ્રેમસહિત સેવા કરવા લાગ્યાં. મંગળમૂર્તિ શ્રીપ્રભુએ શ્રીમુખે વારંવાર તેમને ચરણસેવાથી ઉપરામ થવાનું કહ્યું ત્યારે જેમ મહાલોભીનું મન માંડમાંડ ધનના વિચારથી ઉપરામ પામે તેમ તેમનું મન માંડમાંડ શ્રીજગદીશ્વરના ચરણકમળની સેવાથી ઉપરામ પામ્યું. પશ્ચાત્

બ્રહ્માંજલિ કરી ( બે હાથ જોડી ) ચકોર જેમ પરમપ્રીતિપૂર્વક ચંદ્રનાં દર્શન કરે તેમ જેમનાં નેત્રરૂપ ચકોર પરમાત્માના મુખરૂપ ચંદ્રનું પરમપ્રીતિપૂર્વક દર્શન કરતાં હતાં એવાં તે પ્રભુશ્રીની સમીપમાં બેઠાં. કેટલીક ક્ષણો મૌનસ્થિતિમાં વ્યતીત થયા પછી અનુકૂળ સમય જોઇ તેમણે મંદ મંદ હાસ્યપૂર્વક વિનયસહિત નમન કરી પોતાના પ્રાણનાથ પ્રભુશ્રીને આ પ્રમાણે કહ્યું:—

" હે મારા પ્રાણથી પણ અધિક પ્રિય પ્રભો ! આજ આપશ્રીની આ દીન દાસીના હૃદયમાં શ્રીમુખેથી આપશ્રીની અનન્યભક્તિનું તથા આપશ્રીના અનન્યભક્તોનાં મુખ્ય મુખ્ય કર્તવ્યોનું વ્યાખ્યાન સાંભળવાની ઉગ્ર ઇચ્છા પ્રકટ થઇ છે. આપ કે જે પ્રાર્થના કર્યા વિનાજ પોતાના ભક્તોનું હિત કરવામાં સર્વદા તત્પર છો તેઓની આગળ આવી પ્રાર્થના કરવી તે યોગ્ય ન ગણાય, છતાં મારાથી મારા અંતઃકરણનો વેગ રોકી નહિ શકાવાથી આ પ્રાર્થના આપશ્રીને નિવેદન કરાઈ ગઇ છે. "

બોલવામાં ચતુર વિનોદસુંદરીની ઉપર પ્રમાણેની પ્રાર્થના સાંભળી જેમના શ્રીઅંગની આસપાસ ભક્તોના હૃદયના અજ્ઞાનરૂપ અંધકારને હરનાર આનંદમય દિવ્ય પ્રકાશ પ્રસરી રહ્યો છે, જેઓશ્રીની આસપાસના વાતાવરણમાં અલૌકિક સુગંધ અલૌકિક ધ્વનિ ને ભક્તના મનને આકર્ષણ કરનારું સામર્થ્ય ફેલાઇ રહ્યાં છે, જેમનાં નેત્રો નિરવધિ દયા ને ક્ષમાથી ભરેલાં તથા અવર્ણનીય આનંદથી પ્રફુલ્લ છે, અને જેમના અત્યંત મનોહર મુખારવિંદપર ભક્તોની વિપત્તિનું હરણ કરનાર મંદ મંદ હાસ્ય છવાઇ રહ્યું છે એવા કૃપાસાગર પ્રભુ પોતાનામાં પરમપ્રીતિ રાખનાર વિનોદસુંદરીપ્રતિ બુધજનોના મનને આનંદ ઉપજાવનારાં નીચે દર્શાવેલાં અદ્ભુત વચનો બોલ્યાઃ—

"હે પ્રિયે! મારા અનન્યભક્તદ્વારા અને સત્શાસ્ત્રદ્વારા મારું યથાર્થ માહાત્મ્ય સમજી આ વિશ્વમાંના અન્ય સર્વ પ્રાણિપદાર્થમાં સાધારણ પ્રીતિ રાખી મારે વિષે તે સર્વથી અધિક પ્રીતિ દીનતા ને નિષ્કપટતાપૂર્વક રાખવી તે મારી અનન્યભક્તિ કહેવાય છે. આને પરાભક્તિ, પરમપ્રેમલક્ષણાભક્તિ અથવા ઐકાંતિકભક્તિ પણ કહેવામાં આવે છે. શ્રવણાદિ નવધા ભક્તિ તેના સાધનરૂપ છે. મારો અનન્યભક્ત દેહભાવે પોતાને મારો ગર્ભદાસ (ગુલામ) માને છે, અને જીવભાવે મને અંશી ને પોતાને મારો અંશ માને છે. તેને સમજાય છે કે પ્રભુ સૂર્યસમાન છે, ને હું ખદ્યોતસમાન છું; પ્રભુ સાગરસમાન છે, ને હું બિંદુસમાન છું; અને પ્રભુ અસંખ્ય બ્રહ્માંડોના મહારાજા છે, ને હું તેમના દાસના દાસનો દાસ કહેવરાવવાને પણ યોગ્ય નથી.

હે પ્રસન્નવદને! મારા અનન્યભક્તને જીવતાં મારુંજ તેને પરમ આશ્વાસન છે એમ સમજાય છે, મરણકાળે પણ મારા તરફથીજ તેને પરમ આશ્વાસન મળશે એવો તેને સુદૃઢ વિશ્વાસ છે, અને મરણપછી પણ તેને મારુંજ પરમ આશ્વાસન મળશે, અર્થાત્ હુંજ તેને આનંદમય અનંત જીવન આપીશ એવી તેને પરિપૂર્ણ શ્રદ્ધા હોય છે.

હે મનોરમે! મારો અનન્યભક્ત જે વિચારવાયોગ્ય નથી તે વિષયનો વિચાર કરી મારા નિવાસસ્થાનરૂપ પોતાના હૃદયને અપવિત્ર કરતો નથી, જે બોલવાયોગ્ય નથી તે બોલી પોતાની વાણી જે મારા સ્મરણમાં ઉપયોગી છે તેને અપવિત્ર કરતો નથી, ને જે જોવાયોગ્ય નથી તે જોઇ પોતાનાં નેત્ર જે મારા દર્શનમાં ઉપયોગી છે તેને અપવિત્ર કરતો નથી.

હે વરાનને ! બુદ્ધિની સૂક્ષ્મતા ને પવિત્રતા મને બહુ પ્રિય છે, એમ સમજીને અનન્યભક્ત પોતાની બુદ્ધિની સૂક્ષ્મતા ને પવિત્રતા કરવા નિરંતર સદાગ્રહપૂર્વક પ્રયત્ન કર્યા કરે છે. મારી અધિક અધિક કૃપા પોતાના ઉપર કેવી રીતે ઊતરે તેનોજ તે સર્વદા વિચાર કર્યા કરે છે, ને પોતાના અંતઃકરણમાં મારી કૃપા મેળવવાનાં જે જે સાધનો તેને સમજાય તે તે સાધનોનું તે પરમપ્રીતિથી સાવધાનતાપૂર્વક અનુષ્ઠાન કર્યા કરે છે. જેમ મોટો દુકાળ પડ્યો હોય તે સમયનાં રાંકાં સારું અન્ન મેળવવા બહુ આતુર રહે તેમ મારો અનન્યભક્ત મારી અલૌકિક કૃપા સંપાદન કરવા સર્વદા આતુર રહે છે.

હે ચતુરે ! જેમ પતિપરાયણા સુઘડ સ્ત્રી પોતાના રસિક ને સુઘડ પતિની કૃપા મેળવવા પોતાના ઘરને તેમાંનો કચરો દૂર કરી સર્વદા સ્વચ્છ રાખી તેને યોગ્ય પદાર્થોવડે શણગારે છે તેમ મારો અનન્યભક્ત મારી વિશેષ કૃપા મેળવવા પોતાના અંતઃકરણ આદિના દોષો દૂર કરી પોતાના અંતઃકરણ આદિને સર્વદા સ્વચ્છ રાખે છે, તથા તેને શુભગુણોવડે નિરંતર વિભૂષિત કર્યા કરે છે.

હે સુલોચને ! મારા અનન્યભક્તના હિતમાટે મેં સાક્ષાત્ કે પરંપરાવડે જે જે આજ્ઞાઓ કરી હોય છે તે સર્વ આજ્ઞાઓનું તે, રહસ્ય સમજી, બહુમાનપૂર્વક સદાગ્રહ રાખી, સર્વદા વિવેકપૂર્વક પરિપાલન કરે છે, પ્રમાદથી તે આજ્ઞાઓનું તે કદીપણ ઉલ્લંઘન કરતો નથી, અને પોતાના મનને ગમે તેમ તે વર્તતો નથી. ‘ મારાં ધન્ય ભાગ્ય કે પ્રભુએ મને આ આજ્ઞા કરી ’ એમ માની મેં કરેલી આજ્ઞાનું તે બહુજ ઉત્સાહથી યથાવિધિ પરિપાલન કરે છે. હે પ્રિયવાદિનિ ! મારી કોઇ પણ પ્રકારની સેવા કરવાનું કામ તેને પ્રાપ્ત થયું હોય તો તે કામ પણ તે

પોતાને ધન્ય માનીને બહુ ઉચ્છરંગથી વિવેકપૂર્વક કરે છે, વેઠ કાઢવાની પેઠે નિરાદરપણે કરતો નથી, મારી કૃપાનો તે કદીપણ દુરુપયોગ કરતો નથી, પણ મારા સામર્થ્યનો વિચાર કરી મારું ભય ધારી મારી કૃપાનો તે સર્વદા સદુપયોગજ કરે છે. મારા અનન્યભક્તનું હૃદય મહાસાગરજેવું ગંભીર હોવાથી કોઈ પણ મનુષ્ય તેના હૃદયની અગત્યની ગુપ્ત વાત જાણી શકવા સમર્થ થતો નથી.

હે પાપરહિત બુદ્ધિવાળી! મારા અનન્યભક્તને મારા પ્રભુપણામાં લેશપણ સંશય કે વિપર્યય નથી,—સંશયવિપર્યયરહિત સંપૂર્ણ વિશ્વાસ છે. જેમ વ્યવહારકુશળ મનુષ્યને રૂપીઆના રૂપીઆપણામાં, સોનામહોરના સોનામહોરપણામાં, કે હુંડીના હુંડીપણામાં લેશ પણ સંશય કે વિપર્યય નથી તેમ મારા અનંત ઐશ્વર્યયુક્ત જગન્નિયંતાપણામાં મારા અનન્યભક્તને લેશ પણ સંશય કે વિપર્યય નથી. વળી તેને મારા કોઈ પણ ચરિત્રમાં લેશ પણ ભ્રાંતિ ઉત્પન્ન થતી નથી, કેમકે તે મને સર્વ પ્રાણીઓનો અંતરાત્મા તથા અત્યંત નિર્લેપ સમજે છે. મારા સ્વરૂપમાં તેને ક્ષણે ક્ષણે નવા નવા સૌંદર્યનું ભાન થાય છે, મારાં વચનોમાં ક્ષણે ક્ષણે તેને નવા નવા માધુર્યની પ્રતીતિ થાય છે, ને મારી પ્રત્યેક પ્રવૃત્તિમાં તેને કાંઇક કાંઇક અલૌકિક ચમત્કાર ભાસ્યા કરે છે.

હે સુવિચારરસિકે! પ્રીતિ પ્રીતિ વા ભક્તિ ભક્તિ તો ઘણા મનુષ્યો કહ્યા કરે છે, પણ પ્રીતિ વા ભક્તિની પ્રાપ્તિ તો કોઇક કરી શકે છે. જે મનુષ્ય સાંસારિક વિષયોના રાગદ્વેષથી મારું વિસ્મરણ કરે તે મનુષ્ય મારામાં પ્રીતિ રાખનારો વા મારો ભક્ત કહી શકાય નહિ. કોઇ મનુષ્યને શસ્ત્રનો ઘા લાગ્યો હોય, વા કોઇ મર્મસ્થાનમાં કાંટો લાગ્યો

હોય, તે મનુષ્ય જેમ તે ઘાવાળા સ્થળને વા કાંટાવાળા સ્થળને વારંવાર સંભાર્યા કરે છે તેમ જે મનુષ્યના હ્રદયને વારંવાર આદરપૂર્વક મારું સ્મરણ-ધ્યાન કરવાનો સ્વભાવ પડ્યો હોય છે, તે મનુષ્યજ મારામાં પ્રીતિ રાખનારો વા મારો ભક્ત કહેવાય.

હે સતિ! શુદ્ધભાવે મનેજ પોતાનું સર્વસ્વ માનનારા મારા ઐકાંતિકભક્તદ્વારા તથા સત્શાસ્ત્રદ્વારા જેણે જાણવાયોગ્ય તથા પ્રાપ્ત કરવાયોગ્ય મનેજ માનેલ છે તેવા મારા અનન્યભક્તો મારા સ્વરૂપને જાણવા તથા મને પ્રાપ્ત કરવા નિત્ય નિત્ય નવા નવા પ્રેમથી વ્યવસ્થાપૂર્વક વિવેકવાળો પ્રયત્ન લગાર પણ કંટાળ્યા વિના કર્યા કરે છે. દ્રવ્યલોભી વ્યાપારી જેમ વારંવાર પોતે કેટલી કમાણી કરી તે જોતો રહે છે તેમ આવો મારો ભક્ત પણ મને પ્રભુના સ્વરૂપનું કેટલું જ્ઞાન થયું, તથા હું પ્રભુની સમીપ કેટલો આવ્યો, તે વારંવાર જોતો રહે છે. જે અનંત જીવન મારા પુનરાવૃત્તિરહિત ધામમાં તેને પ્રાપ્ત કરવું છે તે અનંત જીવન પ્રાપ્ત કરવામાટે તે ભક્ત મારું નિરંતર ભાવપૂર્વક ચિંતન કર્યાં કરે એમાં શું કહેવું? મહાલોભી મનુષ્ય જેમ ધનનું ને મહાકામી પુરુષ જેમ રૂપવતી સ્ત્રીનું નિરંતર ચિંતન કર્યા કરે તેમ મારો ભક્ત નિરંતર મારું ચિંતન કર્યાં કરે છે.

હે વિવેકવતિ! જે દૂતીઓ સુખેચ્છુ મનુષ્યને મારા પુનરાવૃત્તિરહિત પરમાનંદમય ધામમાં લાવવાનું કામ કરે છે તેમાં પ્રીતિ, સુપ્રજ્ઞા (સુબુદ્ધિ) ને કર્તવ્યનિષ્ઠા એ ત્રણ દૂતીઓ મુખ્ય છે. મારા ધામમાં આવવાની ઇચ્છા રાખનાર મનુષ્યને પ્રીતિ વારંવાર કહ્યા કરે છે કે 'હે સજ્જન! જો તમે પ્રભુના પરમપવિત્ર ને સુખમય ધામમાં પ્રવેશ કરવાની શુભેચ્છા રાખતા હો તો તમે પ્રભુમાં સર્વથી અધિક પ્રીતિ

રાખો, સંસારના કોઇ પણ પ્રાણિપદાર્થમાં પ્રભુના જેટલી પ્રીતિ નજ રાખો. જ્યાંસુધી તમે સંસારના પ્રાણિપદાર્થોના કરતાં પ્રભુમાં ન્યૂન પ્રીતિ રાખો છો ત્યાંસુધી તો પ્રભુના પવિત્ર ને પ્રકાશમય ધામનાં દ્વાર તમારે માટે ઉઘડવાનાં નથીજ, પણ જ્યાંસુધી તે પ્રાણિપદાર્થમાં તમે પ્રભુના જેટલી પ્રીતિ રાખશો ત્યાંસુધી પણ તે દ્વાર તમારી ગમે તેટલી ઇચ્છા હોય તોપણ તમારે માટે ઉઘડવાનાં નથી એ નક્કીજ જાણજો. તમે આ વિશ્વમાં પ્રિયતમ તો એક પ્રભુનેજ ગણો, પછી પ્રિય ને પ્રિયતર તમારે જેટલાંને ગણવાં હોય તેટલાંને ભલે ગણો. તમારા પુણ્યકર્મનો ઉદય થવાથી પ્રભુએ કૃપા કરી શ્રીમુખથી તમને તમારા પરમહિતની જે જે વાતો સંભળાવી હોય તે તે વાતોનો સ્વાદ ચાખ્યા પછી જો તમારા કાનને બીજા મનુષ્યની કહેલી વાતો સાંભળવી ગમે છે તો તમે તુરતમાં અનન્યભક્ત થઇ શકવાના નથી, નિરવધિ સૌંદર્યવાળા પ્રભુશ્રીનું મનમોહન સ્વરૂપ તમારા મોટા પુણ્યનો પરિપાક થવાથી તમે નિરખ્યું હોય ને તે નિરખ્યા પછી જો તમારાં નેત્રોને અન્ય પ્રાણિપદાર્થનું રૂપ જોવાની લાલસા રહે છે તો તમે પણ તુરતમાં અનન્યભકત થઇ શકવાના નથી, જો તમારા હાથ ભવદુઃખવિદારક શ્રીપ્રભુનાં ચરણકમળનો સ્પર્શ કરવા ભાગ્યશાળી થયા હોય ને તે સ્પર્શ કર્યા પછી જો તમારા હાથ બીજા પ્રાણિપદાર્થનો રાગપૂર્વક સ્પર્શ કરવા ઇચ્છે છે તો તમે પણ તુરતમાં પ્રભુના અનન્યભકત થઇ શકવાના નથી, ને તમારું મન જો પ્રભુના ધ્યાનરૂપ પરમામૃતને ત્યજી છાશરૂપ વિષયોના ધ્યાનમાં રાગવાળું રહે છે તો તમે પણ આ જન્મમાં પ્રભુના અનન્યભકત થઇ શકવાના નથી. જો તમે આ જન્મમાં પરમાત્માના અનન્યભકત થવા ઇચ્છતા હો તો મીન જેવો જળમાં પ્રેમ રાખે છે, મૃગ જેવો નાદમાં પ્રેમ રાખે છે, ચકોર જેવો ચંદ્રમાં પ્રેમ રાખે છે, મોર જેવો મેઘ-

ગર્જનામાં પ્રેમ રાખે છે, ચાતક જેવો પર્જન્યમાં પ્રેમ રાખે છે, પતંગ જેવો દીપકમાં પ્રેમ રાખે છે, કમળ જેવો સૂર્યમાં પ્રેમ રાખે છે, પદ્મિની જેવો ચંદ્રમાં પ્રેમ રાખે છે, ને ભ્રમર જેવો કમળમાં પ્રેમ રાખે છે, તેવો પ્રેમ તમે ભક્તોના પ્રાણપ્રિય પ્રભુમાં રાખતાં શીખો. પ્રેમ કરવાનું શીખવ્યાથી આવડતું નથી, એમાં તો તમારા હૃદયની યોગ્યતા ને રસિકતાજ જોઇએ. જેમ દ્રવ્યનું માહાત્મ્ય જાણનાર મનુષ્ય પોતાના સર્વ દ્રવ્યનો ત્યાગ કરવાથી જો ચિંતામણિ પ્રાપ્ત થતો હોય તો તેને પ્રાપ્ત કરવા પ્રસન્નતાપૂર્વક તે પોતાના સર્વ દ્રવ્યનો ત્યાગ કરે છે, અને જેમ દેવશરીરથી પ્રાપ્ત થતાં સુખોનું માહાત્મ્ય જાણનાર મનુષ્ય જો પોતાના મનુષ્યશરીરના ત્યાગથી દેવશરીરની પ્રાપ્તિ થવાનો સંભવ જાણે તો તે પ્રસન્નતાપૂર્વક પોતાના મનુષ્યશરીરનો ત્યાગ કરે છે. તેમ જે મનુષ્ય પરમાત્માનો અગાધ મહિમા જાણે છે તે મનુષ્યજ વિશ્વમાંના સર્વ પ્રાણિપદાર્થપરથી પ્રેમ ઉતારી પ્રભુમાં પરમપ્રેમ કરી શકે છે, અન્ય તેવી વાતો કરી શકે છે, પણ તેવો પ્રેમ કરી શકતા નથી. જો તમે થોડા પણ પ્રમાદ કરી મારાથી લગાર પણ દૂર થશો તો તુરત તમને પરમાત્માની ક્રૂર માયા વ્યાપશે, તમારા હૃદયમાં આસુરાવેશ થયેલો અનુભવાશે,—હૃદય દુષ્ટ મનોવિકારોવડે મલિન થઇ થયેલું જણાશે, ને ઉંડાણમાં થતી કોઇ પ્રકારની વિચિત્ર વ્યાકુળતાથી તમારું હૃદય ભારે થઇ મુંઝાવા લાગશે. એક પ્રભુભણીજ તમારી મનોવૃત્તિ રાખો; સંશય, ઈર્ષ્યા કે કુતૂહલથી પણ બીજા મનુષ્યાદિના વિચારમાં તેને નજ જવા દેશો, નહિ તો તમારી અનન્યભક્તિનો પરિપાક નહિ થતાં તમે જે કાંઇ ભક્તિ સંપાદન કરી હશે તે પણ ખોઇ બેસવાનો સમય આવશે. મારે તમને તમારી અનન્યભક્તિની પ્રાપ્તિની શુભેચ્છા વેળાસર ફળીભૂત

થવાના ઉપાયરૂપે જે કહેવાયોગ્ય હતું તે સર્વ કહ્યું હવે તમારે તેને શુદ્ધભાવથી અનુસરવું કે તમારા કુસંસ્કારો તમને જેમ દોરે, તેમ તમારે દોરાવું તે તમારી ઇચ્છાનો વિષય છે.'

મારા પરમસુખમય ધામમાં આવવાની શુભેચ્છા રાખનાર મનુષ્યપ્રતિ સુપ્રજ્ઞા આવી રીતનાં અર્થની ગંભીરતાવાળાં મનોહર વચનો કહે છે:—

'હે સુખેચ્છો ! શું તમે પરમાત્માના પરમસુખમય ને પરમરમણીય ધામમાં જવાની ઇચ્છા રાખો છો? તમને જ્ઞાત હશે કે માત્ર શુભેચ્છાથીજ ઇચ્છિતનો લાભ થઇ જતો નથી, પણ દીર્ઘકાળ યોગ્ય પ્રયત્ન કરવાથીજ ઇચ્છિતનો લાભ થાય છે. ક્રોધ ઉપજવાનાં નિમિત્તો તમને પ્રાપ્ત થાય ત્યારે તમે ક્રોધનો વિવેક ને ક્ષમાવડે પરાજય નહિ કરતાં જો તેને વશ વર્તશો તો તમે પરમાત્માના પવિત્ર ધામને પ્રાપ્ત કરી શકશો નહિ, તમને પ્રારબ્ધવશાત્ પ્રતિકૂળ પ્રસંગો પ્રાપ્ત થાય તે વેળા જો તમે સહનશીળતાનો ઉપયોગ નહિ કરી શકો તો કરુણાનિધાન પ્રભુના ધામની પ્રાપ્તિ કરવાની તમારી ગમે તેટલી શુભેચ્છા છતાં પણ તમે પ્રભુશ્રીના અતિ શાંત ને પ્રકાશમય ધામમાં જઇ શકવાના નથી, જો તમે કોઇ પણ પ્રાણીનો દ્વેષ કરો છો તો તે પાપમય પ્રવૃત્તિ પણ તમને દેવાધિદેવ પ્રભુના પુણ્યતમ ધામની પ્રાપ્તિમાં વિઘ્નરૂપ થઇ પડશે, જો તમારા વિનાવિચારે બોલવાના ઊતાવળા સ્વભાવને તમે વશ કરી શકતા નથી તો તમારે માટે પવિત્રતમ પ્રભુના ધામનાં દ્વાર શી રીતે ઊઘડી શકશે? જો તમારા અંતઃકરણમાં ગુપ્ત રાખવાયોગ્ય વાતને ગુપ્ત રાખવાનું બળ તમારા અંતઃકરણના છાલકાપણાથી નથી તો તમારા ઉપર અનુગ્રહ કરી મહાગંભીર પ્રભુ તમને પોતાના પુનરાવૃત્તિરહિત ધામમાં પ્રવેશ કરવામાટે કેવી રીતે યોગ્ય ગણશે? જો તમે ઘણી વેળા કેવળ

તમારા હિતને માટે કરેલી ઉદાર પ્રભુની આજ્ઞાઓના પરિપાલનમાં ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ કરતા નથી પણ પોતાનું ધાર્યું કરવાના હઠીલા સ્વભાવવાળા છો તો તમે ભકતવત્સળ પરમાત્માના પરમધામમાં શી રીતે પહોંચી શકવાના હતા? જડ રમકડાંભણી જુઓ, તે બિચારું કેટલું બધું સરલ છે! બાળક તે રમકડાને પોતાની પાસે રાખી રમાડે તેમાં ને તેને દૂર મૂકી દે તેમાં તે સમભાવવાળુંજ રહે છે. વિવેકી માબાપનાં નાનાં નિર્દોષ બાળકો પણ કેવાં સરલ ને આજ્ઞાને અનુસરનારાં હોય છે! અખિલેશ્વરની આજ્ઞા પ્રસન્નતાપૂર્વક પોતાને ધન્યભાગી માનીને માનવી, ને સરલ ચિત્તથી તેઓશ્રીતરફથી અન્ય આજ્ઞા થતાસુધી તે પ્રમાણેજ વર્તવું અને પોતાનું કુટિલ મન બીજે ચાળે ચઢાવવાનો પ્રયત્ન કરતું જણાય તો તે મનને બહુજ ધિક્કાર આપવો, પણ તેને ચાળે કદીપણ નજ ચઢવું. આમ વર્તાય તોજ તમે જગન્નિયંતાના ભકત ગણાઓ, નહિ તો તમે તમારા મનનાજ ગર્ભદાસ ગણાઓ, ને જ્યારે તમારી સ્થિતિ આવી હોય ત્યારે જગદીશ્વરના પરમાનંદમય પ્રાસાદનાં દ્વાર તમારે માટે શી રીતે ઊઘડે? જો તમારું સર્વસ્વ પ્રભુનુંજ છે, ને તમે પોતે પણ પ્રભુનાજ છો, તો પછી જેવી રીતે વર્તવાથી પરમાત્મા પ્રસન્ન થાય એવી રીતેજ તમારે વર્તવું જોઇએ. તમે તમારું મન પ્રભુનેજ અર્પણ કર્યું છે તો હવે તેના એકદેશરૂપ તમારા કુસ્વભાવને વશ વર્તવાનું તમારાથી શી રીતે બની શકે? તમારે ધૈર્ય, સાવધાનતા ને દઢતા રાખી વિવેકપૂર્વક તમારી બુદ્ધિની ક્રમથી સૂક્ષ્મતા કરવી જોઇએ. પરમાત્માશ્રીના પવિત્ર વિચાર ને પવિત્ર આચાર એ બે તેઓશ્રીનાં ચરણકમળ છે તેમને મનોરૂપ હાથવડે સ્પર્શ કરવાનો—તદનુસાર વર્તવાનો—અતિલોભ રાખવો, માત્ર સ્થૂળ ચરણકમળને સ્પર્શ કરવાનો લોભ ન રાખવો; અને પૂર્વોક્ત ચરણકમળની સેવાનોજ બહુ ભાવ રાખવો, માત્ર

સ્થૂળ ચરણકમળની સેવાનો ભાવ ન રાખવો. તમારે તમારી અનન્ય-ભક્તિમાં નિરંતર વધારો થાય એવુંજ વર્તન સાવધાનતાપૂર્વક નિરંતર રાખવું જોઇએ. તમને જ્યારે જ્યારે કઠિન પ્રસંગ પ્રાપ્ત થાય, ને તમારી પોતાની લૌકિક બુદ્ધિ તેમાં કાંઇજ કામ ન કરી શકે ત્યારે ત્યારે તમારે સ્વસ્થ થઇ પોતાના અંતઃકરણમાં ઉંડા ઊતરી પ્રભુશ્રીની પ્રાર્થના કરી તેઓશ્રી જેમ પ્રેરણા કરે તેમ વર્તવું જોઇએ. શ્રીઇશ્વરને સર્વ અર્પણ કરી તેમાંજ મનને વિશ્રાંતિ આપવાથી ભક્તિ કરી ગણાય છે તે સ્મરણમાં રાખશો. સ્થૂળદેહ પંચીકૃત પાંચ મહાભૂતોના અંશરૂપ માની તેમાંથી હુંપણું તથા મારાપણું મૂકો. પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, ચાર અંતઃકરણ, ને પાંચ પ્રાણરૂપ તમારું સૂક્ષ્મશરીર પણ તમારા હૃદયેશ્વરને અર્પણ કરી તેમાંથી પણ અહંતામમતા ત્યજો. તમારી વાણીનો ઇશ્વરની વાણીરૂપ અગ્નિસાથે અભેદ કરો, તમારા હાથનો ઇશ્વરના હાથરૂપ ઇંદ્રની સાથે અભેદ કરો, તમારા પગનો ઇશ્વરના પગરૂપ ઉપેંદ્રસાથે અભેદ કરો, તમારા ઉપસ્થનો ઇશ્વરના ઉપસ્થરૂપ પ્રજાપતિસાથે અભેદ કરો, તમારા પાયુનો ઇશ્વરના પાયુરૂપ યમસાથે અભેદ કરો, તમારા શ્રોત્રનો ઇશ્વરના શ્રોત્રરૂપ દિશાના અભિમાની દેવની સાથે અભેદ કરો, તમારી ત્વચાનો ઇશ્વરની ત્વચારૂપ વાયુની સાથે અભેદ કરો, તમારા નેત્રનો ઇશ્વરના નેત્રરૂપ સૂર્યની સાથે અભેદ કરો, તમારી જીભનો ઇશ્વરની જીભરૂપ વરુણની સાથે અભેદ કરો, તમારા નાકનો ઇશ્વરના નાકરૂપ અશ્વિનીકુમારસાથે અભેદ કરો, તમારા મનનો ઇશ્વરના મનોરૂપ ચંદ્રની સાથે અભેદ કરો, તમારી બુદ્ધિનો ઇશ્વરની બુદ્ધિરૂપ બૃહસ્પતિસાથે અભેદ કરો, તમારા ચિત્તનો ઇશ્વરના ચિત્તરૂપ નારાયણસાથે અભેદ કરો, તમારા અહંકારનો ઇશ્વરના અહંકારરૂપ રુદ્રની સાથે અભેદ કરો, ને તમારા પાંચે પ્રાણોનો ઇશ્વરના

પાંચ પ્રાણરૂપ પાંચ રુદ્રોની સાથે અભેદ કરો. હવે તમારું અવિદ્યાના અંશરૂપ કારણશરીર રહ્યું, તેનો પણ તમે ઈશ્વરના કારણશરીરરૂપ માયાની સાથે અભેદ કરો, અર્થાત્ તમારા કારણશરીરમાંથી તમે હુંપણાની તથા મારાપણાની બુદ્ધિ ત્યજો. હવે તમારે માયિક એટલે શુદ્ધસત્ત્વગુણવાળું નિર્દોષ શરીર રહ્યું. આ શરીરને ભગવાનની ઈચ્છાવડે અને તમારા શુભ પુરુષાર્થવડે પ્રાપ્ત થયેલું ભાગવતશરીર વા ઐશ્વરદેહ પણ કહેવામાં આવે છે. હવે તમને તમારા પ્રિયતમ પ્રભુનાં અખંડ દર્શનનો લાભ મળશે હવે તમે પરમનિર્ભય ને ઈશ્વરથી ભિન્ન કોઈ પણ પ્રાણિપદાર્થને અધીન નથી, લગભગ સ્વતંત્ર છો. તમારી પરતંત્રતા ને તમારાં સર્વ દુઃખો સદાને માટે વિલાઈ ગયાં છે. હે પ્રભુભક્તિ ઈચ્છનાર ! જ્યાંસુધી તમારો સ્વભાવ કૃમિ કીટ કે પશુના જેવો હોય ત્યાંસુધી તમે પરમપવિત્ર પરમાત્માની પાસે જવાને યોગ્ય નથી, જ્યાંસુધી તમે તમારા સ્વભાવને મનુષ્યના જેવો રાખો ત્યાંસુધી પણ તમે પરમાત્માના ચરણારવિંદની સમીપ સ્થિતિ કરવાને પાત્ર નથી, ને જ્યાંસુધી તમે દેવના જેવો સ્વભાવ રાખો ત્યાંસુધી પણ તમે પરમાત્માના પદારવિંદની પાસે બેસવાને પાત્ર નથી. તમે જ્યારે ઈશ્વરના જેવા સ્વભાવવાળા થશો ત્યારેજ તમે તેઓશ્રીના પરમાનંદમય ને પરમપવિત્ર ધામમાં તેઓશ્રીની સમીપ સર્વદા નિવાસ કરવાને ભાગ્યશાળી થશો. તમે વિષ્ઠાનો ટોપલો ઊપાડી તથા મલિન વસ્ત્રો પહેરી રાજાના પ્રાસાદમાં કે દેવમંદિરમાં પ્રવેશ કરી શકો છો ? જો તમે તેમ કરી શકતા નથી તો તમારી દુષ્ટ મનોવૃત્તિઓ વા કુસ્વભાવોસહિત તમે સર્વજ્ઞ પરમાત્માના પરમપવિત્ર પ્રાસાદમાં કેવી રીતે પ્રવેશ કરી શકો ? જો તમે ખરા ભક્ત થવા ઈચ્છતા હો તો તમે તમારી બુદ્ધિને સૂક્ષ્મતાને તથા પવિત્રતાને છેડે પહોંચાડો. તમે તમારું માનેલું સર્વસ્વ ખોશો ત્યારે તમે પ્રભુશ્રીને

પામશો. માથું કાપ્યા વિના માલ મળવાનો નથી તે સર્વદા સ્મરણમાં રાખીને વર્તજો. પ્રભુશ્રીમાં જે શુભગુણો સર્વદા સંપૂર્ણપણે પ્રકાશી રહ્યા સંભળાય છે તે શુભગુણોમાંના અગત્યના શુભગુણો જ્યાંસુધી તમે સંપાદન ન કરી શકો ત્યાંસુધી હું તમને પરમાત્માના પરમસુખમય ધામમાં લઇ જઇ તેઓશ્રીની નિરવધિ કૃપાનો સ્વાદ ચખાડી શકું એમ નથી. પ્રભુમાં જેમ રાગ, દ્વેષ, ભય ને ચિંતાદિ દોષો નથી તેમ તમારામાં પણ તે દોષો નજ રહેવા જોઇએ. તમે ન્યૂનાધિક અપાત્ર છતાં પણ તમારા કોઇ પૂર્વપુણ્યનો ઉદય થવાથી શ્રીપ્રભુએ તમારા ઉપર લૌકિક વા અલૌકિક મનોહારિણી કૃપાનું કિરણ ફેંક્યું હોય તો તે તમને વધારે પાત્ર થવાની સૂચનારૂપ સમજવાનું છે, પણ આળસુ થઇને ત્યાં ને ત્યાંજ પડ્યા રહેવાની સૂચનારૂપ માનવાનું નથી. જડ લૂગડું પણ વારંવાર રંગમાં બોળવાથી રંગાઇ જાય છે, તેનો વિચાર કરી જો તમે વારંવાર તમારા અંતઃકરણને પ્રભુના સ્વરૂપમાં ઝબોળ્યા કરો તો તમારું અંતઃકરણ પણ કેમ ન રંગાઇ જાય ? સ્મરણમાં રાખો કે તમારા પ્રારબ્ધવશાત્ તમને પ્રતીત થતું પ્રભુનું સ્થૂળશરીર વા અષ્ટ પ્રકારમાંના કોઇ પણ એક પ્રકારની પ્રભુની મૂર્તિ તે પ્રભુ નથી, પ્રભુ તો ત્રણ શરીરથી પર છે. પોતાના વાસ્તવિક સ્વરૂપનું ભક્તોને ભાન કરાવવામાટે જ્યારે જ્યારે અગત્ય જણાઇ ત્યારે ત્યારે તેઓશ્રીએ પોતાની યોગમાયાવડે તે શરીરની પ્રતીતિ કરાવી છે. માયાના પડદાની પછવાડે રહેલા પ્રભુના સાચા સ્વરૂપને ઓળખવાનો યોગ્ય પ્રયત્ન કરો, ને સુખી થાઓ. અનંત ઐશ્વર્યના સ્વામી પરમાત્માની ભક્તિ કરી ઇંદ્રિયોને પ્રિય લાગતાં તુચ્છ વિષયસુખો તેમની પાસેથી ભક્તે ભૂલથી પણ માગવાનાં નથી, પણ નિર્મળ ને એકાગ્ર અંતઃકરણવડે ગ્રહણ થતું નિરુપાધિક પરમસુખજ માગવાનું છે. જેમ પોતાની

સેવાવડે જ્યારે કોઇ ચક્રવર્તી રાજા પ્રસન્ન થાય ત્યારે તેમની પાસેથી શેર છાશ કે કાચનો કકડો માગનારો મનુષ્ય કોઇ પણ પ્રકારે વ્યાવહારિક ચતુર ન ગણાય, તેમ દુરારાધ્ય પ્રભુનું ભાવપૂર્વક બહુ પ્રયત્નવડે આરાધન કરીને તેમને પ્રસન્ન કરી તેમની પાસે તુચ્છ વિષયનાં સુખોની યાચના કરનાર વા તેઓશ્રીદ્વારા તુચ્છ વિષયસુખોને ઇચ્છનાર મનુષ્ય પણ પરમાર્થપક્ષમાં ચતુર નજ ગણાય. પરમાત્માશ્રીના કૃપાપૂર્ણ કથનથીજ તેમનું વાસ્તવિક સ્વરૂપ સમજાય છે, ને જો તેમનું વાસ્તવિક સ્વરૂપ ભક્તના સમજવામાં આવે તો તે ભક્ત પણ પરમાત્મરૂપ થઇ જાય છે. પ્રભુનો મહિમા અગાધ છે. બ્રહ્માદિ પણ તેમના અપાર મહિમાઆગળ રંકતુલ્ય ગણવાયોગ્ય છે ત્યારે ચક્રવર્તી રાજાઓની ત્યાં શી ગણત્રી છે ? ચક્રવર્તી રાજાઓની જ્યાં કાંઇ ગણત્રી નથી ત્યાં સામાન્ય રાજાઓ ને ધનાઢ્યો તે શા લેખામાં ગણાય ? પ્રભુનો આવો મહિમા સમજ્યા વિના તેઓશ્રીમાં અડગ પ્રીતિ પ્રકટતી નથી. યથાર્થ મહિમા સમજ્યા વિનાની દેખાદેખીની પ્રીતિ કે ભક્તિ તે ધૂળઉપર લીંપણજેવી સમજવી. તેવી ભક્તિની સ્થિરતાનો લેશ પણ વિશ્વાસ કરી શકાય નહિ. પ્રભુનો યથાર્થ મહિમા સમજનાર અને આ જન્મમાં તથા ભાવિજન્મમાં પ્રભુની અનન્યભક્તિવિના મારે હવે કાંઇ પણ અન્ય કર્તવ્ય નથી એમ સમજનાર ભક્ત પ્રભુના વિરહકાળમાં અસાધારણ ભાવપૂર્વક પ્રભુના સ્વરૂપના ધ્યાન ને સ્મરણવડે પોતાના અંતઃકરણાદિના સર્વ દોષોનો નિઃશેષ નાશ કરતો રહી પરમાત્માની અનન્યભક્તિમાં ઉત્તરોત્તર વધારો કર્યા કરે છે. વિરહનો પણ તે ઉપકાર માને છે, કેમકે વિરહનું દુઃખ સહ્યા વિના પ્રભુની શીઘ્ર પ્રાપ્તિ થતી નથી એમ તે સમજે છે. ઉનાળામાં તીક્ષ્ણ તાપથી જ્યારે પૃથિવી બહુ તપે ત્યારેજ તેના ઉપર વરસાદ થાય છે તેમ જ્યારે ભક્તનું હૃદય પ્રભુના વિરહથી

બહુજ તપે છે ત્યારે તેના હૃદયમાં રહેલા પ્રભુ તેના ઉપર કૃપા કરે છે આમ તેને સમજાય છે. પ્રભુમાંજ તમારું ચિત્ત રાખો, ઇંદ્રિયોનો વેગ પણ પ્રભુમાંજ શમાવો, સમાનસ્વભાવવાળા ભેળા થાઓ ત્યારે ચર્ચા પણ તેમનીજ કરો, અધિકારિપ્રતિ કથન પણ તેઓશ્રીનુંજ કરો, તેઓશ્રીમાંજ સંતોષ પામો, ને તેઓશ્રીમાંજ રમણ કરો. આમ વર્તશો તો કૃપાસાગર પ્રભુ તમારા ઉપર કૃપા શામાટે નહિ કરે ? કરશેજ. પ્રભુના અનન્યભક્તોઉપર બહુ ભાવ રાખો, ને પ્રભુશ્રીનાં અલૈકિક ચરિત્રોનું બહુ પ્રીતિથી શ્રવણ કરો. આ બધું પ્રબળ પાંખવાળાં ગગનવિહારી ખેચરોને સમજાય એવું છે, ભારે શરીરવાળાં ભૂચરોને સમજાય એવું નથી.'

કર્તવ્યનિષ્ઠા મારી અનન્યભક્તિવડે મારી પ્રાપ્તિ કરવા ઇચ્છનાર મનુષ્યને નીચે પ્રમાણે સમજાવે છેઃ-

'હે ભાઇ! જો તું અનન્યભક્તિ કે જે પ્રભુને બહુ પ્રિય છે તે પ્રાપ્ત કરવા ઇચ્છતો હો ને તે ભક્તિના લાભવડે જો તું સર્વ દુઃખરહિત પરમાનંદરૂપ સ્થિતિ સંપાદન કરવા ઇચ્છતો હો તો તું તારું પ્રત્યેક કર્તવ્ય બહુ ધીરજ, સાવધાનતા, દઢતા ને સમજથી કરજે. લોકોને તારી ભક્તિ દેખાડવાનો ભૂલથી પણ પ્રયત્ન ન કરજે, પણ તારી ભક્તિને સર્વદા છુપાવવાનો પ્રયત્ન કરજે. કર્તવ્યનું અનુષ્ઠાન કરવામાં કાયર થઇ બોચી ખંજવાળીને બેસી ન રહેજે, પણ શૂરવીર થઇને કર્તવ્યનું યથાવિધિ અનુષ્ઠાન કરજે. ભક્તિ શૂરાની છે, કાયરની નથી, એ ન ભૂલજે. તારા કર્તવ્યના અનુષ્ઠાનમાં તારી બાહ્યસામગ્રીનો, શરીરનો, ઇંદ્રિયોનો, અંતઃકરણનો કે પ્રાણનો પણ લોભ ન રાખજે. કર્તવ્યનું પરિપાલન કરવામાં એ સર્વનો કે એમાંના કોઇ એક કે વધારેનો ત્યાગ

કરવો પડે તો જેનો ત્યાગ કરવાની અગત્ય જણાય તેનો ત્યાગ તું પ્રસન્નતાથી કરજે. જો તું મારી સૂચનાને સત્ય ગણી તદનુસારજ વર્તીશ તો તું આશુતોષ પરમાત્માની કૃપાવડે વેળાસર તેઓશ્રીની અનન્યભક્તિને પ્રાપ્ત થઇશ. માત્ર મોઢાના તડાકા મારવાથી કે સ્વેચ્છાચારી પ્રેમલાનો ડોળ કરવાથી કાંઇ પરમાત્માની અનન્યભક્તિની પ્રાપ્તિ થતી નથી, પણ જ્યારે સર્વ સંશયવિપર્યયને ત્યજી તથા પડેલા કુસ્વભાવોને તિલાંજલિ દઇ પરમાત્માની આજ્ઞાનુસાર કર્તવ્ય કરવામાંજ પોતાનું સાચું હિત સમજાય છે, તથા ખેદના લેશવિના તે આજ્ઞાઓનું પરમપ્રસન્નતાથી પરિપાલન થાય છે, ત્યારેજ તે ભવભયહારિણી અનન્યભક્તિ મનુષ્યને પ્રાપ્ત થાય છે.'

હે અનુકૂલે! મારો અનન્યભક્ત કોઇ પણ પ્રાણીનો દ્વેષ કરતો નથી, વ્યવહારમાં જે પોતાના જેવી સ્થિતિવાળા વા પોતાનાથી ચઢીઆતી સ્થિતિવાળા હોય તેવા મનુષ્યમાં તે મિત્રની ભાવના રાખે છે, પોતાનાથી ઊતરતી સ્થિતિવાળા અથવા દુ:ખી પ્રાણિઓમાં તે કરુણાની ભાવના રાખે છે, જગત્‌માંના કોઇ પણ પ્રાણિપદાર્થમાં તે મમતા રાખતો નથી, દેહાદિ કોઇ પણ જડ વસ્તુમાં તે અહંકાર રાખતો નથી, પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા સુખદુ:ખમાં તે સમબુદ્ધિવાળો રહે છે, અપકાર કરનારપર તે ક્ષમા રાખે છે, પ્રારબ્ધવશાત્ જે અન્નવસ્ત્રાદિ પ્રાપ્ત થાય તેમાં તે સર્વદા સંતોષ રાખે છે, પોતાના શરીર ઇંદ્રિયો ને મનને તે સર્વદા વશ વર્તાવે છે, તે દૃઢનિશ્ચયવાળો હોય છે, તે પોતાનું મન અને બુદ્ધિ મને અર્પણ કરીને રહે છે, અર્થાત્ તે મારી ભક્તિમાં વધારો થાય એવા સંકલ્પવિકલ્પ તથા નિશ્ચય કરે છે પણ તેથી વિપરીત સંકલ્પવિકલ્પ કે નિશ્ચય તે કદીપણ કરતો નથી, તે કોઇ પણ પ્રાણીને શોક ચિંતા કે ભય થાય તેવું વર્તન કરતો નથી, પ્રતિકૂળ પ્રસંગ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થાય તો તેમાં તે ઉદ્વેગ પામતો નથી, પ્રિય પ્રાણિપદાર્થની પ્રાપ્તિમાં તે હર્ષ પામતો નથી, રોગાદિ

પ્રતિકૂળ પ્રસંગની પ્રાપ્તિમાં તે સહનશીળ રહે છે, ક્રૂર પ્રાણીઓના દર્શનથી તે ભય પામતો નથી, આ લોક પરલોકના કોઇ પણ પ્રાણિપદાર્થની તે સ્પૃહા રાખતો નથી, તે સર્વદા પવિત્ર રહે છે, અકસ્માત્ આવી પડેલા પ્રસંગનો તે યથાયોગ્ય નિર્વાહ કરે છે, તે અંતઃકરણને સર્વદા પ્રસન્ન રાખે છે, કામનાને વશ થઇને લૌકિક કે વૈદિક કર્મ તે કરતો નથી, પોતાને શત્રુ માનનારમાં તથા મિત્ર માનનારમાં તે સમબુદ્ધિવાળો રહે છે, પ્રારબ્ધવશાત્ માનાપમાન થાય તેમાં તથા સ્તુતિનિંદામાં પણ તે સમબુદ્ધિ રાખે છે, મારી પ્રાપ્તિ કરવામાટે ગમે તેટલું દુઃખ સહન કરવું પડે તો તે દુઃખને સહન કરવાને તે સર્વદા તૈયાર હોય છે, કોઇ પણ પ્રાણિપદાર્થમાં તે દૃઢ આસક્તિ રાખતો નથી, તથા તે સ્થિરબુદ્ધિવાળો હોય છે. વળી તે ઉદારતાવાળો, બુદ્ધિની સૂક્ષ્મતાવાળો, મારા વિના અન્યની લેશ પણ સ્પૃહા નહિ રાખનારો, કર્તવ્યાકર્તવ્યના વિવેકવાળો, પોતાના હૃદયમાં નિત્ય નિત્ય ભક્તિનો નવો આવેશ અનુભવનારો, મને કારણરહિત કૃપાળુ સમજનારો, સ્વધર્મમાં સ્થિરતાવાળો, અકાર્યમાં લોકલજ્જાવાળો, માનની તૃષ્ણાવિનાનો, પ્રેમોન્મત્ત, ( મારી અનન્યભક્તિરૂપ અમૃતના પાનવડે મસ્ત થયેલો,) સત્યભાષણ કરનારો, અન્યનું ભલું કરવાના સ્વભાવવાળો, હૃદયથી જગત્‌ને ભૂલીને મારા સ્વરૂપમાં રમનારો, શાસ્ત્રે પ્રતિપાદન કરેલા અતીંદ્રિય વિષયોમાં વિશ્વાસવાળો, વિક્ષેપ નહિ ઉપજાવનારા એકાંત ને પવિત્ર સ્થળમાં રહેવાની રુચિ રાખનારો, મારામાંજ પરમપ્રેમ રાખનારો, શુદ્ધભાવથી મારેજ પરાયણ થયેલો, વિનયવાળો, દંભવિનાનો, મને આકાશથી પણ વધારે નિર્લેપ સમજનારો, જીવોને લાભહાનિની પ્રતીતિઓ પોતપોતાના કર્માનુસાર થાય છે એમ સમજનારો, અને વિસ્મય પામવાના સ્વભાવવિનાનો હોય છે.

હે પ્રિયદર્શને ! મનુષ્યને આ અનન્યભક્તિરૂપ અલૌકિક ચિંતામણિની પ્રાપ્તિ મારી કૃપાના પાત્ર મારા અનન્યભક્તદ્વારા વા મારી કૃપાદ્વારા થાય છે. જે પરમભાગ્યશાળી પુરુષના હૃદયમાં આ સુંદર ચિંતામણિ રહે છે તેના હૃદયમાંથી અવિદ્યારૂપ પ્રબળ અંધકાર દૂર થઇ જાય છે, તેના હૃદયમાં મારા અગાધ મહિમાના જ્ઞાનરૂપ પ્રકાશ સર્વદા વિદ્યમાન રહે છે, અવિવેકરૂપ દરિદ્રતા કદીપણ તેવા પુરુષની પાસે આવતી નથી, દુષ્ટ વાસનારૂપ પતંગિયાંનો સમૂહ તેનાથી પરાજય પામે છે, કામાદિ મનોવિકારરૂપ ચોરો ભયથી દૂર ભાગતા ફરે છે, આગળ શત્રુરૂપ જણાતી હતી તેવી ઇંદ્રિયો હવે મિત્રરૂપ થઇ જાય છે, ને તેને સ્વપ્નમાં પણ દુઃખનો અનુભવ થતો નથી. જે મનુષ્ય આ અનન્યભક્તિરૂપ અલૌકિક ચિંતામણિ મેળવવા ભાવપૂર્વક પ્રયત્ન કરે છે તે મનુષ્યજ ચતુરશિરોમણિ જાણવો. આ ચિંતામણિ મેળવવાનો ઉપાય સુલભ છતાં પણ ઘણા હતભાગી મનુષ્યો અવિશ્વાસ, દંભ ને કપટથી પરાભવ પામી તે ઉપાયમાં ભાવપૂર્વક વિધિવત્ પ્રવૃત્ત થતા નથી.

વિનોદ ! શું તું મારું આ કહેવું યથાર્થ સમજી ? તને તારા કર્તવ્યનું કાંઇ વિશેષ ભાન થયું ? ને હવે તું તારે પોતાને માટે શા નિશ્ચયપર આવી ?"

વિનોદસુંદરી ભક્તવત્સળ પ્રભુની નિર્હેતુકી ને નિરવધિ કૃપાના વિચારવડે હૃદય ભરાઇ આવવાથી પોતાના નેત્રમાંથી હર્ષાશ્રુ પાડતી, તથા પોતાના જીવનમાંની આ રાત્રિના સમયને સફળ માનતી ગદ્ગદ કંઠે વિનયપૂર્વક આ પ્રમાણે બોલી:–'હે પ્રાણેશ ! હે પ્રિયતમ ! આપે આજે આ આપશ્રીનેજ આધારે જીવન વ્યતીત કરતી અનધિકારી કિંકરીપર કરુણામૃતની નિરવધિ વૃષ્ટિ કરી છે. આપશ્રીનાં વચનામૃતોના સુખદ

શ્રવણથી મને મારા કર્તવ્યના સંબંધમાં ઘણું ઘણું નવું સમજાયું છે. હવે મને આપશ્રીની અનન્યભક્તિમાં અને આપશ્રીના અનન્યભક્તના લક્ષણોમાં આપશ્રીની કૃપાથી લેશ પણ સંશય રહ્યો નથી. આપનો અગાધ મહિમા ને આપનું અલૌકિક સ્વરૂપ સમજવા હું કાંઇક અંશે ભાગ્યશાળી થઇ છું એમ મને સમજાય છે. આપજ મારું અનન્યશરણ છો, અને આપની અનવધિ ને અલૌકિક કૃપાજ આપના સર્વ દુઃખરહિત પરમાનંદરૂપ પરમધામની ને આપનાં અખંડ દર્શનાદિની પ્રાપ્તિમાં મને હેતુભૂત થશે. હવે તો **करिष्ये वचनं तव** ( હું આપશ્રીની સર્વ આજ્ઞાઓને સંશયવિપર્યયરહિત અડગ મનથી પ્રેમપૂર્વક સર્વદા પાળીશ ) એમજ નિરભિમાનપણે મુક્તકંઠથી કહું છું."

પછી વસ્તુતાએ સર્વવ્યાપક છતાં પણ પોતાના ભક્તોના મનોરથ પૂર્ણ કરવા પોતાની માયાવડે પરિચ્છિન્ન પ્રતીત થતા કરુણાસાગર પ્રભુએ તે આહ્લાદક રાત્રિ ભક્તિનિષ્ઠાવાળી **વિનોદસુંદરીના** મંદિરમાં ને તેના હૃદયમાં યોગનિદ્રાવડે વિશ્રાંતિ લઇ વ્યતીત કરી. ઇતિ શિવમ્.

## પત્ર ૧૧૯—૧૨૬.

× જ્ઞાની કે જીવન્મુક્તનું શરીર અંતઃકરણની જાગ્રત્, સ્વપ્ન કે સુષુપ્તિ ગમે તે અવસ્થામાં પડે તોપણ તેમને વિદેહકૈવલ્ય–મોક્ષ–થાય. તેમને જીવતાં સર્વ દૃશ્યનો બાધ થયેલો હોય છે, તેથી તેમને દૃશ્યમાં સત્યતાનું ભાન મરણકાળે પણ નજ થાય.

જ્ઞાન જેમ પરમાત્માનો વાસ્તવિક સ્વભાવ છે તેમ અજ્ઞાન એ પરમાત્માનો કલ્પિત વા મિથ્યા સ્વભાવ છે. એ મિથ્યા સ્વભાવથી તેમાં મનુષ્યને જીવભાવ હોય ત્યાંસુધી નહિ સમજી શકાય એવી રીતે બહિ-

મુખપણું થતાં તેને આ જગત્‌ની પ્રતીતિ થાય છે. શ્રીસદ્‌ગુરુની કૃપાથી ને પોતાના પ્રયત્નથી જ્યારે મનુષ્યને પરમાત્માનું વાસ્તવિક જ્ઞાન થાય છે ત્યારે તેને પરમાત્માનો વાસ્તવિક સ્વભાવ પ્રતીત થાય છે, ને મિથ્યા સ્વભાવ વંધ્યાપુત્રજેવો અસત્ જણાય છે. અસત્‌નો સદ્‌ભાવજ ન હોવાથી તેની પુનઃ ઉત્પત્તિ શી રીતે થઇ શકે ?

પરમાત્માનો વા બ્રહ્મનો જ્ઞાનસ્વભાવ સામાન્ય છે, તેથી તે સ્વભાવ અજ્ઞાનનો વિરોધી થતો નથી. જેમ લાકડામાં સામાન્ય અગ્નિ રહેલ છે તે અંધારાનો વિરોધી નથી તેમ બ્રહ્મનો જ્ઞાનસ્વભાવ અજ્ઞાનનો વિરોધી નથી. જેમ લાકડાને મથન કરીને કાઢેલો અગ્નિ અંધારાનો વિરોધી છે તેમ બ્રહ્માકાર થયેલી જ્ઞાનીની મનોવૃત્તિમાં પ્રકટેલું જ્ઞાન અજ્ઞાનનું વિરોધી છે.

વિદેહમુકિત પામી બ્રહ્મરૂપે સ્થિત થયેલા આત્મામાં પુનઃ જગત્‌નું સ્ફુરણ વાસનારૂપ નિમિત્તના અભાવથી ન થાય. અજ્ઞાન અનાદિ હોવાથી તે જ્ઞાનવડે એક વાર નાશ પામ્યા પછી પુનઃ તેની ઉત્પત્તિ ન થઇ શકે. **શ્રીરામચંદ્રજી** ઇશ્વર એટલે માયાસહિત ચેતનરૂપ હોવાથી ને તેમણે શાપ અંગીકાર કરેલો હોવાથી તેમને સ્વરૂપનું વિસ્મરણ થયું હતું.

મંદ ને મધ્યમ વેગવાળું પ્રારબ્ધ યોગથી ફેરવી શકાય, પણ તીવ્ર વેગવાળા પ્રારબ્ધને યોગવડે ફેરવવાની તક ન રહે, તેથી તે ભોગવવું પડે. *

સ્ફુરણને શમાવવા પ્રયત્ન કરતા રહેશો. *

૧૨૦. × બ્રહ્મથી ભિન્ન સર્વ મિથ્યા છે. મિથ્યા પ્રપંચનું સ્વરૂપ વર્ણન કરવાનો શાસ્ત્રનો હેતુ મધ્યમ ને મંદ અધિકારીઓને પ્રપંચના

અપવાદવડે બ્રહ્મનું સ્વરૂપ સમજાવવાનો છે. તે મિથ્યા પ્રપંચનું નિરૂપણ કરતાં નિરૂપણ કરનારની કહેવાની ઇચ્છાના ભેદથી કોઇ સ્થળે ઉપરથી જોતાં વિરોધજેવું પણ પ્રતીત થાય છે. એવે સ્થળે બંને વિરુદ્ધજેવાં પ્રતીત થતાં વચનોનો વિવેકીએ સિદ્ધાંતને બાધ ન આવે એવી રીતે સમન્વય કરવો જોઇએ.

આપણા શરીરમાં ચૌદ લોકની કલ્પના કરી છે તેને અનુસરીને પુરુષાકાર વિરાટ્સ્વરૂપની કલ્પના કરીને તેમાં પણ ચૌદ લોક કલ્પ્યા છે. તેમાં પૃથ્વીમંડળજેવાં બીજા તેર લોકનાં મંડળ સમજવાં. નરકો પણ મંડળ સમજવાં.

જ્યાં પચાસ કરોડ યોજનનું પૃથિવીનું પરિમાણ કહ્યું હોય ત્યાં આ પ્રતીત થતા સૂર્ય પણ પૃથિવીમાં આવી જાય. જ્યાં આપણી પૃથિવી-ના ગોળાને પૃથિવી કહેલ હોય ત્યાં તે પૃથિવીથી આ સૂર્ય ભિન્ન છે એમ સમજવું, ને તે સૂર્યનાં કિરણો પૃથિવી આદિ સાતે લોકમાં પહોંચે છે એમ જાણવું. આ ચંદ્ર પૃથિવીની આસપાસ ભમે છે, પૃથિવી આદિ ગ્રહો આ સૂર્યની આસપાસ ફરે છે, ને આ સૂર્ય શૌરીપુંજની આસ-પાસ ફરે છે. સાતે લોક આ સૂર્યનાં કિરણોની મર્યાદામાં આવી જાય છે.

ચૌદ લોકમાં રહેનારાં પ્રાણીઓ સ્થૂળશરીરવાળાં છે. તેમાં પાંચ ભૂતોના ન્યૂનાધિકભાવથી તેમની સ્થૂળતાનું ન્યૂનાધિકપણું જાણવું.

**શ્રીપા**તંજલયોગદર્શનના વિવેચનમાં જે બ્રહ્માંડ શબ્દ છે તે સૂક્ષ્મશરીરોની સમષ્ટિને માટે છે, તેથી તેની અંદર પૃથિવીમંડળ ગણ્યું છે, ત્યાં પૃથિવીમંડળથી બ્રહ્માંડ દશ લાખગણું મોટું સમજવું, અને પંચદશીમાં ભૂમિશબ્દવડે પૃથિવીતત્ત્વ લેવાનું છે, ને તેમાં—તેના દશમા

ભાગમાં—બ્રહ્માંડ (ચૌદ લોકથી દશ ગણો પ્રદેશ ) રહેલ છે એમ સમજવાનું છે. પહેલા પ્રકારના બ્રહ્માંડના કરતાં સામાન્ય તેજ ન્યૂન વ્યાપક છે, ને બીજા પ્રકારના બ્રહ્માંડના કરતાં સામાન્ય તેજ વધારે વ્યાપક છે.

અંધકાર જે સ્વરૂપમાં મનુષ્યોને દેખાય છે તે સ્વરૂપમાં તે સામાન્ય તેજસ્તત્ત્વ નથી, પણ સ્થૂળરૂપવાળો પદાર્થ છે. અપંચીકૃત વા સૂક્ષ્મ તેજસ્તત્ત્વ નેત્રેંદ્રિયનો વિષય નથી.

કોઇ સ્થળે આકાશના એક એક ગોળને બ્રહ્માંડ માની એવાં અસંખ્ય બ્રહ્માંડો માયામાં રહ્યાં છે એમ પણ જણાવેલું હોય છે.

ભૂમંડળ, બ્રહ્માંડ ને ભુવનાદિની સ્થિતિના વિચારમાં મનને બહુ નહિ જોડતાં તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મતત્ત્વના વિચારમાં તથા અંતઃકરણની યોગ્યતા વધારવાના વિચારમાં ને પ્રયત્નમાં તેને જોડવું તે વધારે હિતકર છે. માયિક વસ્તુઓનું પોતાના વ્યવહારમાં ઉપયોગી હોય તેટલું જ્ઞાન મેળવવું વ્યવહારમાં ઉપયોગી છે, પણ જે આપણા વ્યવહારમાં કોઇ પ્રકારે ઉપયોગી નથી તેવી માયિક વસ્તુઓના વિચારમાં અંતઃકરણને વધારે શ્રમ આપવો લાભકર નથી.

આપણી પૃથિવી જે સૂર્યમંડળમાં છે, ને જે સૂર્યને આપણે જોઇએ છીએ. તેનાં બાર નામો માસભેદે કહેલાં છે.

ગંગા ને યમુનાની વચ્ચેના પ્રદેશને આગળ આર્યાવર્ત કહેતા. હમણાં આખા ભરતખંડને આર્યાવર્ત ગણવામાં આવે છે. હમણાં જંબુદ્વીપ-શબ્દવડે એશીઆખંડ ગણી શકાય. ભરતખંડ વા હિંદુસ્તાન તે ભારતવર્ષ ગણી શકાય. સુમેરુપર્વત પૃથિવીના ઉત્તરધ્રુવથી માંડીને ધ્રુવના તારાસુધીની રેષાને કહેલ હશે. આપણા શરીરમાં બરડાની કરોડને સુમેરુ વા મેરુ કહેવામાં આવે છે.

વૃત્તિ જડ હોવાથી પદાર્થને પ્રકાશી શકે નહિ. વૃત્તિ માત્ર આવરણનોજ નાશ કરે, ને તેજ વૃત્તિમાં રહેલો ચિદાભાસ તે પદાર્થને પ્રકાશે છે. વૃત્તિ આવરણભંગ કરી ચિદાભાસને પ્રકાશવાયોગ્ય સ્થિતિમાં તે પદાર્થને લાવે છે. અંતઃકરણની કે અવિદ્યાની વૃત્તિ કોઇ પણ પદાર્થને પ્રકાશી શકે નહિ

૧૨૧. × મનને ઘણામાં ઘણા અનુકૂળ વિવેકવિચારથી ક્ષોભરહિત શાંત રાખશો.

મનને દીર્ઘદષ્ટિવાળું તથા શાંત રાખી અને ઘટે તેટલા ઉદ્યોગી ને સાવધાન રહી જે ... ધંધો કરો તો તે વ્યવહારપક્ષે લાભકર છે. પ્રત્યેક વાતમાં પ્રતિકૂળતાઓ હોય છે, ને યોગ્ય ઉપાયથી તે દૂર કરી શકાય છે તે સ્મરણમાં રાખશો. ...નું કામ કરી શુદ્ધબુદ્ધિથી કમાણી કરવામાં કોઇ પ્રકારનું પાપ નથી, માટે તેમાં કંટાળો રાખવો ઉચિત નથી ...માં રહેવામાં પણ પાપ નથી. *

વિશ્વ પ્રતિકૂળતાથી ભર્યું છે તેમાં પ્રતિકૂળતાઓનો જય કરી આગળ વધવાનું છે સ્વધર્મ પાળી આત્માની ઉન્નતિ કરવાનું કામ તો જ્યાં કરવા ધારો ત્યાં થઇ શકે એવું છે.

અશાંતિ ત્યજી પુરુષાર્થમાં તત્પર થશો. પરમશાંત પરમાત્માનું સ્મરણચિંતન કરતા રહી શાંતિ મેળવશો.

૧૨૨. × હૃદયને શ્રદ્ધાભક્તિવડે સુશોભિત કરતા રહેશો, ને તેની સાવધાનતામાં વધારો કરતા રહેશો.

તમને પરમાત્માનું માહાત્મ્ય જેમ જેમ વધારે સમજાતું જશે તેમ તેમ પરમાત્મસ્વરૂપમાં તમારી ભક્તિ વધતી જશે, ને તેમને પ્રાપ્ત કરવાનાં સાધનોનું માહાત્મ્ય જેમ જેમ તમને સમજાતું જશે તેમ તેમ તે સાધનોમાં તમારી પ્રીતિની દૃઢતા થતી જશે.

સદસતનો વિવેક કરતા રહી અસત્માં રહેલા દીર્ઘકાળના રાગને પ્રશાંત કરતા રહેશો.

ધારણાનો પરિપાક થતાં સમયને માટે શરીરનું ભાન પણ ભૂલાવા લાગશે.

અંતઃકરણની શુદ્ધિ ને એકાગ્રતામાં વધારો કરવા પ્રયત્નવાન્ રહો છો તેમ રહેશો.

૧૨૩. × ઔદીચ્યબ્રહ્મસમાજમાં ઔદીચ્યબંધુઓ એકત્ર થઇ કાંઇ સ્થાયી જ્ઞાતિસુધારણાના વિષયો સમભાવે ચર્ચી બની શકે તેટલું વર્તનમાં લાવવામૂકાવવા પ્રયત્ન સેવશે તો તેમનું મળવું સ્વપરને ઉપયોગી થઇ પડશે. આ વાતો કરવાના સમયનો પવન ફુંકાય છે તેમાં કાંઇ પણ ઉપયોગી કાર્યોનો આરંભ થાય તો જ્ઞાતિનું હિત વહેલું થવાનો સંભવ ગણાય. *

૧૨૪. * જનોઇના ત્રણ તારવડે ત્રણ વેદ સમજવા. તે ત્રણ વેદોનું તાત્પર્ય બ્રહ્મ છે એમ સમજી મનને તે બ્રહ્મમાં જોડવું એમ બ્રહ્મગ્રંથિ સૂચવે છે. ડોકની નીચેના ભાગમાં મળમૂત્રવેળા જનોઈ રહે તો તે અપવિત્ર થાય માટે તેને કંઠલંબિત કરી જમણા કાનઉપર રાખવાનું સૂચવ્યું છે. *

૧૨૫. × વૈરાગ્યની વૃદ્ધિ કરી અભ્યાસ નિયમપૂર્વક ચાલતો રહેશે તો મનની એકાગ્રતામાં વધારો થતો રહેશે. ખેદ ન થવા દેવો, પણ પ્રયત્ન કરવો. મન પ્રસન્ન રહે ને નઠારા વિચાર ન કરે ત્યારે જાણવું જે તે શુદ્ધ થયું. *

૧૨૬. × જેમ લુહાર તપાવેલા કઠણ લોઢાને એક હાથે સાણસી-વડે પકડી પછી બીજે હાથે હથોડાના ઘા મારીને તે લોઢાને પોતાની

ઇચ્છામાં આવે તેવો આકાર તે કરે છે તેમ સાધકે પોતાના ચંચળ મનને વૈરાગ્યરૂપ સાણસીથી પકડી અભ્યાસરૂપ હથોડાના માર મારીને તેને પોતાના ઇચ્છિત ધ્યેયને આકારે કરવું જોઇએ. કર્યું શું નથી થતું? સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવાથી સર્વ થઇ શકે છે, માટે વ્યવસ્થા ને સદાગ્રહ રાખી સ્વકર્તવ્ય કરતા રહેશો. ×

## પત્ર ૧૨૭—૧૩૧.

× પ્રત્યેક કામ બહુજ ધીરજ રાખી સારું કરવાનો સ્વભાવ પાડશો.

એક ઉપયોગી સારા વિષયમાં મનને જોડી રાખવાનો સર્વદા પ્રયત્ન રાખવો. તેને નવરું ન રહેવા દેવું, વા જે તે વિષયમાં ભટકવા ન દેવું. નઠારી લાલચમાં તેને કદીપણ ફસાવા ન દેવું. આ પ્રમાણે વર્તશો તો નિરંતર તમે તમારા મનની સારી સ્થિતિ અનુભવશો. તેમાં તમારા મનની શ્રદ્ધા ને દઢતા તમને ઉપયોગી થશે.

સાધારણ મનુષ્યમાટે પ્રભુનો આશ્રય મુખ્ય ને સ્વાશ્રય ગૌણ સમજવો.

સાધારણ મનુષ્યને માટે તે એક યોગ્ય સદ્ગુરુનો આશ્રય ગ્રહણ કરી પોતાને ઘેર તેમની આજ્ઞાનુસાર શ્રદ્ધાપ્રીતિથી સાધન કરે તે તેને વધારે લાભકર થાય છે.

સાધકે વિષયિજનોના સંગથી દૂર રહી મનને વિષયોના રાગદ્વેષથી મોકળું કરવું જોઇએ. વળી તેણે માનાપમાનને સમ ગણી વિષયોની તૃષ્ણા દૂર કરવી જોઇએ. ×

તમે ...જે વિચાર દર્શાવ્યા તે ખ્રીસ્તીધર્મને માનનાર મનુષ્યના જેવા છે. એવા વિચારો સાધકે પ્રધાનપણે ન કરવા, પણ પોતાના પાપ-

રહિત ને પરમાનંદરૂપ આત્માનાજ વિચારો તેણે કર્યા કરવા. રજો-ગુણી કે તમોગુણી માણસ પોતાના અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારોની નિવૃત્તિમાટે ને તેવડે થતી પાપમય પ્રવૃત્તિની નિવૃત્તિમાટે ગૌણપણે તમે લખો છો તેવા વિચારો એટલે પશ્ચાત્તાપ ને પ્રાર્થના કરે તો તે ઠીક ગણાય. પાપ કરી પશ્ચાત્તાપ કરવાના કરતાં પાપ નજ કરવું એ વધારે ઉત્તમ છે.

૧૨૮. × સમુદ્રમાંથી પ્રકટેલા ધન્વંતરિ દેવલોકમાં રહ્યા. તે વિષ્ણુના અવતારરૂપ ને આયુર્વેદના દ્રષ્ટા છે. તેમણેજ પ્રયોજનવશાત્–મર્ત્ય-લોકમાં આયુર્વેદની પ્રવૃત્તિ કરવામાટે–દીર્ઘતમના પુત્રરૂપે પૃથિવીપર શરીર ધારણ કર્યું હતું. દેવલોકમાં રહેલા ધન્વંતરિજ પ્રયોજનવશાત્ મર્ત્યલોકમાં આવ્યા હતા, તેથી તે બે નહિ, પણ એકજ ગણાય. તે વિષ્ણુના અવતારરૂપ ને મર્ત્યલોકમાં આયુર્વેદના પ્રવર્તક છે.

પ્રતીત થતું સૂર્યનું મંડળ ને તેના અભિમાની આદિત્ય તો પૃથિવી-પર મનુષ્યોની ઉત્પત્તિ થઇ ત્યારપહેલાંના ઈશ્વરના સંકલ્પથી પ્રકટેલા છે. કશ્યપ ને અદિતિથી ઉત્પન્ન થયેલા આદિત્યનામના પુરુષ તે પૂર્વોક્ત આદિત્યના અંશરૂપ હોવાથી વા તેમની ઉપાસનાવડે તેમની સાથે અભેદ પામેલા હોવાથી તેમને પણ આદિત્ય વા સૂર્યના નામવડે ઓળખવામાં આવ્યા છે.

૧૨૯. × કોઇ સાક્ષાત્ દ્વેષ કરે તોપણ સાચા ભક્તના હૃદયમાં તો તે દ્વેષ કરનારપર પણ અપ્રસન્નતા પ્રકટતી નથી ભક્ત કોઇની કોઇ પ્રકારની લાલચ રાખતો નથી, તેનું મન તો પ્રભુના સ્મરણધ્યાન-માંજ રમી રહ્યું હોય છે. સાધારણ ગરમીથી થોડું પાણી તપી જાય છે, પણ શીતળ મહાસાગર તપતો નથી, તેમ અભક્તનું હૃદય સહજ સહજ પ્રતિકૂળ પ્રસંગમાં તપી જાય છે, પણ ભક્તનું પરમશાંત હૃદય

મોટા પ્રતિકૂળ પ્રસંગમાં પણ તપતું નથી. કોઇ પણ પ્રકારની ભ્રાંતિવાળી કલ્પનાથી કે વહેમથી તમારા મનને તમારે તપવા ન દેવું જોઇએ. કોઇના ઉપર ધોખો કરવાનો સ્વભાવ પણ ન રાખવો. તમારા વ્યાવહારિકપારમાર્થિક કર્તવ્યમાં પ્રસન્નતાપૂર્વક નિમગ્ન રહેવું એજ તમારું કર્તવ્ય છે.

પ્રત્યેક વાતમાં શાંતિ રાખી અંતરાત્માની આજ્ઞાપ્રમાણે વર્તવાથી લાભ થાય છે. તમારે તો અન્યને ધૈર્ય ને વિવેક શીખવવાનાં છે. ગમે તેવો પ્રતિકૂળ પ્રસંગ પ્રાપ્ત થાય તોપણ તમે કોઇ પણ પુરુષ કે સ્ત્રીની આગળ તે વાત ન કરો, કિંતુ તમારી વાત તમે પોતેજ જાણો, ને તેની નિવૃત્તિમાટે ઘટે તેવા ઉપાય કરો, તથા કોઇ પૂછે તો સમભાવથી સંક્ષેપમાં વાત કરો, અને પ્રત્યેક પ્રસંગમાં યોગ્યાયોગ્યનો વિચાર કરી વર્તો તેમાંજ તમારી શોભા છે એ વાત તમારે કદીપણ ભૂલવી જોઇતી નથી. જો તમારું મન ટેકીલું છે એમ તમને જણાતું હોય તો આ ટેક રાખી ખાત્રી કરી આપવામાં પાછી પાની ભરશો નહિ.

પ્રયોજનવશાત્ જ્યારે જ્યારે ઇચ્છા થાય ત્યારે ત્યારે પત્ર લખતાં અડચણ નથી, પણ પત્ર લખતી વેળા હૃદયમાં કેટલો સુધારો થયો છે તે જોઈ પછી પત્ર લખવાનો નિયમ રાખવો.

અંતરની લાગણીને તરત હદથી વધારે બહાર દેખાડવી નહિ. અતીતની ધૂણીની પેઠે દયા ને પ્રેમ હૃદયમાં રાખી બહાર ઘટે તેટલાંજ કાઢવાં જોઇએ. શાસ્ત્રમર્યાદા ને લોકરૂઢિનો વિચાર કરી વર્તાય તો પરિણામે ક્લેશની પ્રાપ્તિ ન થાય.

તમારી ભક્તિ હજી પોલી હોવી જોઇએ, જો નકાર હોય તો તે તમારા મનને ને શરીરને આવી સ્થિતિમાં શામાટે રાખે? ×

જેમ તોફાની સમુદ્રમાંનાં મોજાંઓથી દુઃખી થતા તથા કાંઠે આવી સુખી થવા ઇચ્છતા કોઇ મનુષ્યને જોઇ સમુદ્રના કાંઠાપરની દીવાદાંડીપરથી કોઇ દયાળુ મનુષ્યે દોરડું નાંખ્યું હોય તેને આગ્રહપૂર્વક પકડીને કાંઠે આવવાનો તે પ્રયત્ન કરે છે, તેમ ભવસાગરમાં ગળકાં ખાતા મનુષ્યના ઉપર દયા કરી સંસારના પરપારરૂપ બ્રહ્મમાં અભેદરૂપે રહેલા સદ્‌ગુરુએ જે ઉપદેશરૂપ કૃપાનું કિરણ ફેંક્યું હોય તેને અવલંબીને તેણે ભવસાગરને કાંઠે આવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

પૂર્વે અનેક ભક્તોને માથે નાનાંમોટાં ઘણાં દુઃખો આવી પડ્યાં હતાં, છતાં તેઓ મુંઝાણા નહોતા એમ શાસ્ત્રોઉપરથી જણાય છે તો તમારે પણ ધૈર્ય રાખી સાધારણ દુઃખમાં ન મુંઝાવું જોઇએ.

ભક્ત પરમાનંદરૂપ પરમાત્માની પાસે રહે છે, તેથી તેની પાસે ખેદરૂપ રાક્ષસ આવી શકતો નથી.

દૂધ પીતું બાળક, બાળકની પેઠે વર્તે તો તે ચાલી શકે, પણ અન્ન ખાનાર મોટી ઉમરનું માણસ તેમ વર્તે તો તે ચાલી શકે નહિ. તેણે તો ઉમરના પ્રમાણમાં વિવેક રાખી વર્તવું જોઇએ. તેણે તો બોલવામાં, લખવામાં, ખાવામાં, પીવામાં, સંગ કરવામાં, ને સૂવા વગેરે સર્વ કામમાં વિચાર રાખવો જોઇએ.

અલ્પપુણ્યવાળા મનુષ્યને આ જગદારણ્ય પ્રતિકૂળતારૂપ તીક્ષ્ણ લોહકંટકોથી ભરેલું છે. તેણે તો તેમાં વિવેકરૂપ પાદત્રાણ પહેરી સાવધાનતારૂપ નીચી દૃષ્ટિ રાખી ચાલવાનું છે.

ભક્ત પોતાના પ્રિયતમ પ્રભુના પક્ષમાંજ હોવો જોઇએ. પ્રભુભણીની સેનાનો ઉપરિ મહારાજા વિવેક છે. તેની સેનામાં ધૈર્ય, ક્ષમા, ઔદાર્ય, વિચાર ને સાવધાનતા આદિ યોધાઓ છે. તે યોધાઓનો

પક્ષ કરવો એ ભક્તનુ કર્તવ્ય છે, છતાં પ્રભુન અને તેમના સેનાધિપતિ મહારાજા વિવેકને પરમશત્રુ માનનાર મહામોહના યોધાઓ અધૈર્ય, રીસ, અનૌદાર્ય, અવિચાર ને પ્રમાદની (ગાફલપણાની) સાથે ભળી જવું એ ભક્તનું કૃતઘ્નપણું ગણાય કે કેમ તે ભક્તે વિચારવાનું છે.

૧૩૦. * માણસ કાં તો વિવેકથી દુઃખનાં કારણોથી દૂર રહી સુખીઓ થાય છે, ને કાં તો દુઃખનો અનુભવ કરી કરીને બહુ લાંબે કાળે દુઃખનાં કારણોને ઓળખી તેને ત્યજી સુખીઓ થાય છે. તેમાં પ્રથમ પ્રકારનાં માણસ વિવેકી ને બીજા પ્રકારનાં માણસો વિવેક-હીન ગણાય છે. તમને કેવા થવું ગમે છે તે તમારા મનને પૂછીને નક્કી કરશો.

× પ્રત્યેક પ્રસંગ ને પ્રત્યેક સ્થિતિને અનુકૂળ ગણવાનો સ્વભાવ પડે તો તે તનમનપર સારી અસર કરે છે. ×

૧૩૧. × ભક્ત તો પરમાત્માના ભક્તમાં બહુજ પ્રીતિ રાખનાર હોય છે. પોતે દુઃખ સહન કરીને પણ પ્રભુના ભક્તને સુખ આપવામાં તે ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત થાય છે. જે ભક્ત કહેવરાવીને પ્રભુના ભક્તનો દ્વેષ કરે તે ભક્ત કહી શકાયજ નહિ. તે તો સાંકડા મનવાળો સ્વાર્થી કહેવાય. ભક્ત તો અભક્તનો પણ દ્વેષ ન કરે ત્યારે પરમાત્માના ભક્તનો તે ભૂલથી પણ કેમ દ્વેષ કરે ? પોતાના પ્રભુ લગાર પણ અપ્રસન્ન થાય એવો વિચાર કરવાને પણ ભક્ત ન ઇચ્છે તો પછી પોતાના પ્રભુ અપ્રસન્ન થાય એવી અયોગ્ય ક્રિયા કરવામાં તે કેવી રીતે પ્રવૃત્તિ કરે ? નજ કરે. પ્રાંતકરતાં દેશ મોટો છે, દેશકરતાં ખંડ મોટો છે, ખંડ-કરતાં પૃથિવી મોટી છે, પૃથિવીકરતાં સૂર્ય મોટો છે, સૂર્યકરતાં આકાશ મોટું છે, આકાશકરતાં માયા મોટી છે, માયાકરતાં તેને

વશ વર્તાવનારા પ્રભુ મોટા છે, ને એવા મહાન્ પ્રભુને જેઓ પોતાના પવિત્ર ને શાંત હૃદયમાં ધારણ કરી શકે છે એવા પ્રભુના ભક્તો જાણે પ્રભુના કરતાં પણ મોટા હોય એમ જણાય છે. સાંકડા હૃદયમાં આવા મહાન્ પ્રભુ શી રીતે સમાઇ શકે ? તેમને પોતાના હૃદયમાં રાખવા હોય તો મનુષ્યે પોતાના હૃદયને ઘણુંજ મોટું કરવું જોઇએ.

* બાળકોને અજ્ઞાન જાણીને તેમની ભૂલોની ઉપેક્ષા કરવી યોગ્ય છે, સ્ત્રીઓને અબળા જાણીને તેમની ભૂલોની ઉપેક્ષા કરવી યોગ્ય છે, અધિકારીઓ ને વ્યાપારીઓ ઘણા કામમાં વ્યાકુળ હોય એમ માની તેમની ભૂલોની ઉપેક્ષા કરવી યોગ્ય છે, આપણે જેને ભૂલ માનીએ છીએ તે કર્મ સજ્જને કોઇ સદ્હેતુને વશ થઇને કરેલ હશે એમ માની સજ્જનોને હાથે થયેલી ભૂલોની ઉપેક્ષા કરવી જોઇએ, ને દુર્જનને પરિણામે યમ દંડશે તેથી તે આપણી દયાનું પાત્ર છે, એમ માની તેની ભૂલોની પણ ઉપેક્ષા કરવી જોઇએ.

બીજાના કૃત્યમાં ભૂલો કાઢવી એ જગત્‌માં સૌથી સહેલું કામ છે, ને પોતાના દોષોનો વિચાર કરવો એ સૌથી કઠણ કામ છે. બીજાના દોષોના સંબંધમાં કોમળ દૃષ્ટિ રાખવી એમાંજ કલ્યાણ છે. વિવેકી મનુષ્યે બની શકે ત્યાંસુધી કોઇ મનુષ્યના કૃત્યનો કે બોલવાનો વિપરીત અર્થ કરવો નહિ.

## પત્ર ૧૩૨—૧૪૦.

× ઇશ્વિરપ્રણિધાનારૂઢ થવાની દઢતમ ઇચ્છાવાળા પુરુષના કરતાં ઇશ્વિરપ્રણિધાનારૂઢ પુરુષ વિશેષ પુણ્યસંસ્કારવાળો હોવાથી શ્રેષ્ઠતર છે. બંને પોતપોતાની પૂર્વોક્ત સ્થિતિમાં દેહ ત્યજે તો પ્રથમનો ઉત્તમ પ્રકારના યોગભ્રષ્ટની ગતિને પ્રાપ્ત થાય, અને બીજો ક્રમમોક્ષ વા સદ્યોમોક્ષ પામે.

રાજાને રાજના અભિમાનથી જે સુખાનુભવ થાય તે સુખાનુભવ તેટલા પ્રમાણમાં તેના સંબંધિજનોને થાય નહિ, કાંઇક અંશે ન્યૂન સુખાનુભવ થાય.

ઈશ્વરપ્રણિધાનની પ્રાપ્તિની ઇચ્છાવિનાના પુરુષકરતાં ઈશ્વરપ્રણિધાનની પ્રાપ્તિની ઇચ્છાવાળો પુરુષ શ્રેષ્ઠ છે. તેની તે ઇચ્છા ક્યારે પૂર્ણ થાય તે સ્પષ્ટ કહી શકાય નહિ. જો તેનો પુરુષપ્રયત્ન વધારે હોય, ને તેના ચિત્તમાં પ્રતિબંધક સંસ્કારોની ન્યૂનતા હોય, તો તેની તે ઇચ્છા વહેલી પૂર્ણ થાય એમ કહી શકાય.

શ્રીઇશ્વરના ચોવીશ અવતાર ચાર યુગમાં થાય છે. દ્રોણીએ ઈશ્વરની ઉપાસનાથી ઈશ્વરની સાથે અભેદભાવ કરેલો હોવાથી તે દ્રોણી વા ઈશ્વર એકજ હોવાથી દ્રોણીનો વા ઈશ્વરનો અવતાર **વ્યાસ** ગણાય, તેથી તમે લખેલાં બંને વાક્યોમાં વિરોધ રહેતો નથી.

૧૩૩. * મોક્ષસાધક સાધારણ પ્રતિકૂળ પ્રસંગમાં કદીપણ ઉશ્કેરાઇ જતો નથી જેનું ચિત્ત પ્રભુમાંજ વિશ્રાંતિ પામ્યું હોય તે પ્રભુરૂપ થઇ જાય કે નહિ? ને જો તે પ્રભુરૂપ થઇ જાય તો પછી તેને કોઇ પણ પ્રતિકૂળતાનું ભાન થાય ખરું? તેના ચિત્તરૂપ સિંહ સંસારરૂપ સસલાથી ડરે ખરો? તે મનુષ્યોના સંસ્કારવશાત્ પ્રાપ્ત થયેલા ભિન્ન ભિન્ન સ્વભાવોને જાણે છે, તેથી પોતાનાથી વિપરીત વિચારવાળા તથા પ્રવૃત્તિવાળા મનુષ્યને જોઇને તે કદીપણ પોતાના અંતઃકરણને તપવા દેતો નથી, તથા રુદન પણ કરતો નથી. ક્લેશ કરવો કે રુદન કરવું તે કાયરનું કામ છે, શૂરવીરનું કામ નથી ભક્તિ શૂરવીરની છે, કાયરની નથી.

વળી તે પ્રાપ્ત થયેલા પ્રત્યેક પ્રસંગનું સ્વરૂપ સમજી શકે છે,

તેથી પૂરું સમજ્યા વિના સાધારણ વાતને તે કદીપણ મોટું રૂપ આપી, મુંઝાઇ જઇ ખેદને વશ થતો નથી, ને નિરર્થક અશ્રુપાત પણ કરતો નથી.

જે સ્થળે જેવી રીતે બેસવું ઉચિત નથી તે સ્થળે તે તેવી રીતે બેસતો નથી, કોઇના પ્રસંગમાં સમજ્યા વિના કાંઇ પણ બોલતો નથી, અને જે બોલવું ઉચિત નથી તે કદીપણ બોલતો નથી.

તે ભાવિસુખનો વિચાર કરી સાવધાનતાપૂર્વક વર્તે છે, ને પોતાની વિનાવિચારી પ્રવૃત્તિવડે પોતાને કદીપણ દુઃખી કરતો નથી, કેમકે તે જાણે છે કે તેમ કરવાથી મગજપર, જ્ઞાનતંતુઓપર, ગતિતંતુઓપર ને રક્તાશયપર તેની નઠારી અસર થાય છે, અને ભક્તિનિષ્ઠા તથા સ્વાભાવિકસુખમાં હાનિ થાય છે.

૧૩૪. × ભક્તવત્સલ ને કરુણાસાગર પ્રભુની જે નિરુપમ કૃપા મુંગાને મનોહર બોલવાના બળવાળો કરે છે, પંગુને વિષમ પર્વતોપર ચઢી શકવાનું સામર્થ્ય આપે છે, મહારોગીને નીરોગી કરે છે, નિર્ધનને ધનવાન્ કરે છે, બુદ્ધિહીનને પ્રખર પંડિત બનાવે છે, મનુષ્યને માયા ને માયાનાં કાર્યરૂપ અસત્‌માંથી સદ્‌રૂપ બ્રહ્મમાં લઇ જાય છે, અજ્ઞાનરૂપ અંધકારમાંથી તેને જ્ઞાનરૂપ પ્રકાશમાં લઈ જાય છે, પરમ દુઃખમાંથી તેને પરમસુખમાં લઇ જાય છે, અવિવેકીને વિવેકી બનાવે છે, મનુષ્યને કલ્પિત આલંબનોનો આશ્રય મૂકાવી વાસ્તવિક આલંબનનો આશ્રય કરાવે છે, સંસારના નાનાપ્રકારના ક્લેશોથી રુદન કરતા અંતઃકરણ તથા મુખને પરમામૃતનો અનુભવ કરાવી સર્વદા હસતાં બનાવે છે, ભયશીલ હૃદયને અત્યંત નિર્ભય બનાવે છે, સાહસિકને વિચારી બનાવે છે, અસહનશીળને સહનશીળ બનાવે છે, તે કૃપાને, રોગી જેમ વૈદ્યના ઉપચારને

અને વિધેય જેમ વિધાયકની ક્રિયાને પોતાનું કામ કરવાની સર્વ પ્રકારની અનુકૂળતા રચી આપે છે તેમ, સર્વ પ્રકારની અનુકૂળતા કરી આપવી તે પોતાનું હિત ઇચ્છનાર ભક્તનું કર્તવ્ય છે, તે તમારા ધ્યાનબહાર નહિજ હોય. એ કૃપા પોતાનું કામ ન કરી શકે એવી વ્યવસ્થા રાખનાર મનુષ્ય સુખી નજ થઇ શકે એ પણ વિવેકીને અજ્ઞાત નજ હોય. પ્રભુની કૃપાને પોતાનું કામ કરવાની અનુકૂળતા કેવી રીતે રચી આપવી એમ તમે પૂછો છો? જો એમ પૂછતા હો તો સાંભળો; પ્રભુએ પૂર્વે મારું સર્વદા સર્વથા હિતજ કર્યું છે, વર્તમાનમાં તેઓશ્રી મારું હિતજ[1] કરે છે,

૧ પરમાત્મા મારે માટે જે કરતા હશે તે યોગ્યજ કરતા હશે એમ સર્વદા અનન્યભક્તે જેમ માનવાનું છે, તેમ શિષ્યે પણ મારા સદ્‌ગુરુ મારે માટે જે કરતા હશે તે યોગ્યજ કરતા હશે એમ સર્વદા માનવું જોઇએ. કોઇ એક દેશમાં પરમાનંદનામના કોઇ સંત રહેતા હતા. તેમની પાસે એક ઇશ્વરાનંદનામનો તેમનો સાધારણ બુદ્ધિવાળો પણ પરમવિશ્વાસુ શિષ્ય રહેતો હતો. એક વેળા તે બંને પ્રસંગવશાત્ પોતાના આશ્રમની સમીપના વનમાં ગયા. ત્યાં ઇશ્વરાનંદ એક વડના ઝાડની નીચે માર્ગમાં ચાલવાનો શ્રમ થયો હતો તેને દૂર કરવા સૂઇ ગયો હતો, ને તેના ગુરુ પરમાનંદ બ્રહ્મવિચાર કરતા કરતા બેઠા હતા. તેવામાં તેમણે એક સર્પને તે સૂતેલા શિષ્યના શરીરભણી ફુંફાડા મારતો મારતો ચાલ્યો આવતો જોયો. પરમાનંદે તે સર્પઉપર પોતાના કમંડળમાંનું જળ છાંટીને તેને શિષ્યના શરીરભણી આવતો અટકાવ્યો, ને તેને ફુંફાડા મારતો તેના શરીરભણી આવવાનું કારણ પૂછ્યું. ત્યારે તે સર્પે કહ્યું કેઃ—"મહારાજ! આ માણસે ગયા જન્મમાં મને બહુ દુઃખ દીધું છે, માટે હું તેને કરડવા ઇચ્છું છું." ત્યારે પરમાનંદે કહ્યું કેઃ—"કોઇ ઉપાયથી તું તેને ન કરડ તો સારું." ત્યારે તે સર્પે કહ્યું કેઃ—"જો તમે મને તેના શરીર-

ને ભવિષ્યમાં પણ તેઓશ્રી મારું હિતજ કરશે આવો પ્રભુમાં સુદૃઢ વિશ્વાસ રાખવો; પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં ચિંતા કે વિલાપ કર્યા વિના પ્રસન્ન મનથી રહેવું, ને પ્રભુનું ભાવપૂર્વક સ્મરણધ્યાન અભિમાન ત્યજીને કર્યા કરવું; અને પ્રભુના માહાત્મ્યનો આદરપૂર્વક વિચાર કરવાનો તથા તેમની આજ્ઞા દૃઢતાથી પાળવાનો સ્વભાવ રાખવો એ પ્રભુની કૃપાને પોતાનું કામ કરવાની અનુકૂળતા રચી આપી કહેવાય છે. જો તમે પણ પ્રભુની કૃપાને પોતાનું કામ કરવાની અનુકૂળતા કરી આપો તો શું તે કૃપા તમને પોતાનો અલૌકિક ચમત્કાર ન જણાવે?

---

માંથી પાશેર લોહી કાઢીને પાઓ તો હું તેને ન કરડું." પછી પરમાનંદે કહ્યું કેઃ—"તું શાંત થા, હું તને તેના શરીરમાંથી પાશેર લોહી કાઢીને પાઉં છું," એમ કહી તેમણે ખાખરાના પાનનો એક દુનો કરી પછી એક છરી હાથમાં લીધી, ને તે સૂતેલા શિષ્યની છાતીપર બેસી તેના જમણા હાથની ફસ ખોલવાની તૈયારી કરી, ત્યાં તે શિષ્યે પોતાની આંખો થોડી ઉઘાડી, અને પછી મારા ગુરુ જે કરતા હશે તે મારા હિતનુંજ કરતા હશે એમ વિચારી પાછી તુરતજ પોતાની આંખો વીંચી દીધી, ને ઊંઘવામાટે પ્રયત્ન કરવા લાગ્યો. અહિં પરમાનંદે છરીની અણીવડે તેના જમણા હાથની ફસ ખોલી તેમાંથી આશરે પાશેર લોહી દુનામાં કાઢ્યું, ને પછી ખોલેલી ફસને ઔષધીવડે બંધ કરી તે લોહી સાપના મોઢાઆગળ મૂક્યું. સાપ તે લોહી પી ત્યાંથી ચાલ્યો ગયો. ત્યારપછી થોડી વારે તે શિષ્ય જાગ્રત્ થયો. પછી તેઓ પાછા વનમાંથી આશ્રમમાં આવ્યા ઈશ્વરાનંદે આશ્રમમાં આવ્યા પછી પણ પોતાના ગુરુને તેમની પૂર્વની પ્રવૃત્તિવિષે કાંઇ પણ પૂછ્યું નહિ તેની આવી ઉત્તમ નિષ્ઠા જોઇ પરમાનંદજીએ એક વેળા કૃપાપૂર્ણ હૃદયથી પોતાની શક્તિના પાતથી તેના હૃદયમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવી તેને કૃતાર્થ કર્યો.

જો સદ્ગુરુના ને શાસ્ત્રના વચનમાં તમને હૃદયથીજ દૃઢ વિશ્વાસ હોય તો તમારે સ્પષ્ટજ કહેવું જોઇએ કે હા, જો હું તેમ વર્તું તો મને પણ તે કૃપા અવશ્ય પોતાનો અલૌકિક ચમત્કાર જણાવે. મોક્ષપથિકે સંસારમાં ભ્રમણ કરવાના પ્રારબ્ધવાળાથી ભિન્ન રીતે વર્તવું જોઇએ, એ વાત શું હજી તમારા હૃદયમાં નવી ઊતારવાની છે ?

અંતઃકરણને રાગ, ખેદ કે શોક ઉપજાવનારી સામગ્રી પ્રાપ્ત થયા છતાં પણ જ્યારે તમારું અંતઃકરણ લેશ પણ ક્ષોભ ન અનુભવે ત્યારે જાણવું જે હવે તમારા હૃદયમાં અનન્યભક્તિએ પ્રવેશ કર્યો છે.

મનને બળવાન્ કરો, જઠરાગ્નિને પ્રદીપ્ત કરો, દૂર થયેલા શરીરબળને પ્રાપ્ત કરો, ને વાસ્તવિક અનન્યભક્તિ વર્તનમાં પ્રાપ્ત કરો.

અંતઃકરણમાં પ્રભુ પ્રસન્ન થાય એવા વિચાર કરો, વાણીથી પ્રભુ પ્રસન્ન થાય એવું બોલો, અને અન્ય ઇંદ્રિયોની તથા શરીરની પ્રવૃત્તિ પ્રભુ પ્રસન્ન થાય એવી રાખો.

જો આ વિચાર હું પ્રભુને નિવેદન કરું તો પ્રભુ અપ્રસન્ન થાય એમ અનુમાન કરાય, જો આ વચન હું પ્રભુની સમીપ બોલું તો પ્રભુ અપ્રસન્ન થાય એમ અનુમાન કરાય, ને જો આ પ્રવૃત્તિ હું પ્રભુની આગળ કરું તો પ્રભુ અપ્રસન્ન થાય એમ અનુમાન કરાય, તો તે વિચાર, તે બોલવું, ને તે પ્રવૃત્તિ વિવેકી મનુષ્યે કોઇ પણ સ્થળે કોઇ પણ કાળે સેવવાયોગ્ય નથી.

× પરમાત્માના અનન્યભક્તો વિશુદ્ધપ્રેમથી પૂર્ણ ભરેલા પોતાના મનને પોતાના પ્રિયતમ પ્રભુથી પળવાર પણ જુદું પડવા દેતા નથી. મધ્યસમુદ્રમાંના વહાણના કૂવાઉપર બેઠેલો કાગડો આધારરૂપ તે કૂવો છોડીને બીજે ક્યાં જાય ? તેમ સંસારથી ઉદાસ થયેલું અનન્યભક્તનું મન પણ પોતાના પરમાધાર પ્રિયતમ પ્રભુના સ્વરૂપનો પરિત્યાગ કરીને બીજે કયે સ્થળે વિરામે ?

વ્યવહારની વિશુદ્ધપ્રીતિવાળાં માણસો પણ પરસ્પર પોતાના લેવાદેવાનો હીસાબ કરતાં નથી? તો પછી પરમાત્મામાં જે મનુષ્યને વિશુદ્ધપ્રેમ એટલે અનન્યભક્તિ હોય તે મનુષ્ય "મેં પ્રભુની આટલી સેવા કરી ને તેટલી સેવા કરી, અને મેં પ્રભુનું આટલું સ્મરણ કર્યું ને તેટલું સ્મરણ કર્યું" એવો હીસાબ કેમ કરે ? નજ કરે.

---

૧ કૃષ્ણગુપ્તનામનો કોઇ દૂધનો વ્યાપારી હતો. તેને ત્યાં ઘણી દૂધ વેચનારી સ્ત્રીઓ દૂધ વેચી જતી હતી, ને પોતાના દૂધના પૈસા લઇ જતી હતી. એક દિવસે તે વ્યાપારીના હાટની આગળ થોડે દૂર એક સાધુ માળા ફેરવતો બેઠો હતો. તે સાધુ રોજ ગણત્રી રાખીને માળા ફેરવતો, ને પ્રસંગ પડે અન્યને અભિમાનસહિત કહેતો કે "હું રોજ આટલી માળા ફેરવું છું." તે માળાની કાગળઉપર લખીને નોંધ પણ રાખતો હતો. તે દિવસે કેટલીક દૂધ વેચનારીઓ તે વ્યાપારીને હાટે પોતાનું દૂધ વેચીને ગયા પછી એક દૂધવાળી આવી. તેણે આવીને મપાવ્યા કે તોળાવ્યા વિના પોતાના પાત્રમાંનું દૂધ તે વ્યાપારીના દૂધના પાત્રમાં રેડી દીધું, એટલે તે વ્યાપારીએ પ્રસન્નમુખે તે સ્ત્રીના દૂધના પાત્રમાં બે મુઠી ભરીને પૈસા નાંખ્યા, તે લઇને તે સ્ત્રી ચાલવા લાગી, એટલે આ બનાવ જોનાર સાધુના મનમાં આશ્ચર્ય લાગ્યું કે આ સ્ત્રીએ પોતાનું દૂધ તોળાવ્યા કે મપાવ્યા વિના એમને એમ આ વ્યાપારીના પાત્રમાં કેમ નાંખી દીધું, અને એ વ્યાપારીએ હીસાબ ગણ્યા વિના તેના પાત્રમાં પૈસા કેમ નાંખી દીધા, તેથી તે થોડે દૂર જઇ તે સ્ત્રીને પૂછવા લાગ્યો કેઃ—"માજી! તમે તોળાવ્યા કે મપાવ્યા વિના તમારું દૂધ તે વ્યાપારીના વાસણમાં કેમ રેડી દીધું? ને તે વ્યાપારીએ પણ હીસાબ ગણ્યા વિના તમારા વાસણમાં બે મુઠી ભરીને પૈસા કેમ નાંખી દીધા?" તે સાંભળી તે સ્ત્રીએ કહ્યું કેઃ—"મહારાજ! અમારે

૧૩૫. × પ્રભુનું માહાત્મ્ય વિશેષ જાણવું, અને પ્રભુના વાસ્તવિક સ્વરૂપનો વિવેક કરી તેમના સ્મરણધ્યાનાદિમાં મનોવૃત્તિને વિશેષ જોડવી. ભક્તિમાં જેટલી સ્થૂળતા રહેતી હોય તેટલી દૂર કરી તેની જગાએ સૂક્ષ્મતા લાવવી.

વારંવાર મનને શોધ્યા કરવું. ×

૧૩૬. ×...ભોળી પ્રકૃતિની છતાં ભાવિક હતી, તેથી તેના ભક્તિભાવથી તેનું મરણ સુધર્યું; ને તેના ભાવપ્રમાણે તમને સ્પષ્ટ અનુભવ થાય એવું શુભ ફળ તેના જીવે મેળવ્યું. આ જગત્‌માં ભાવ એજ જીવને ઉત્તમ ગતિ મેળવવાનું મુખ્ય સાધન છે તે તમારા જાણવાબહાર નથી. પ્રારબ્ધના સદ્‌ભાવપ્રમાણે મનુષ્યશરીરની સ્થિતિ આ જગત્‌માં રહે છે એમ સમજનારા તમને ...ના શરીરપાતથી આરૂઢ ખેદ થવો સંભવતો નથી. છતાં વાત્સલ્યભાવથી કોઇ વેળા અંતઃકરણ ખેદાનુભવ કરે તો તેને વિવેકથી શાંત કરતા રહેશો. ×

૧૩૭. * અનાદિકાળથી ચાલ્યું આવતું મનનું બહિર્મુખપણું લાંબા સમયસુધી આદરપૂર્વક સતત અભ્યાસ ને વૈરાગ્યનું સેવન થાય

---

બન્નેને પરસ્પર હૃદયનો શુદ્ધ પ્રેમ છે, તેથી તેમને મારો પૂર્ણ વિશ્વાસ છે, ને મને તેમનો પૂર્ણ વિશ્વાસ છે, કે અમે પરસ્પર કોઇને ઠગશું નહિ, પણ એકબીજાને વધારે આપીનેજ પ્રસન્ન થઇશું. મહારાજ ! તમે જાણતા નથી કે પ્રેમ હોય ત્યાં હીસાબ હોતો નથી, ને હીસાબ હોય છે ત્યાં વાસ્તવિક પ્રેમ હોતો નથી." તે સાધુ તે સ્ત્રીનું આવું બોલવું સાંભળી પોતાના મનમાં વિચારવા લાગ્યો કે હું પ્રભુનું સ્મરણ કરી તેનો હીસાબ રાખું છું, તથા તેનું અભિમાન કરું છું તે મારી ભૂલ છે, માટે હવે પછી મારે તેમ નજ કરવું.

તોજ દૂર થાય છે. કંટાળ્યા વિના પ્રયત્ન કરતા રહેશો તો પ્રયત્નના પ્રમાણમાં તમને લાભનોજ અનુભવ થશે. ⁂

૧૩૮. × સંયોગવિયોગ પ્રારબ્ધાધીન જાણી મનને શાંત રાખવાથીજ લાભ છે, મનને સતત ચિંતાગ્રસ્ત રાખવાથી લાભ નથી, પણ શરીરાદિને હાનિજ થવાનો સંભવ ગણાય, મનને નવરું ન રહેવા દેતાં કોઇ પણ વ્યાવહારિક કે પારમાર્થિક કામમાં તેને જોડેલું રાખવા જાગ્રતિ સેવશો.

જે શુભાશુભ બનાવ બને છે તેમાં વર્તમાન કર્મોજ હેતુભૂત હોતાં નથી, પણ બહુધા પૂર્વનાં કર્મોજ હેતુભૂત હોય છે. ×

સંસારને સ્વપ્નવત્ સમજી તથા આત્માની સાથે કોઈ પણ દશ્ય પ્રાણિપદાર્થનો વાસ્તવિક સંબંધ નથી એમ વિચારી મનને સમભાવમાં સ્થાપશો.

૧૩૯. × ૧ અંતઃકરણની યોગ્યતા વધારવાના જે ઉપાયો તમને સમજાયા છે તે સર્વ ઉપાયોને–વિશેષ તમને જે ઉપાયો વિશેષ અગત્યના હોય તે ઉપાયોને–દૃઢતાપૂર્વક એકસરખું વર્તન રાખી સિદ્ધ કરવા પ્રયત્નવાન્ રહેશો.

૨ અપંચીકૃતભૂતો, સૂક્ષ્મભૂતો ને તન્માત્રાઓ એ પર્યાય છે. પંચીકૃત પૃથિવીતત્ત્વનો એક ભાગ ભૂર્લોક કહેવાય છે, ને તેનું પરિમાણ પચાસ કરોડ યોજનોનું કહ્યું છે. સૂક્ષ્મ રજકણનો ત્રીજો ભાગ દ્વ્યણુક ને દ્વ્યણુકના અર્ધા ભાગને પરમાણુ કહેવામાં આવે છે. બધો ભૂર્લોક મનુષ્ય જોઇ શકતો નથી એમ આગળના લખવાનું તાત્પર્ય છે.

૩ ઘણા દ્રવ્યમાં રહેનારો કોઇ એક ધર્મ તે સામાન્ય, ને એક એક દ્રવ્યમાં રહેનારા જે પૃથક્ પૃથક્ ઘણા ધર્મો તે વિશેષ. જે દ્રવ્ય

એકજ હોય તેમાં સામાન્ય ન હોય, પણ પ્રાયશઃ વિશેષ હોય. પાતંજલ-યોગદર્શન સમજપૂર્વક વાંચશો તો એના સંબંધમાં જેટલું જાણવા-યોગ્ય છે તે સર્વ જાણવામાં આવશે.

૪ મૈત્રી આદિની ભાવનામાં સંયમ કરવો એટલે તે ભાવનાને હણનારી તે ભાવનાથી વિપરીતભાવના ન ઊઠે એવી અંતઃકરણની બાર દિવસથી વધારે સમયસુધી સ્થિતિ રાખવી તે.

૫ અંધકાર એ પ્રકાશવડે દૂર થનારો પદાર્થ છે. પંચીકૃત તેજ-સ્તત્ત્વ પોતાના ઉપાદાનકારણ વાયુરૂપ થતા પહેલાં થોડી ક્ષણ સામાન્યરૂપે રહે, પણ તેને આપણે નેત્રવડે જોઇ શકીએ નહિ. રૂપતન્માત્રા એ સૂક્ષ્મ દ્રવ્ય છે, ને તેને સામાન્ય મનુષ્યો જોઇ શકે નહિ. પદાર્થમાં રહેલા રૂપને મનુષ્યો જોઇ શકે, પણ તે રૂપતન્માત્રા નથી, તે તો પદાર્થમાં રહેલા પંચીકૃત તેજસ્તત્ત્વનો ગુણ છે, રૂપતન્માત્રા કાર્યવડે અનુમાન કરાય છે, ને તેને યોગીઓ પોતાનાં અંતઃકરણવડે અનુભવી શકે છે. કોઇ તન્માત્રા ઇંદ્રિયોનો વિષય નથી.

૧૪૦. × તમે અંતઃકરણમાં ન્યૂનાધિક અંશે અસ્વસ્થતા અનુભવતા હશો એવું અનુમાન થવું સાહજિક છે, ને તે અનુમાનવડે પ્રેરણા પામેલી વૃત્તિ તમારા મનના સમાધાનાર્થે બે બોલ લખવા પ્રેરાય એ પણ સ્વાભાવિક છે. શોક કરવો એ પ્રાપ્ત દુઃખની નિવૃત્તિનો ઉપાય નથી, પણ અંતઃકરણ દુઃખથી રહિત થાય એવા યોગ્ય વિચાર કરવા એજ પ્રાપ્ત દુઃખની નિવૃત્તિનો ઉપાય છે, એ વાત તમને અજ્ઞાત નથી.

સંસારના ક્ષણભંગુરપણાનો વિચાર કરી, સગાંવહાલાંનો સંયોગ પ્રારબ્ધાધીન છે એમ સમજી, અને આત્માના અસંગપણાનો તથા

અવિનાશીપણાનો વિચાર સતત જાગ્રત્ રાખી હૃદયબળને હણનારા શોકને હૃદયમાંથી દૂર કરશો.

સાધકના વિચારરૂપ સાધનના પરિપાકની પરીક્ષા આવા પ્રસંગો કરે છે. આવા પ્રસંગોમાં પોતાના મનને નિર્લેપ એટલે ખેદાનુભવરહિત રાખી સાધકે ઉત્તીર્ણ થવું જોઇએ. વૈરાગ્યનિષ્ઠા ને જ્ઞાનનિષ્ઠા વધારે જાગ્રત્ કરો.

## પત્ર ૧૪૧—૪૩.

× જીવ જેવો અડગ નિશ્ચય કરે છે તેવો લાભ તેને જીવતાં કે શરીર પડ્યા પછી અવશ્ય થાય છે તે ભૂલશો નહિ. મન તથા શરીર વેળાસર સુધરે એમ વર્તી પ્રસન્ન રહેશો. * *

ઉપરની પંક્તિઓનું જો બહુ આદરપૂર્વક વાચનમનન થાય, પ્રભુના ભક્તવત્સળપણાના પ્રબળ વિચારવડે રોમાંચ થાય, નેત્રમાંથી હર્ષપૂર્વક આંસુઓ પડે, અને આ કથન સત્યજ છે, તેમાં લેશ પણ ફેર નથી, આવો સુદૃઢ નિશ્ચય તમારા હૃદયમાં જાગ્રત્ રહે ને તદનુસાર વર્તાય તો તમારા મનની મુંઝવણ સદાને માટે દૂર થઇ તમારું મન સર્વદા પ્રસન્નતાનોજ અનુભવ કર્યા કરે એમાં લેશ પણ સંશય ન કરવો.

૧૪૨. + ભક્તિના, વૈરાગ્યના ને જ્ઞાનના વિચારવડે મનના હર્ષશોકનું શમન કરતા રહેશો. શ્રદ્ધાભક્તિ વધારી જેમ જેમ તમે પ્રભુની સમીપ જતા જશો તેમ તેમ તમારા મનના હર્ષશોક શાંત થતા જશે.

**દોહરો.**

શ્રદ્ધાભક્તિ વધારીને, કરજો નિત્ય અભ્યાસ;<br>
અખંડ સુખની પ્રાપ્તિથી, શમશે સઘળા ત્રાસ. ૧

१४३. × જ્યાંસુધી મનુષ્યનું હૃદય આ લોક પરલોકના દૃશ્ય વિષયોના રાગથી રહિત ન થાય ત્યાંસુધી તે મનુષ્ય પરમાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થતો નથી, તેથીજ બ્રહ્મસ્વરૂપના યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિમાં પરવૈરાગ્યની અનિવાર્ય આવશ્યકતા વિદ્વાનોએ (જીવન્મુક્તોએ) માની છે.

આ અસાર સંસારથી ઉદાસ થઇ બ્રહ્મસ્વરૂપને જાણવાની તીવ્ર ઇચ્છાથી શ્રીષડાનન ભગવાન્ દત્તાત્રેયને શરણે ગયા, અને "હે પ્રભો! મને બ્રહ્મોપદેશ કરો" એમ તેમણે તેઓશ્રીને બહુમાનપૂર્વક વિજ્ઞપ્તિ કરી. માનસપરિતાપથી દાહ પામતા ને તેથીજ પોતાને શરણે આવેલા તે ષડાનનને બ્રહ્મવિદ્યાના ઉપદેશનું પાત્ર જાણી ભગવાન્ દત્તાત્રેયે તેમને પ્રથમ સર્વ દૃશ્ય પ્રપંચમાંથી પોતાના મનને રાગરહિત કરવા નીચે પ્રમાણે ઉપદેશ કર્યો:—

"હે પ્રિયદર્શન! જેમ કોઇ હીનભાગી મનુષ્ય કોઇ ધનાઢ્યની પાસે પુષ્કળ સુવર્ણ જુએ, તે સુવર્ણનો સ્પર્શ કરે, તેની આજ્ઞાથી તે સુવર્ણનું તે રક્ષણ કરે, વા તેને ઉપાડીને તે ચાલે, તોપણ તે રંકના સુભાગ્યનો ઉદય થયા વિના તે સુવર્ણપર તેનું સ્વામીપણું થતું નથી, તેમ કોઇ વૈરાગ્યહીન મનુષ્ય કોઇ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષપાસેથી બ્રહ્મના સ્વરૂપનું શ્રવણ કરે, એકાંતમાં તેનો વિચાર કરે, તેનું ધ્યાન કરે, વા પરોક્ષપણે તેનો નિશ્ચય કરે, તોપણ તે પરમાનંદરૂપ બ્રહ્મનો અપરોક્ષાનુભવ તે વૈરાગ્યહીનને પરવૈરાગ્યની પ્રાપ્તિ થયા વિના થઇ શકતો નથી.

હે સૌમ્ય! બ્રહ્મતત્ત્વ સૂક્ષ્મતમ એટલે બધા પદાર્થથી સૂક્ષ્મ ને વ્યાપક હોવાથી દુર્વિજ્ઞેય ગણાય છે. જે અંતઃકરણ આ લોકના ને પરલોકના વિષયોમાં પ્રીતિવાળું હોવાથી સ્થૂળ છે, તે સ્થૂળ અંતઃકરણ

તે સૂક્ષ્મતમ તત્ત્વને શી રીતે અનુભવી શકે ? નજ અનુભવી શકે, માટે સાધકે પોતાના અંતઃકરણને વિષયવૈરાગ્યવડે બહુ સૂક્ષ્મ કરવું જોઇએ.

દશ્ય વસ્તુઓમાંની કઇ કઈ વસ્તુઓપર તારા ચિત્તમાં કેટલી કેટલી આસક્તિ વર્તમાનકાળમાં રહી છે તે તું પ્રથમ નક્કી કર. જ્યાંસુધી મોક્ષેચ્છુ પોતાના ચિત્તની વાસ્તવિક સ્થિતિ જાણી શકતો નથી ત્યાંસુધી તે પોતાના ચિત્તમાં રહેલા દોષોને ત્યજવા પ્રયત્ન કરી શકતો નથી, ને તે પ્રયત્નને અભાવે તે કૃતાર્થ પણ થઇ શકતો નથી. પૂર્વ-જન્મોનાં બહુ પુણ્યનો પરિપાક થયા વિના મનુષ્ય પોતાના ચિત્તની વાસ્તવિક સ્થિતિ જાણી શકતો નથી, અર્થાત્ પોતાના ચિત્તમાં કયા કયા દોષો કેટલા કેટલા પ્રમાણમાં રહ્યા છે તે તે યથાર્થ સમજી શકતો નથી, ને કોઇ હિતેચ્છુ પુરુષ તેની પ્રવૃત્તિપરથી તેના ચિત્તમાં રહેલા દોષોવિષે તેને સમજાવે તો તે દોષો પોતાના ચિત્તમાં છે એવું તેને સમજ્યામાં આવતું નથી, ને ઊલટો તે દોષો બતાવવાની કૃપા કરનારનો તે દ્વેષ કરે છે. આવા મનુષ્યો તેમના વર્તમાન જન્મમાં કૃતાર્થ થવાનાં સાધનોનું યોગ્યરીતે અનુષ્ઠાન કરી શકતા નથી.

હે સજ્જન ! પુરુષના ચિત્તનું સ્ત્રીશરીરભણી ને સ્ત્રીના ચિત્તનું પુરુષશરીરભણી સ્વાભાવિક આકર્ષણ રહે છે. તે આકર્ષણ પરવૈરાગ્યનો એટલે મહાનિર્વેદનો જ્યારે મનુષ્યના અંતઃકરણમાં અભ્યાસવડે આવિ-ર્ભાવ થાય છે ત્યારે સદાને માટે નાશ પામે છે, માટે મોક્ષેચ્છુ પુરુષે ને મોક્ષેચ્છુ સ્ત્રીએ તે પરવૈરાગ્યની પ્રાપ્તિ કરવા પોતપોતાના ચિત્તમાં વિવેક-ને બળવાન્ કરવાની અગત્ય છે. તું પુરુષ છે, માટે તારે તારા અંતઃ-કરણમાંથી સર્વ સ્ત્રીઓભણીના આકર્ષણનો નાશ કરવા સ્ત્રીશરીરના

સંબંધમાં કેવો વિવેક કરવો જોઇએ તે તને સંક્ષેપમાં કહેવામાં આવે છે તેનું તું આદરપૂર્વક શ્રવણ કર.

હે મુમુક્ષો ! સ્ત્રીશરીરભણી દષ્ટિ કરતાં જણાય છે કે તે શરીર વાળ, રૂંવાડાં, ચામડી, નખ, રક્તવાહિની શિરાઓ, રુધિર, રસ, મજ્જા, નાડીઓ, સ્નાયુઓ, માંસ, મેદ, હાડકાં, વીર્ય, મળ ને મૂત્ર ઇત્યાદિ પદાર્થોના સમૂહરૂપ છે. આમાં કયો પદાર્થ પવિત્ર, સુગંધમય, રમણીય કે પુરુષનું આ લોક પરલોકનું હિત સાધવામાં ઉપયોગી થાય એવો છે? જો પુરુષના હૃદયમાં વિવેકદષ્ટિ જાગ્રત્ હોય તો આ સર્વ પદાર્થનું દર્શન તેને ગ્લાનિ ઉત્પન્ન કરનારુંજ થાય, અનુરાગ ઉત્પન્ન કરનારું ન થાય. એ પદાર્થોમાંનો કોઈ પણ એક પદાર્થ જો શરીરમાંથી નીકળી બહાર પડ્યો હોય તો તેના સ્પર્શથી આસ્તિક દ્વિજને સ્નાન કરવાની આવશ્યકતા ઊભી થાય છે. સ્નાન ને અંગરાગની આવશ્યકતા પણ શરીરની સ્વાભાવિક દુર્ગંધમયતા જણાવે છે. ભ્રાંત કવિઓ સ્ત્રીશરીરનું જે નખથી શિખાસુધી મનને મોહ ઉપજાવનારું વર્ણન કરી પોતાના ને અવિવેકી પુરુષોના મનને ઉન્મત્ત કરે છે તે શરીરનું નખથી શિખાસુધી તું વિવેકદષ્ટિથી અવલોકન કરીશ તો તને સ્પષ્ટ જણાશે કે તેમાં આસક્તિ રાખવાજેવું કે વખાણવાજેવું કાંઇ પણ નથી. જો, આ તેના પગની આંગળીઓ ! તેની વચ્ચે રહેલા મેલથી તે કેવી ગંધાય છે ! તથા તે કેવી બેડોળ દેખાય છે ! ને તેના નખની નીચે કેવો મલિન કચરો ભરાયેલો છે ! અંદરના રુધિરથી કોઇના નખ રાતા જણાતા હોય તોપણ તેમાં તેની સુંદરતા શી રીતે માનવી ? રાતો રંગ પોતે વાસ્તવિક સુંદર છે કે તેને સુંદર માની લેવામાં આવે છે તે વિચારવું જોઇએ. ભ્રાંતિથી લોહીના તે રંગને સુંદર માની લેવામાં આવતો હોય તો તે ભ્રાંતિ તો સર્વથા ત્યજવાયોગ્યજ છે. પગના પંજા, ઘુંટી, નળા, પિંડીઓ, ઢીંચણ ને સાથળમાં પણ હાડકાં,

માંસ, રુધિર, નાડીઓ ને ચામડી આદિ વિના બીજું ચિત્તાકર્ષક શું રહ્યું છે? નિતંબ ને કેડ આદિમાં પણ ભ્રાંતિથી રમણીયપણું મનાય છે, ને તેનાં દર્શનાદિવડે ઉન્મત્ત થવાય છે, બાકી વિવેકદૃષ્ટિએ જોઇએ તો ત્યાં પણ અપવિત્ર ને દુર્ગંધમય પદાર્થોનુંજ અસ્તિત્વ છે. નરકમાં એટલે વિષ્ઠામાં રમણ કરનારા અધમ કીડાઓને જેમ વિષ્ઠામાં ગ્લાનિ થતી નથી, પણ આનંદનું ભાન થાય છે, તેમ જેમના ભવભ્રમણની સમાપ્તિ થવાને હજી બહુ વાર છે તેવા પુરુષોને ભલે તે અવયવો રમણીય જણાય, ને તેના સ્પર્શાદિથી ભલે તેમને આનંદનું ભાન થાય, પણ વિવેકીને તો તેમાં કાંઇ પણ રમણીયપણું પ્રતીત થતું નથી, પરંતુ તે અવયવોના વિચારથી ઉલટી તેમના મનને ગ્લાનિ ઉત્પન્ન થાય છે. નાભિ, ઉદર, છાતી, ગ્રીવા, હડપચી, હોઠ, દાંતો, ગાલ, નાક, આંખ, કાન, લમણા, કપાળ ને માથાઉપરના વાળ, જેનું વર્ણન કરવામાં શૃંગારરસમાં આનંદ માનનારા કવિઓ ગાંડાજેવા થઇ જાય છે, ને તેમને ન ઘટે તેવી શુભોપમાઓ વિષયતૃષ્ણારૂપ ઉન્માદને વશ થઇને તેઓ આપે છે, પણ તેમાં રૂંવાડાં, ચામડી, નાડીઓ, રુધિર, માંસ, રોમકૂપોમાંથી નીકળતા પ્રસ્વેદ ને મેલવિના બીજું સુંદર શું રહ્યું છે? મુખ ને નાકમાંથી તો વિવેકીને પ્રત્યક્ષપણે અનુભવાય તેવો દુર્ગંધ નીકળે છે, ને આંખની બાજુમાં ને કાનમાં પણ મળ નીકળેલો સ્પષ્ટ પ્રતીત થાય છે. અંગરાગ, સુંદર વસ્ત્રો, અને સુવર્ણ મોતી રત્ન ને હીરાના અલંકારોવડે તે શરીરને શણગારવાથી કાંઇ તે સારું થઇ જતું નથી. સ્વભાવથી જે અરમણીય હોય તે કૃત્રિમ સામગ્રીવડે રમણીય ક્યાંથી થાય? એ ઉપચારોવડે અવિવેકીને ભલે તે શરીરમાં દુર્ગંધ ને કુત્સિતપણું ન જણાય, પણ વિવેકીને તો એ ઉપચારો વિદ્યમાન હોય તોપણ તે શરીરનું દુર્ગંધયુક્તપણું ને કુત્સિતપણું સ્પષ્ટ પ્રતીત થાય છે.

જેમ વિષમાં રહેલા પ્રાણવિયોગ કરવાના સામર્થ્યરૂપ અપકારકપણાને જાણનાર મનુષ્ય તે વિષમાં પ્રીતિ રાખતો નથી, તેમ સ્ત્રીશરીરમાં રહેલા અપવિત્રપણાને, દુર્ગંધયુક્તપણાને તથા પુરુષના ચિત્તને પોતાનામાં રાગ ઉપજાવી સ્થળ કરવાના ગુણને જાણનાર પુરુષ પણ સ્ત્રીશરીરમાં ભોગ્યપણાની બુદ્ધિ આરોપી પ્રીતિ રાખતો નથી. જો કોઇ પણ પુરુષના મનમાં આ દોષોનો સર્વદા દૃઢ સાક્ષાત્કાર રહે તો પછી તેની ઇંદ્રિયો પણ સ્ત્રીશરીરભણી રાગયુક્ત પ્રવૃત્તિવાળી રહી શકતી નથી, પણ સ્વાભાવિક ઉદાસીનતાવાળી થાય છે. પાસે પડેલા વિષને જેમ કોઇ વિવેકી પુરુષ ખાતો નથી, તેમ સમીપમાં રહેલા સ્ત્રીશરીરમાં પણ ઉપર જણાવેલો વિવેક જે પુરુષના હૃદયમાં સતત જાગ્રત્ હોય તે પુરુષ ભોગ્યપણાની બુદ્ધિ આરોપતો નથી, ને રાગપૂર્વક તેના શરીરનો સ્પર્શ કરવા ઇચ્છતો નથી. અંતઃકરણની આવી દૃઢતા તો કોઇકજ મહાપુરુષને દીર્ઘકાળના વિધિવત્ પ્રયત્નથી પ્રાપ્ત થઇ શકે છે, માટે જીવભાવવાળા સર્વ પુરુષોએ તો સ્ત્રીશરીરમાં રહેલી ભોગ્યપણાની બુદ્ધિનો નિઃશેષ નાશ કરવા વ્રતકાળે એકાંતમાં તેનું સામીપ્ય નજ સેવવું. અન્ય પુરુષોની સમીપમાં પણ વ્યવહાર કે પરમાર્થના કામની અગત્ય હોય તેટલુંજ તેનું સામીપ્ય મનને બહુ જાગ્રત્ તથા અંતર્મુખ રાખી વિવેકપૂર્વક સેવવું. મુમુક્ષુ પુરુષે સ્ત્રીશરીરનો દ્વેષ કરવો એમ મારા કહેવાનું તાત્પર્ય નથી, પણ તેમાં રહેલી અનુકૂળપણાની બુદ્ધિનો, રાગનો ને ભોગ્યપણાની સમજનો તેણે નિઃશેષ ત્યાગ કરવાનો છે. સાચા મોક્ષાર્થીઓ તો તૃણ કે કીટનો પણ દ્વેષ ન કરે તો સ્ત્રીઓનો દ્વેષ તો તેઓ ક્યાંથીજ કરે ? અગ્નિના સામીપ્યથી જેમ અગ્નિબળનિવારક ઔષધિવિનાનું ઘી ઓગળે છે, ને જેમ ચમકના સામીપ્યથી લોઢું ચલાયમાન થાય છે, તેમ એકાંત-

માં સ્ત્રીના સામીપ્યથી મહાનિર્વેદને નહિ પામેલા પુરુષોનું ચિત્ત પોતાના ભોક્તાપણાની ને સ્ત્રીશરીરના ભોગ્યપણાની બુદ્ધિની જાગ્રતિવડે વિકારી થાય છે, ને તેમની ઇંદ્રિયોમાં પ્રબળ ક્ષોભ થાય છે, તેથી મુમુક્ષુએ એકાંતમાં સ્ત્રીનું સામીપ્ય, તેનું દર્શન, કે તેની સાથે ભાષણ સદાગ્રહપૂર્વક વર્જવાં જોઇએ. પાણીનો વેગ જેમ સ્વાભાવિકરીતે નીચાણભણી હોય છે, તેમ પરમાત્માએ જીવોના કર્માનુસાર બહિર્મુખ રચેલી ઇંદ્રિયોનો વેગ પણ સ્વાભાવિક રીતે વિષયોભણી હોય છે. જ્યારે મનુષ્યના મનમાં વિકાર ઉપજે, ને ઇંદ્રિયોમાં પ્રબળ ક્ષોભ થાય, ત્યારે મનુષ્ય શાંતિની વેળાએ પૂર્વાપર વિચાર કરીને કરેલા પોતાના સારા નિશ્ચયને જાળવી શકતો નથી, ને તુરત પોતાના નિશ્ચયથી વિપરીત એવી પ્રવૃત્તિ તે કરે છે. જેમ વિષ્ઠાના બનેલા કૂવાની બહુજ સમીપમાં જવું સારું નથી, કેમકે ભૂલથી કદાચ તે કૂવામાં પડી જવાય તો પછી બહુ ક્લેશાનુભવ થાય તોપણ તેમાંથી મોટે ભાગે બહાર નીકળી શકાતું નથી, તેમ મુમુક્ષુપુરુષે સ્ત્રીશરીરનું એકાંતમાં સામીપ્ય સેવવું, ને તેમાં દૃઢ ભોગ્યપણાની બુદ્ધિ આરોપવી, તે સારા પરિણામનું સૂચક નથી, કેમકે એમ કરવાથી તે ભોગ્યપણાની બુદ્ધિ ને રાગ આરૂઢ થતાં જાય છે, ને પછી ઘણો ક્લેશાનુભવ થાય તોપણ તે ભોગ્યપણાની બુદ્ધિ ને રાગ મોટે ભાગે ત્યજી શકાતાં નથી. જે અંતઃકરણ ને ઇંદ્રિયો બહિર્મુખ છે તે અંતઃકરણ ને ઇંદ્રિયો મહાધૂર્ત, મહાશઠ, મહાકૃતઘ્ની ને મહાવિશ્વાસઘાતી છે, માટે જે મનુષ્ય પોતાનું હિત ઇચ્છતો હોય તેણે તેમનો લેશ પણ વિશ્વાસ નજ કરવો. તેમની છળવાળી સૂચનાઓપર લેશ પણ ધ્યાન ન આપતાં પોતાના સદ્દગુરુશ્રીએ તથા સતશાસ્ત્રોએ મારું શું કર્તવ્ય મને સમજાવ્યું છે તેનોજ તેણે વિચાર કરવો, ને તદનુસાર સદાગ્રહપૂર્વક વર્તવું.

હે વિવેકિન્! ગૃહસ્થાશ્રમને અનુસરનારા સાધકોએ સ્ત્રીશરીરમાં રહેલો રાગ ને ભોગ્યપણાની બુદ્ધિ કેમ ન્યૂન કરવી એમ જો તું પૂછવા માગતો હોય તો સાંભળ:—તારા જાણવાબહાર નથી કે પ્રવૃત્તિનિવૃત્તિનો બધો આધાર મનઉપર છે. પુરુષનું અવિવેકવાળું મન સ્ત્રીશરીરમાં રાગ ને ભોગ્યપણાની સમજવાળું રહી ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવે છે, ને તેનું વિવેકવાળું મન સ્ત્રીશરીરમાં રાગ ને ભોગ્યપણાની સમજનો ત્યાગ કરી ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવતું નથી. સ્ત્રીશરીરની રચના સમાન છતાં માતાના સ્થૂલશરીરમાં ને સ્ત્રીના સ્થૂલશરીરમાં ગૃહસ્થને ભિન્ન ભિન્ન પ્રકારની બુદ્ધિ શાથી રહે છે? મનના નિશ્ચયની ભિન્નતાથીજ તે ભિન્ન પ્રકારની બુદ્ધિ રહે છે એમ કહ્યા વિના ગત્યંતર નથી. ગૃહસ્થસાધકે આ નિયમ ધ્યાનમાં રાખી પોતાના મનનો સર્વ સ્ત્રીશરીરમાંથી રાગ તથા ભોગ્યપણાની સમજ દૂર કરાવવા આ પ્રમાણે પ્રયત્ન આરંભવો:—પ્રથમ પોતાની ભાર્યાથી ભિન્ન સ્ત્રીશરીરોને સ્ત્રીશરીરરૂપે જોવાની બુદ્ધિ ન્યૂન કરવા માંડવી. તે પુરુષશરીરો છે, વા કોઇ કલ્પિત શરીરો છે, એવો પાસ પોતાના મનને સર્વદા આપ્યા કરવો. પોતાની ભાર્યાનો પણ શાસ્ત્રમાં કહેલા નિષિદ્ધ સમયે સંગ સેવવો નહિ, પણ તે વેળાએ તેને પોતાનો પરમ મિત્ર ગણી તેની સાથેના સર્વ વ્યવહારનો વિકારરહિત મનવડે યથાયોગ્ય નિર્વાહ કરવો. પોતાના મનઉપર આવી સત્તા મેળવ્યા પછી તેણે પ્રજોત્પત્તિની અગત્ય જણાય ત્યાંસુધી પ્રજોત્પત્તિના હેતુનેજ ધ્યાનમાં રાખી વ્યવહારનાં પ્રાપ્ત અન્ય કર્તવ્યોની પેઠે તેનો સમાગમ સેવવારૂપ કર્તવ્ય કરવું. આમ વર્તવાથી મનની યોગ્યતામાં ઉત્તરોત્તર વધારો થાય છે, ને રાગ શિથિલ થઇ જાય છે. આ વિષયમાં સામાન્ય મનોબળવાળા મનુષ્યે કરેલા નિશ્ચયો

કેટલીક વાર ટકી શકશે નહિ, પણ નિશ્ચયના ભંગથી તેણે મુંઝાવું નહિ. તેણે પુનઃ વિશેષ દ્રઢતાથી નિશ્ચય કરવો, ને તે નિશ્ચયને પરમધૈર્ય ને પરમસાવધાનતાથી નભાવવા સદાગ્રહપૂર્વક સતત પ્રયત્નશીળ રહેવું, દ્રઢતાને મોળી પાડનાર સામગ્રીથી તેણે દૂર રહેવું, ને પરમાત્મા અંતઃકરણમાંથી જે પ્રેરણા કરે તેનો વિચાર કરી તદનુસાર વર્તવા પ્રીતિપૂર્વક પ્રયત્ન કરવો. આરંભમાં કઠણમાં કઠણ પ્રતીત થતું કામ પણ જો ધૈર્ય ને સાવધાનતા રાખી દ્રઢતાપૂર્વક કરવામાં આવે તો તે કામ પછી સુલભ પ્રતીત થાય છે, ને તેવો સ્વભાવ પડી જતાં પછી તે કામમાં તેને કાંઇ પણ કઠણપણું પ્રતીત થતું નથી.

જેમ આંબલીઆને શેકવાથી તેના ઉપરની છાલ જુદી પડી જાય છે તેમ વૈરાગ્યના પરિપાકથી અંતઃકરણ ને સ્ત્રીસમાગમની ઇચ્છા આત્માથી જુદાં પડી જાય છે. તે કાળે અંતઃકરણમાંની સૂક્ષ્મ વાસનાઓ બળી જવાથી તે પુરૂષને અજ્ઞાનકાળમાં સ્ત્રીશરીરમાં જે મોહકપણું પ્રતીત થતું હતું તે મોહકપણું હવે તેને પ્રતીત થતું નથી. આ કથન એક ઉદાહરણ આપીને સ્પષ્ટ કરવામાં આવે છે. કોઇ વેળા એક અતિક્રાંતભાવનીય[1] મહાયોગીને મોહ પમાડવામાટે કેટલીક અપ્સરાઓ

૧ ઇંદ્રાદિની ઇચ્છાથી અપ્સરાઓ માત્ર બીજી ભૂમિકાવાળા મધુભૂમિકને મોહ પમાડવા પ્રયત્ન કરે છે. ત્રીજી ભૂમિકાવાળા ઋતંભરપ્રજ્ઞ યોગીની સમીપ તેમને મોહ ઉપજાવવાનું પોતાનું અસામર્થ્ય ધારી અપ્સરાઓ આવતી નથી, તો તેમનાથી પણ ચઢતી એટલે ચોથી ભૂમિકાવાળા આ અતિક્રાંતભાવનીય યોગીની સમીપ તેમને મોહ પમાડવા અપ્સરાઓ કેમ આવી હશે એમ શંકા થાય તો તેના સમાધાનમાં જણાવવાનું કે તે અપ્સરાઓ આ મહાપુરૂષના હૃદયની એવી યોગ્યતા જાણ્યા વિના સહસા આવી પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થઇ હતી.

બહુ સૂક્ષ્મ ને મૂલ્યવાન્ દિવ્ય વસ્ત્રો ધારણ કરીને વનના નિર્જનમાર્ગમાં તેઓશ્રીની સમીપ આવી, અને તેઓશ્રીને પોતાના શરીરમાં મોહ ઉપજાવવાસારુ કામોત્પાદક વિવિધ ચેષ્ટાઓ કરવા લાગી, તથા તદનુકૂળ ગાન ગાવા લાગી, ને બોલવા લાગી. જેમના હૃદયમાં સર્વદા મહાનિર્વેદ જાગ્રત્ છે એવા તે અતિક્રાંતભાવનીય મહાયોગી તેમની આ અયોગ્ય પ્રવૃત્તિ જોઇ મંદ મંદ હસવા લાગ્યા, ને કેટલોક સમય વીત્યા પછી તેમણે તેમને દયાદૃષ્ટિથી ગંભીર વાણીવડે નીચે પ્રમાણે કહ્યું:—

'બહેનો! તમે આ અયોગ્ય ને નિષ્ફળ પ્રવૃત્તિથી ઉપરામ થાઓ. આ હૃદયમાં હવે અજ્ઞાન પ્રતીત થતું નથી, અજ્ઞાનને અભાવે ભેદજ્ઞાનનો સદ્ભાવ પણ નથી, ભેદજ્ઞાનને અભાવે સ્ત્રી આદિમાં ઉપજતું અનુકૂળપણાનું જ્ઞાન નાશ પામ્યું છે, ને અનુકૂળપણાના જ્ઞાનના વિનાશથી હવે આ હૃદયમાં કોઇ પણ પ્રાણિપદાર્થમાં દૃઢ રાગ રહ્યો હોય એમ જણાતું નથી. અજ્ઞાનદશામાં સ્ત્રીશરીરમાં ભોગ્યપણાની બુદ્ધિ રહેવાથી તે શરીરના જે અવયવોભણી રાગને વશ થઇ નેત્રાદિ ઇંદ્રિયો ખેંચાતી હતી તે અવયવોનું હવે અનાયાસે કવચિત્ દર્શન થઇ જતાં નેત્રાદિ ઇંદ્રિયો બહુ સંકોચ પામી પાછી વળી આવે છે, ને કેટલીક વેળા તે અવયવોની અતિતુચ્છતાના વિચારો આવવાથી કિંચિત્ હાસ્ય પણ ઉત્પન્ન થાય છે. આ ચિત્તે બ્રહ્માનંદાનુભવરૂપ અમૃતનું પાન કરેલું હોવાથી હવે તેને તુચ્છ વિષયોનું સેવન કરવાની ઉંડાણમાં પણ ઇચ્છા હોય એમ જણાતું નથી. પવિત્ર ને હૃદય તથા નેત્રને ગમતું ઉત્તમ પ્રકારનું ભોજન લીધા પછી કયો સમજુ મનુષ્ય ઝેરવાળો ખોરી જુવારનો રોટલો ખાવા ઇચ્છે? હૃદયના અંધાપાના દુઃખદ દિવસો હવે સદાને માટેજ ગયા છે, માટે હવે તમે આ દુઃખદ પ્રવૃત્તિ ત્યજી શાંત

થાઓ, ને આ હૃદયમાં સર્વ દશ્ય વિષયોની આરૂઢ અસ્પૃહતાવડે જે પરમાનંદ અનુભવાય છે તે પરમાનંદ અનુભવવા તમે પણ પ્રબળ પ્રયત્ન કરી ભાગ્યશાળી થાઓ. તમારું કલ્યાણ થાઓ.'

હે પુત્ર ! આ મહાયોગીના ચિત્તની કેટલી બધી નિઃસ્પૃહતા ! તારે પણ ક્રમથી એવીજ ઉત્તમ આરૂઢ નિઃસ્પૃહતા તારા હૃદયમાં પ્રાપ્ત કરવી જોઇએ.

હે સજ્જન ! તારે કોઇ પણ સ્ત્રીના ગુણોમાં તેનું વારંવાર સ્મરણ થાય એવી પ્રીતિ રાખવી નહિ, તેમના ગુણોનું નિષ્પ્રયોજન કથન કરવું નહિ, ને તેમના ઉપર બહુ દયા કરવી નહિ, કેમકે એ સર્વ પરિણામે રાગાદિની ઉત્પત્તિદ્વારા બંધન કરનાર થાય છે.

હોકાયંત્રમાંના કાંટાની સૂક્ષ્મ અણી જેમ સર્વદા ઉત્તરભણીજ રહે છે, તેને ગમે તેટલી ફેરવીએ તોપણ તે પાછી ઉત્તરભણીજ આવતી રહે છે, તેમ તારે પણ તારા ચિત્તને સર્વદા તારા આત્મસ્વરૂપભણીજ નમતું રાખવું. સૂર્ય જેમ વાવાઝોડાની લેશ પણ દરકાર કર્યા વિના સમય થયે નિત્ય પૂર્વમાં ઉદય પામે છે, ને પોતાને માર્ગે ગતિ કરતો પ્રતીત થાય છે, તેમ તારે પણ વિષયોની લેશ પણ દરકાર કર્યા વિના તારી મનોવૃત્તિને આત્મસ્વરૂપભણીજ વાળ્યા કરવી.

જેમ ગધેડાના, કૂતરાના કે કાગડાના શબ્દના શ્રવણથી મનુષ્યને આનંદ થતો નથી, તેમ વિવેકીને સ્ત્રીઓના, બાળકના કે પોતાની સ્તુતિના શબ્દો સાંભળવાથી અજ્ઞાનીને જેવો આનંદ થાય તેવો આનંદ થતો નથી; જેમ શેળાના, સર્પના કે ગુંગાના શરીરના સ્પર્શથી મનુષ્યને આનંદાનુભવ થતો નથી, તેમ વિવેકીને સ્ત્રી બાળક કે વસ્ત્રાલંકારાદિના સ્પર્શથી આનંદાનુભવ થતો નથી, જેમ નાગણીનું, ચુડેલનું કે

રાક્ષસીનું રૂપ જોવાથી મનુષ્યને આનંદનું ભાન થતું નથી, તેમ વિવેકીને સ્ત્રી, બાળક કે દ્રવ્યાદિનું રૂપ જોઇને આનંદનું ભાન થતું નથી: જેમ કાંકચના, હીમજના કે મીઠાના ભક્ષણથી મનુષ્યને સુખની પ્રતીતિ થતી નથી, તેમ વિવેકી મનુષ્યને નાનાપ્રકારનાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય ને ચોષ્યના ભક્ષણથી કે લાગ્નાપાનથી અવિવેકી મનુષ્યોના હૃદયમાં જેવી સુખની પ્રતીતિ થાય તેવી સુખની પ્રતીતિ થતી નથી; જેમ સદાસુહાગણનાં પુષ્પો કે શીમળાનાં પુષ્પોના ગંધથી મનુષ્યના નાકને તથા અંતઃકરણને અનુકૂળપણાના ભાનના અભાવદ્વારા સુખાનુભવ થતો નથી, તેમ વિવેકી મનુષ્યને નાનાપ્રકારનાં અત્તરો, સુગંધવાળાં પુષ્પોના હારો, સુગંધમય પુષ્પોનાં જળો, ને સુગંધી પુષ્પોના ગંધથી કે સ્ત્રીશરીરના ઉન્માદક ગંધથી અજ્ઞ મનુષ્યોના નાકને તથા અંતઃકરણને અનુકૂળપણાના ભાનદ્વારા જેવું સુખ પ્રતીત થાય તેવું સુખ પ્રતીત થતું નથી. અંધારું જેમ નેત્રને દુઃખદાતા છે, ને પ્રકાશ જેમ નેત્રને સુખદાતા છે, તેમ અજ્ઞાન મનુષ્યને દુઃખદાતા છે, ને જ્ઞાન મનુષ્યને સુખદાતા છે. અજ્ઞાનના સદ્ભાવથીજ વિષયતૃષ્ણાને વશ થઇ મનુષ્ય દુઃખાનુભવ કરે છે.

હે પુત્ર ! જો પુરુષે સુખી થવું હોય તો તેણે પોતાના શરીરને મલિન પદાર્થોના સમૂહરૂપ સમજી તેમાં રહેલી અહંતામમતાને ઉત્તરોત્તર ક્ષીણ કરવી જોઇએ.

રાજાની છાપવાળા સોનારૂપાના કડકા પણ જીવની ઊર્ધ્વગતિ કરાવનારા નથી, વા અંતઃકરણને અખંડાનંદનો અનુભવ કરાવવાના બળવાળા નથી, પણ તે પોતામાં પ્રીતિ રાખનારના અંતઃકરણને સ્થૂળ કરી પરમતત્ત્વના અનુભવવડે પ્રાપ્ત થતા પરમાનંદના અનુભવની અયોગ્યતાએ પહોંચાડે છે. પ્રાણધારણ કરવામાટે અન્નવસ્ત્રાદિની મનુષ્યને અગત્ય

પડે છે, તે અન્નવસ્ત્રાદિ તે કડકાઓથી લૌકિક નિયમને અનુસરીને મળી શકે છે, વા સુપાત્રે તેનું દાન કરવાથી મનુષ્યને પુણ્યલાભ થાય છે, તેટલે અંશે વ્યવહારપક્ષે તે ઉપયોગી છે, પણ તેથી તેનેજ પરમપૂજ્ય માની તેમાં પરમ પ્રીતિ કરવી એ કોઇ પણ રીતે લાભકર ગણી શકાય એમ નથી.

રેશમ, ઊન કે સૂત્રનાં મૂલ્યવાન્ વસ્ત્રો, અને હીરા, માણિક્ય, મોતી ને સુવર્ણ આદિના અલંકારો પણ માત્ર અલંકારના પોષણદ્વારા મનુષ્યને ક્ષણિક આનંદ આપનારાં છે. અપવિત્ર, દુર્ગંધમય ને ક્ષણભંગુર શરીરને તેવાં વસ્ત્રો ને અલંકારોથી શણગારવાથી આત્માને કયો સ્થાયી લાભ પ્રાપ્ત થાય એમ છે? જો સ્થૂલશરીરના ક્ષણભંગુરપણાનો વિચાર કરી કલ્પનાવડે મૃત્યુનું દર્શન કરવામાં આવે તો એ સર્વ રસરહિતજ પ્રતીત થાય છે.

હે સુભાગ્યવાળા! સુંદરમાં સુંદર ગૃહોમાંથી પણ યમનું તેડું આવે નીકળ્યા વિના છૂટકો થતો નથી તો તે ગૃહોમાં પણ શામાટે રાગ રાખવો? ગામબહારની ફૂલવાડીઓ ને ખેતરો પણ આત્માના શરણરૂપ નથી, અર્થાત્ તે સર્વ પણ ખરા દુઃખની વેળાએ સાહાય્ય કરવાના સામર્થ્યવાળાં નથી, તો તેમાં પરમપ્રીતિ રાખીને મનુષ્યે પોતાનો કાળ વ્યતીત કરવો તે નિષ્ફળ છે.

હાથીઓ, અશ્વો ને અશ્વરથાદિ વાહનો પણ જ્યારે તેમના સ્વામીનું પોતાના સંબંધિજનોની કાંધે ચઢી સ્મશાનભણી પ્રયાણ થશે ત્યારે અહિંજ રહેવાનાં છે. હાથીઓ, ઘોડાઓ કે અશ્વરથાદિમાંનું કાંઇ પણ જીવની સાથે ચાલવાનું નથી, ત્યારે વિવેકી મનુષ્યે તેનાજ સ્મરણધ્યાનમાં કેમે કરીને પાછો ન મેળવી શકાય એવો સમય શામાટે વ્યતીત કરવો જોઇએ?

હે નિર્મળ વૃત્તિવાળા! દૂધપાક, બાસુદી, શીખંડ, કેરીનો રસ, પેંડા, લાડુ, જલેબી, સૂત્રફેણી ને પુરી આદિ નાનાપ્રકારના ભોજનના પદાર્થો, નાનાપ્રકારનાં શાકો, નાનાપ્રકારની-દાળો, સુંદર કઢી, સુગંધવાળો ઉત્તમ પ્રકારનો ભાત, નાનાપ્રકારનાં રાઇતાં, નાનાપ્રકારની ચટણીઓ, નાનાપ્રકારનાં અથાણાં, ભિન્ન ભિન્ન જાતના મુરબ્બા, ને સુંદર પાપડો આદિ મનુષ્યે પોતાની જીભને ઘણી વાર ચખાડેલાં છે, છતાં હજી તે જીભને તૃપ્તિ થઇ હોય એમ જણાતું નથી, માટે તે કૃતઘ્ની જીભના ગર્ભદાસ થઇ મનુષ્યે કયાંસુધી સંસારમાં ભ્રમણ કરવું? પ્રારબ્ધવશાત જે પવિત્ર ને પથ્ય આહાર મળે તે પરમાત્માના નૈવેદ્યરૂપ સમજી તેનું પ્રાણધારણમાટે પ્રયોજનજેટલું ભક્ષણ કરવું તેમાં જેવો આનંદ પ્રાપ્ત થાય છે તેવો આનંદ નાનાપ્રકારના રાજસતામસ આહારમાં થવો સંભવતો નથી, એ વિવેકીએ ન ભૂલવું જોઇએ.

અંતરિક્ષલોકના, સ્વર્ગલોકના, મહર્લોકના, જનલોકના, તપોલોકના ને સત્યલોકના ભોગો પણ કાળનું નિરવધિપણું વિચારતાં, અને સર્વ દશ્યને પરિણામી, પરાધીન, અપવિત્ર તથા અપકારક વિચારતાં, સુખરહિત પ્રતીત થાય છે. જગત્માં સર્વત્ર સ્થિત્યંતર ને વિનાશ જોવામાં આવે છે, કોઇ પણ પ્રાણિપદાર્થ અવિકારી ને સ્થાયી જોવામાં આવતો નથી. જે મનોહર ને રમણીય વૃક્ષની નીચે ભયંકર કાળો નાગ કરડવાને તત્પર થઇને પડેલો હોય ત્યાં કયો મનુષ્ય સુખથી વિશ્રાંતિ લઇ શકે?

કમળપત્રપર પડેલું ઝાકળનું ટીપું, કોઇ વેળા સાંજે પ્રતીત થતો સંધ્યાનો પ્રકાશ, અંધારી સ્વચ્છ રાત્રિએ આકાશમાં તારાઓ અને ગ્રહોની પ્રતીત થતી શોભા, પાણીઉપરના પાણીના પરપોટાની શોભા, ખીલેલાં સુગંધમય પુષ્પોની શોભા, અને વસ્ત્રપર ચઢાવેલા કાચા રંગની

શોભાના જેવું સર્વ દશ્ય પદાર્થોની શોભાનું ક્ષણભંગુરપણું વિચારતાં સ્વશરીરમાં અહંતામમતા ને બહારના દશ્ય પ્રાણિપદાર્થોમાં આરૂઢ મમતા કયો વિવેકી પુરુષ રાખે ? ધુમાડાના બાચકા ભરવાથી કે કોઇ મનુષ્યની પાસે સંખ્યાબંધ શૂન્યોનું લેણું કાઢવાથી શું હાથ આવવાનું હતું ? પાણીને વલોવવાથી જેમ તેમાંથી માખણ નીકળવાનો સંભવ નથી, જેમ કોઇ પણ કુશળ કારીગરથી ઠુંસાનું દોરડું થવાનો સંભવ નથી, કુશળમાં કુશળ ઘાંચીથી પણ રેતીમાંથી તેલ નીકળી શકવાનો સંભવ નથી, કુશકા ખાંડવાથી તેમાંથી દાણા નીકળવાનો સંભવ નથી, ઝાકળના પાણીથી કે મૃગજળથી કોઇ પણ મનુષ્યની તૃષા નિવૃત્ત થવાનો સંભવ નથી, ને મનોરાજ્યના કે સ્વપ્નના ભોજનના પદાર્થોથી કોઇ પણ મનુષ્યની વ્યાવહારિક ભૂખ દૂર થવાનો સંભવ નથી, તેમ દશ્ય પ્રાણિપદાર્થોના ઉપભોગથી પણ મનુષ્યને વાસ્તવિક શાંતિતૃપ્તિ થવાનો સંભવ નથી.

ઉત્તમ પ્રકારની મનોહર સામગ્રીથી ભરેલાં ઉંચાં ને વિશાળ ગ્રહો, સુંદર વાહનો, સુંદર વસ્ત્રો, સુંદર ઘરેણાં, આજ્ઞાપાળક ઉદ્યોગી ને પ્રામાણિક એવા પુષ્કળ સેવકો, મર્યાદાપૂર્વક વર્તનારા વિદ્વાન્ ને સદાચરણી પુત્રો, ને ચેતોહારી યુવતિઓથી મનુષ્યને જે સુખાનુભવ થાય છે, તેના કરતાં અસંખ્યગણો સુખાનુભવ વિવેકની વૃદ્ધિવડે એ સર્વ પદાર્થોની તૃષ્ણાનો હૃદયમાંથી ત્યાગ કરવાથી થાય છે. વિષયાનંદ દુઃખમિશ્ર, પરાધીન, અસત, અપવિત્ર, તુચ્છ ને બંધક છે, ને બ્રહ્માનંદ કેવળ સુખરૂપ, સ્વાધીન, સત્, પવિત્ર, મહાન્ ને બંધથી મુક્ત કરનાર છે. વિષયસેવન શાંતિતૃપ્તિનું કારણ નથી, પણ તૃષ્ણાની વૃદ્ધિદ્વારા તે અશાંતિ ને અતૃપ્તિનુંજ કારણ છે. વિષયસેવનથી પૂર્વે કોઇ ધરાયું નથી, વર્તમાનમાં કોઇ ધરાતું નથી, ને ભવિષ્યમાં કોઇ ધરાશે એમ માનવાને કોઇ યોગ્ય

પ્રમાણ મળતું નથી, માટે વિવેકીએ વિષયસેવનથી ઉપરામ પામવાનોજ પ્રયત્ન કર્તવ્ય છે.

હે ભલા સ્વભાવવાળા! શબ્દાદિ વિષયોની તૃષ્ણાનો ને જીવવાની તૃષ્ણાનો નિઃશેષ ત્યાગ કષ્ટસાધ્ય છે. અંતર્યામીની ને સદ્ગુરુની કૃપાવિના તથા પોતાના સદાગ્રહવાળા અડગ પુરુષપ્રયત્નવિના તે બન્ને પ્રકારની તૃષ્ણાનો નિઃશેષ ત્યાગ થઇ શકતો નથી.

હે નિઃશ્રેયસેચ્છો! ઉત્તમમાં ઉત્તમ ભોગ્ય પદાર્થો પણ ઉપભોગને અંતે મનુષ્યને નીરસ–ફીક્કા–પ્રતીત થાય છે, ને વિષયતૃષ્ણાની રહિતતાનો તો જેમ જેમ વધારે ઉપભોગ થતો જાય છે તેમ તેમ વિવેકી મનુષ્યને તે વધારે રસમય પ્રતીત થાય છે.

હે ભવભ્રમણથી થાકી ગયેલા! ગામ કે નગરની બહારનાં પવિત્ર એકાંતસ્થળો, ત્યાં આવેલાં પવિત્ર દેવમંદિરો, સુંદર વૃક્ષો ને ઝરણાંવાળા પવિત્ર પર્વતો, પવિત્ર વનો, પવિત્ર ઉપવનો, ને પવિત્ર નદીઓનાં તીરો, ત્યાંની ભૂમિની, જળની, વાતાવરણની ને આકાશની વધારે પવિત્રતા હોવાથી તે યોગ્ય અંતઃકરણમાં પરમશાંતરૂપ બ્રહ્મની વિશેષ સ્ફૂર્તિ કરે છે, તેથી અનુકૂળ બુદ્ધિથી ત્યાં જનારના તથા રહેનારના મનમાં તે સર્વ શાંતરસની જાગ્રતિ તથા વૃદ્ધિ કરવામાં હેતુભૂત થાય છે. સત્પુરુષોનું દર્શન તથા વિરાગબોધક શાસ્ત્રનું વાચન પણ મનુષ્યના હૃદયમાં શાંતરસની ઉત્પત્તિ તથા વૃદ્ધિ કરનાર ગણાય છે.

ચારે ભૂતોને તું આ પ્રતીત થતા ભૂતાકાશમાં વિલીન કર, તે ભૂતાકાશને તારા ચિત્તરૂપ આકાશમાં એટલે ચિત્તાકાશમાં વિલીન કર, ને તે ચિત્તાકાશને તું ચિદાકાશરૂપ બ્રહ્મ જે નિષેધ કરવાયોગ્ય સર્વના

અવધિરૂપ છે તેમાં વિલીન કરી મહાનિર્વેદવાળો થઇ પરમ સુખીઓ થા.

વિષયતૃષ્ણાને વશ થયેલો મનુષ્ય કંગાળ ભીખારી જેવો છે, ને વિરાગમાં પ્રીતિ રાખનારો મનુષ્ય ઉદાર મહાનૃપ જેવો છે.

હે ઉદારહૃદયવાળા! વિધિનિષેધનો વિચાર કર્યા વિના યોગ્યાયોગ્ય વિષયોના સેવનથી જે સુખ મેળવવું તે સુખ પશુને પ્રાપ્ત થતા સુખના જેવું છે; અંતઃકરણની યોગ્યતા વધારી વિધિનિષેધનો વિચાર કરી, વિહિત વિષયોના સેવનથી જે સુખ મેળવવું તે સુખ મનુષ્યને પ્રાપ્ત થતા સુખના જેવું છે; અંતઃકરણમાં સત્ત્વગુણ વધારી પ્રાપ્ત વિહિત સુખને પણ પરિમિતપણે ને ઉત્તમ પ્રકારે એટલે ઇંદ્રિયોને સંતોષવાને માટે નહિ, પણ અંતઃકરણને ઉજ્જવળ આનંદ આપી તેની યોગ્યતા વધારવાનો હેતુ ધ્યાનમાં રાખીને ભોગવવું તે સુખ દેવને પ્રાપ્ત થતા સુખના જેવું છે; અને ભોગ્ય પ્રાણિપદાર્થપર કૃપાદૃષ્ટિ વા વિશુદ્ધપ્રીતિ રાખી તેમાં રહેલા ઇશ્વરાંશના અનુભવવડે જે સુખ મેળવવું તે સુખ બાહ્યદૃષ્ટિએ ઇશ્વરને પ્રાપ્ત થતા સુખના જેવું છે. એ ચાર પ્રકારનાં ઉત્તરોત્તર ચઢતાં સોપાધિક સુખોથી નિરુપાધિક બ્રહ્મસુખ વિલક્ષણ ને પરમશ્રેષ્ઠ છે. તે સ્થિતિએ સુખ, સુખનું જ્ઞાન, ને સુખનો ભોક્તા એ ત્રિપુટી રહેતી નથી, પણ તે ત્રિપુટીથી રહિત અસંગ પરમાનંદરૂપ સ્થિતિ રહે છે. વિવેકીએ પોતાના ચિત્તમાં ઉત્તરોત્તર વિરાગની વૃદ્ધિ કરી આનંદની એ પાંચમી સ્થિતિ સંપાદન કરવાની છે.

હે વીર! આ લોક પરલોકના પ્રાણિપદાર્થની જે તૃષ્ણાએ આ જગતના મનુષ્યોના મોટા ભાગનો પરાજય કર્યો છે તે તૃષ્ણાનો તું જ્યારે નિઃશેષ પરાજય કરી શક ત્યારેજ તું પુરુષનામને યોગ્ય ગણાય. આકાશની

નિર્મળતા તથા સ્વસ્થતાથી પણ તારા ચિત્તની નિર્મળતા તથા સ્વસ્થતા અધિક થાય ત્યારેજ તારો પુરુષપ્રયત્ન સફળ થયો ગણાય.

આ સંસાર વસ્તુતાએ વંધ્યાપુત્રજેવો, મૃગજળજેવો, આકાશકુસુમજેવો, ને સસલાના શિંગડાજેવો છે, તેથી વિવેકી તેમાં આસક્તિ રાખતા નથી.

વિષયનું રાગપૂર્વક સ્મરણ કરી ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવવો તે સૂતેલા સાપને જગાડવાજેવું કર્મ છે એમ સમજી વિવેકીઓ કોઇ પણ વિષયનું રાગપૂર્વક સ્મરણ કરતા નથી. વળી વિષયસુખ ઉત્પત્તિ-વિનાશવાળું છે, તેથી પણ અનાદિઅનંતરૂપ બ્રહ્મસુખને ઇચ્છનારા પુરુષો તેમાં પ્રીતિ કરતા નથી.

હે તાત! વિષયોમાં દોષદર્શન દૃઢ થતાં વિષયેચ્છાનો અભાવ થાય છે. વિષયેચ્છાના અભાવથી ચિત્ત ઉપરામ થાય છે, ચિત્ત ઉપરામદશાને પામવાથી મનુષ્યને શાંતિનો લાભ થાય છે, ને તે શાંતિના લાભવડે પુરુષ દુઃખાભાવવાળી પરમાનંદમય સ્થિતિને અનુભવે છે.

હે ઉદાસીન! મનનું વિષયને આકારે થવું તે જીવની અધોગતિ કરનારું છે, ને મનનું બ્રહ્મને આકારે થવું તે જીવની છેવટની ઊર્ધ્વગતિ છે, માટે તે ઊર્ધ્વગતિને પ્રાપ્ત કરવા તું તારા મનને સર્વદા વિષયોથી વિમુખ કરતો રહેજે.

હે શાંત ચિત્તવાળા! ખાવાપીવામાં, ઓઢવાપહેરવામાં ને રહેવાના સ્થાનાદિમાં અર્થાત્ દેહનિર્વાહક સર્વ સામગ્રીમાં તું સાદાઇ રાખજે. રાગપૂર્વક કોઇ પણ ભોગની સામગ્રીના સંપાદનમાં કે ઉપભોગમાં તું પ્રવૃત્ત ન થજે. પરેચ્છાપ્રારબ્ધમાં ને અનિચ્છાપ્રારબ્ધમાં પણ નિષિદ્ધને દૂર કરવા જાગ્રતિ સેવજે. તુંજ તારી સર્વ પ્રવૃત્તિનો સાચો દ્રષ્ટા રહેજે.

તારા જેવા સજ્જનમાં દંભનો તો અવકાશ નજ હોય. તને જે જે પ્રવૃત્તિમાં રાગનું ભાન થાય તે તે પ્રવૃત્તિને તું રોકજે. જે જે પદાર્થ કે પ્રસંગ તારા ચિત્તમાં રજોગુણ કે તમોગુણની વૃદ્ધિ કરનાર જણાય તે તે પદાર્થથી કે પ્રસંગથી તું ઘણો દૂર રહેજે. અવિવેકી લોકો તારે માટે ગમે તેમ કહે તેની ચિંતા નહિ, પણ તને તારું અંતઃકરણ રાગી ન કહે તેનો વિચાર રાખજે. તારું પ્રબળ પ્રારબ્ધ હોય તેમ તારા શરીરની સ્થિતિ થાય તેમાં હાનિ નથી, પણ તારું મન સર્વદા મહાયોગીના જેવું અત્યંત નિર્લેપ જોઇએ. એક દિગંબર મનુષ્ય વાસનાવાળો હોઇ શકે, અને એક પાંચ વસ્ત્રો ધારણ કરનારો મનુષ્ય વિવેકના બળથી નિર્વાસનિક પણ હોઇ શકે. જેમ હાથ કોઇ ચીકણી વસ્તુને ખાધા વિના માત્ર તે ચીકણી વસ્તુને અડવાથીજ લેપવાળો થાય છે, ને જીભ તે ચીકણી વસ્તુને ખાધા છતાં પણ નિર્લેપ રહે છે, તેમ અવિવેકી વિષયના ઉપભોગવિના તેના સ્મરણમાત્રથી બંધન પામે છે, ને વિવેકી પ્રાપ્ત વિષયનો ઉપભોગ કરતો છતો પણ બંધન પામતો નથી. બંધમોક્ષ સૌ મનને અવલંબીને છે, માટે તું તારા મનને ઘણામાં ઘણું નિર્લેપ રાખજે."

આ પ્રમાણે શ્રીષડાનનને ઉપદેશ કરી ભગવાન્ દત્તાત્રેય મૌન ધારણ કરી પોતાના અંતઃકરણને બ્રહ્મમાં વિલીન કરતા હવા.

પછી શ્રીકાર્તિકેય એ ઉપદેશનું વારંવાર મનન કરી, વિષયોમાં અડગ દોષદર્શન કરી, પોતાની ઇંદ્રિયોને તથા મનને વિષયાનુરાગરહિત કરી, પરવૈરાગ્યને પામી, કૃતાર્થ થયા.

આ સર્વ સમજવું જેટલું સહેલું છે તેટલુંજ યથાર્થ આચરણમાં મૂકવું કઠણ છે. રાગના સંસ્કારો બળવાન્ થતાં અંતઃકરણમાં જ્યારે

વિષયતૃષ્ણાનો વેગ વધી તે હઠે ચઢે છે, ત્યારે બાળક[1] આદિ ચારની પેઠે તે પણ કેમે કરીને માનતું નથી. સાધકની સાવધાનતા, ધૈર્ય ને દઢતાની પરીક્ષા પણ તે વેળાએજ થાય છે. વિફરેલી મનોવૃત્તિ ક્રોધયુક્ત થયેલી કુભાર્યા[2]જેવી ક્રૂર છે, માટે તેને વશ કરવા સાધકે ઘણામાં ઘણી વીરતા ને જાગ્રતિ રાખવી જોઇએ. તેનાં ઘણાં છળબળને તેણે ઓળખવાં જોઇએ, ને તેના પ્રસંગમાં લેશ પણ ભોળો સ્વભાવ ન રાખવો જોઇએ.

જેમ પાન આદિ પદાર્થો જેમ જેમ પરભૂમિમાં જાય છે તેમ તેમ તેમનું મૂલ્ય વધે છે, તેમ સાધક પણ જેમ જેમ પરભૂમિ એટલે

---

૧ " આથ અણાથ ન જાણહીં, ચઢ્યાં હઠે જણ ચાર;
બાળક મંગણ રાજવી, લાડઘેલડી નાર. ૧ "

**ભાવાર્થ:**—બાળક, માગણ, રાજા ને પતિએ લાડ લડાવવાથી ઉન્મત્ત થયેલી સ્ત્રી આ ચાર જણાં જ્યારે હઠે ચઢ્યાં હોય ત્યારે હું જેની પાસે જે વસ્તુ માગું છું તે વસ્તુ તેની પાસે છે કે નહિ તેનો તેઓ વિચાર કરતાં નથી.

૨ " ટાઢી શીતળ વન દહે, જળ પથરા ભેરાય;
મે'લા રૂઠી જો કરે, સો દેવે ન કરાય. ૧
દંડત મહીપત શૂરકું, દંડત સબ સંસાર;
પંડતકું ખંડત કરે, મે'લા ચરિત અપાર. ૨ "

**ભાવાર્થ:**—ક્રોધયુક્ત થયેલી કુભાર્યા બહુ ટાઢી થઇને પણ વન બાળી શકે છે, ને જળજેવી થઇને પણ પથ્થરને વેરી શકે છે, રૂઠેલી કુભાર્યા જે કરે તે દૈવથી પણ થઇ શકતું નથી. ૧.

સ્ત્રીનાં ચરિત્ર અપાર છે, તે રાજાને, શૂરને તથા સંસારના સર્વ પુરુષોને દંડે છે, ને પંડિતને પણ ખંડિત કરી નાંખે છે. ૨.

વિરાગની ચઢતી ચઢતી ભૂમિકામાં પોતાના મનને જોડતો જાય છે, તેમ તેમ તેના અંતઃકરણની યોગ્યતારૂપ મૂલ્ય પણ વધતું જાય છે.[1]

જેમ જુવાનીમાં[2] પરદેશ જઇ દ્રવ્ય સંપાદન કરવામાં ન આવે તો જુવાનીના તે દિવસો નિરર્થક ગયા ગણાય છે, તેમ સારા સમાગમમાં રહી જો વિષયતૃષ્ણાને શાંત કરવામાં ન આવે તો જીવનના તે દિવસો પણ નકામા ગયાજ ગણવા જોઇએ.

સાધકે વિરાગવડે જો પોતાનો પરમાનંદ સ્વભાવ સંપાદન ન કર્યો તો તે વિરાગની ઉત્પત્તિ ને અનુત્પત્તિ સમાનજ છે.[3]

---

૧ " પાન પદારથ સુઘડ નર, વણતોળ્યાં વેચાય;
જ્યું જ્યું પરભોમ સંચરે, મૂલ્ય મોંઘેરાં થાય. ૧ "

**ભાવાર્થ:**—નાગરવેલનાં પાન, દક્ષિણાવર્ત શંખ ને એકમુખા રુદ્રાક્ષ આદિ પદાર્થો, અને ચતુર પુરુષ તોળ્યા વિના વેચાય છે. તે જેમ જેમ બીજા એટલે ગુણજ્ઞ પુરુષોના દેશમાં જાય છે, તેમ તેમ તેમનુ મૂલ્ય આકરું થતું જાય છે. ૧.

૨ " જોવણ દરવ ન ખટ્ટઆ, જો પરદેશાં જાંહી;
ગમિયા ઓહી દિહાડલા, મનખજમ્મારામાંહી. ૧"

**ભાવાર્થ**:—જુવાનીમાં પરદેશમાં જઇ જો દ્રવ્ય સંપાદન ન કર્યું તો મનુષ્યજન્મમાંના તે દિવસો વ્યર્થજ કાઢ્યા. ૧.

૩ " પુત્તે જાયે કવણ ગુણ, અવગુણ કવણ મુએણ;
જો બપ્પિકી ભૂંઇડી, ચંપી જઇ અવરેણ. ૧ "

**ભાવાર્થ:**—જો પોતાના (જીવના) બાપની એટલે આત્મસ્વરૂપની ભૂમિ ( સુખરૂપતા ) બીજાવડે ( વિષયાનુરાગવડે ) બળાત્કારે દબાવવામાં આવે તો પછી તે જીવને વિરાગરૂપ પુત્રના ઉપજવાથી કયો ગુણ છે? અને એવા નમાલા વિરાગરૂપ પુત્રના મરણથી જીવરૂપ બાપને અવગુણ પણ કયો છે? ૧.

જે કામાદિ વીર શત્રુઓના મસ્તકપર વસ્તુવિચારાદિ ખડ્ગ મારી તેમનો નાશ ન કર્યો, મનોરૂપ તીખા ઘોડાઉપર સ્વારી ન કરી, ને બ્રહ્મવિદ્યા તથા વિરતિરૂપ સ્ત્રી ગળે ન લાગી, તો તેવા મનુષ્યનું આ જગત્માં જન્મવું ને નહિ જન્મવું સરખાંજ છે.[1]

ઉપરના સર્વ લખાણનું વાચનમનન કરી, વિષયાનુરાગની નિવૃત્તિવડે અંતઃકરણની વિશુદ્ધિમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરી, ઇચ્છિતને પામી, કર્તવ્યના અવધિનો અનુભવ કરવા વેળાસર ભાગ્યશાળી થવાય એવી વ્યવસ્થા રાખતા રહેશો. ઇતિ. ૐ

## પત્ર ૧૪૪-૧૪૫.

* શુદ્ધસાત્ત્વિકીવૃત્તિરૂપ ગંગામાં સ્નાન કરી, અંતરાત્માથી અભિન્ન બ્રહ્મરૂપ વિશ્વનાથનાં દર્શન કરી, તેમને વિશુદ્ધ પ્રીતિરૂપ ચંદન, ત્રિપુટીરૂપ બીલીપત્ર, ને બુદ્ધિની સૂક્ષ્મતારૂપ પુષ્પ ચઢાવવાનો પ્રયત્ન થતો હશે.

૧૪૫. × અનન્યભક્તિની પ્રાપ્તિ કરવા ઇચ્છનારે બુદ્ધિની સૂક્ષ્મતા, બુદ્ધિની વિશુદ્ધિ, શબ્દાદિ વિષયોની તૃષ્ણાથી રહિતપણું, પ્રભુપરાયણપણું, દઢતા ને ચિત્તસંશોધન એ ગુણો અવશ્ય સંપાદન કરવા જોઇએ એ તમારા જાણવાબહાર નહિ હોય.

ભક્તિનિષ્ઠાની પરાકાષ્ઠાને પામેલા પવિત્ર હ્રદયનું આદરપૂર્વક અવલોકન કરવાથી ભક્તિનિષ્ઠાની પરાકાષ્ઠાએ પહોંચવા ઇચ્છનાર મનુષ્યને પોતાના માર્ગમાં આગળ વધવામાં ઉપયોગી થાય એવી કેટલીક નવી સામગ્રી મળી આવવા સંભવ છે એમ ધારી શ્રીરામચંદ્રભગવાનનો તથા ભક્તિનિષ્ઠાવાળી શબરીનો સંવાદ નીચેની પંક્તિઓમાં લખાયો છે.

---

૧ " ઇહિ જગિ જમ્મે ઉ ના જમ્મે, ભડસિરિ ખગ્ગુ ન ભગ્ગુ;
તીખા તુરી ન માણીઆ, ગોરી ગલઇ ન લગ્ગુ. ૧ "

મનુષ્યે પોતાના પૂર્વના અનેક જન્મોમાં જે ભાવના દૃઢ કરી હોય છે તે ભાવનાવાળો (રુચિવાળો) તે વર્તમાનમાં પ્રતીત થાય છે. જેણે પૂર્વના જન્મોમાં ન્યૂનાધિક અંશે ભક્તિભાવના દૃઢ કરી હોય છે તેને આ જન્મમાં ભક્તિમાં વધારે રુચિ રહે છે. તે ભક્તિની વિશુદ્ધિ કરવામાં પણ નીચેનો સંવાદ ઉપયોગી છે એ વિનાકહેજ વિવેકીને સમજી શકાય એવું છે.

ભક્તવત્સળ ને દીનબંધુ ભગવાન્ રામચંદ્રને શબરીએ પોતાના આશ્રમનો શોધ કરતા કરતા પોતાના આશ્રમભણી પધારતા જોયા કે તુરત તે પ્રેમાવેશથી વ્યાકુળ થઇ પ્રભુની સંમુખ બહુ ઉતાવળે ચાલી, અને ઘણીજ પ્રીતિથી તેણે તેઓશ્રીના ચરણકમળમાં સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા. પ્રભુએ કૃપા કરી પોતાના વરદ હાથ તેના મસ્તકપર તથા પીઠપર મેલ્યા. પછી પ્રભુના અલભ્ય દર્શનના લાભથી થયેલા આનંદવડે તેનું હૃદય ભરાઇ આવવાથી તેનો કંઠ રુંધાઈ ગયો, તેથી પ્રભુની સ્તુતિ કરવાની તેની બહુ ઇચ્છા છતાં પણ તે સ્તુતિ કરી શકી નહિ, ને માત્ર હાથ જોડીને હર્ષાશ્રુથી ભરેલાં નેત્રોવડે તે પ્રભુશ્રીના મુખારવિંદરૂપ શરદપૂનમના ચંદ્રનું ચકોરીની પેઠે દર્શન કરતી ઉભી રહી. કેટલીક ક્ષણો તેવી રીતે વ્યતીત થયા પછી સાવધ થઇ તેણે પવિત્ર જળથી પ્રભુશ્રીનાં ચરણકમળ ધોયાં, ને સ્વચ્છ વસ્ત્રવડે તેમને લુઇ નાંખી તેઓશ્રીને પવિત્ર આસનપર પધરાવ્યા. પછી પ્રભુએ ભક્તના ભવભયને હરનારા ને મધુર મંદ મંદ હાસ્યપૂર્વક શબરીને આ પ્રમાણે પૂછ્યું:—

"હે તપસ્વિનિ! કામ, ભય ને ચિંતા આદિ મનોવિકારો તારા તપમાં વિઘ્ન તો ઉપજાવતા નથી? તારો ક્રોધ તથા આહાર નિયમમાં આવી ગયેલા છે? પવિત્રતા તથા સંતોષ આદિ નિયમોનું પરિપાલન

તારાથી સુખપૂર્વક થઈ શકે છે ? શ્રીસદ્ગુરુની સેવાથી પ્રાપ્ત થતી ચિત્તની સ્વસ્થતા તને પ્રાપ્ત થઇ છે ?”

શબરી—“હે ભક્તવત્સળ પ્રભો ! આજ આપશ્રીના દર્શનથી મારો જન્મ સફળ થયો એમ હું માનું છું. શ્રીસદ્ગુરુની સેવા ને મારા યમ-નિયમાદિ પણ આજજ સફળ થયા એમ હું સમજું છું. મારા હૃદયના ઉંડાણુમાં રહેલા આપશ્રી આજ મારા નયનના વિષયરૂપ થયા છો, એ મારા મહાભાગ્યનાં વખાણ હું મારા મુખથી કરી શકતી નથી. મેં આજસુધી જે કાંઇ ધાર્મિક કર્મ કર્યું હતું તે માત્ર આપશ્રીના દર્શનમાટેજ કર્યું હતું. કોઇ મહર્ષિઓએ કેટલાક સમયપૂર્વે મને કહ્યું હતું કે પ્રભુશ્રી કૃપા કરીને અવશ્ય તારે આશ્રમે પધારશે. જ્યારથી આ વાત મેં સાંભળી ત્યારથી હું નિત્ય મોટી ઉત્કંઠાથી આપશ્રીની વાટ જોયા કરતી હતી. મને મારા મનમાં વારંવાર એમજ લાગ્યા કરતું હતું કે આ વચલો સમય શીઘ્ર જતો રહી તે સમય ક્યારે આવશે કે જ્યારે હું પરમપ્રીતિથી મારા પ્રિયતમ પ્રભુનાં નેત્ર ભરીને દર્શન કરીશ ? ક્યારેક ક્યારેક મારું મન મારે હાથ ન રહેતું ત્યારે હું આપના શુભાગમનને જાણવા કાગડાને પણ, તેને ભવિષ્યવેત્તા જાણી, આપશ્રીના આગમનના સમાચાર જાણવા, ઊડાડતી હતી. કયા માસની કઇ તિથિએ આપ પધારશો તે નક્કી નહિ છતાં હું મારા મનથી કોઇ માસની કોઇ તિથિને આપશ્રીના આગમનની તિથિ માની લઇ દિવસો ગણ્યા કરતી હતી. તે સમય ગયા પછી વળી બીજી તિથિનું અનુમાન કરી દિવસો ગણી મારો સમય વ્યતીત કરતી હતી. આપશ્રીના દર્શનવડે થનારી પરમાનંદની પ્રાપ્તિની વાટ હું બહુ ઉત્સાહથી જોયા કરતી હતી. ક્યારેક વનમાંના કોઇ ઉંચા ઝાડપર ચઢીને હું ઉત્તરદિશાભણી જોયા કરતી હતી કે મારા પ્રભુ

ક્યાંઇ આવતા દેખાય છે કે નહિ ? વાટ જોતાં જોતાં આપશ્રીનું આગમન નહિ જણાતાં શોકથી મારું હૃદય ભરાઈ આવતું. ને મારાં નેત્રોમાંથી આંસુઓની ધારા ચાલવા લાગતી. ક્યારેક આવા વિચારો પણ મારા મનમાં ઊભરાઇ આવતા કે જ્યારે હું મારા પ્રભુને મારા માની લીધેલા આશ્રમભણી આવતા જોઇશ ત્યારે હું પૂર્ણ પ્રેમથી તેઓશ્રીના સામી દોડી જઇ તેઓશ્રીનાં ચરણકમળમાં લપટાઇ જઇશ, ને ઘણા કાળના વિરહ-દુઃખની શાંતિ મારાં નેત્રોમાંથી નીકળેલાં હર્ષાશ્રુવડે તેઓશ્રીનાં ચરણ-કમળ ધોઇને કરીશ. આ વેળા આનંદવડે મારું હૃદય કેટલું બધું વિકાસ પામશે ? મારા હૃદયની વાતો પ્રભુશ્રીને નિવેદન કરવાથી મને કેટલો બધો આનંદ થશે ? મારી પાસે જે જે સારું સારું ખાવાપીવાનું હશે તે સર્વ હું બહુ ભાવથી પ્રભુશ્રીને ધરીશ, ને મારા હૃદયને તથા નેત્રને તેઓશ્રીના દર્શનવડે હું ઠંડાં કરીશ. આપશ્રીને માટેજ મેં આ મધુરરસવાળાં, સુંદર ને પવિત્ર ફળ, મૂળ ને કંદ વીણી વીણીને રાખી મૂક્યાં છે, તે આપ કૃપા કરીને આરોગો."

**શ્રીરામચંદ્રે શબરીના** હૃદયનો શુદ્ધભાવ જોઇ તે ફળ આદિને વારંવાર વખાણીને તેનું ભક્ષણ કરી આચમન કર્યું. પછી બે હાથ જોડીને વિનય ને દીનભાવથી પોતાની સંમુખ બેઠેલી શબરીને પ્રભુશ્રીએ નીચે પ્રમાણે કહ્યું:—

" હે ચારુભાષિણિ ! તારા હૃદયના વિશુદ્ધભાવથી ને તારી આ સેવાથી હું તારા ઉપર બહુ પ્રસન્ન થયો છું. હવે તારે કાંઇ પણ કહે-વાનું હોય તો તે કોઈ પણ પ્રકારની શંકા કે ભય રાખ્યા વિના પ્રસન્ન મનથી મને કહે, અથવા તારે કાંઇ માગવું હોય તો તે પણ મારી પાસેથી સુખેથી માગ, કેમકે મને મારા ભક્તોમાટે કાંઇ પણ અદેય નથી. "

શબરી–" હે પરમપ્રિય પ્રભો ! જ્યારથી મેં આપશ્રીનાં ચરણ-કમળમાં સંપૂર્ણ વિશ્વાસથી પરમપૂજ્યભાવ ને પરમપ્રીતિ રાખવા માંડ્યાં છે ત્યારથી આપ જ્ઞાનસ્વરૂપ હોવાથી મારી બુદ્ધિ ઉત્તરોત્તર વધારે વિકાસ પામવા માંડી છે એમ મને સમજાય છે. હે દુર્વિજય પ્રભો ! આપશ્રીની અગાધ કૃપાના પાત્ર મનુષ્યોજ આપશ્રીને યથાર્થ ઓળખી શકે છે. જેઓ પોતાના અંતઃકરણના અનધિકારથી આપ-શ્રીની કૃપાને પાત્ર થઇ શક્યા નથી તેમાંના કોઇ મનુષ્યો આપ મનુ-ષ્યાકારે પ્રતીત થતા હોવાથી આપને પોતાના જેવા સામાન્ય મનુષ્ય ધારે છે, તો કોઇ મનુષ્યો આપને પોતાનાથી શ્રેષ્ઠ મનુષ્યરૂપે જાણે છે, તો વળી કોઇ આપનો સાત્ત્વિકભાવ જોઇ આપને દેવરૂપે જાણે છે, પણ તેઓ આપને પરમેશ્વરરૂપે જાણી શકતા નથી, ને તેથીજ આપના વચનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખી શકતા નથી. હે કારુણ્યનિધે ! આપશ્રીના વચનમાં જે મનુષ્ય સંપૂર્ણ સત્યતાનો નિશ્ચય રાખે છે તેજ મનુષ્ય શીઘ્ર સર્વ દુઃખોના પારને પામી પરમસુખીઓ થાય છે એમ મને મારા અનુભવપરથી સમજાયું છે, પણ શોકની વાત છે કે પ્રબળ પાપસંસ્કારોને વશ વર્તતા મનુષ્યો પોતાના મનના કથનને જેટલું સત્ય માને છે, તેટલું સત્ય આપશ્રીના વચનને માનતા નથી. જે આપશ્રીને નિમિત્તે દ્રવ્યાદિ વાપરે વા શરીરવડે આપશ્રીની સેવા કરે તેનેજ હું આપશ્રીનો વાસ્તવિક ભક્ત માનતી નથી, પણ જે મનુષ્ય આપને જે સ્વભાવ પ્રિય નથી તે સ્વભાવનો વિષની પેઠે ત્યાગ કરે તેનેજ હું આપનો સાચો ભક્ત માનું છું. આપશ્રીનાં ચરણા-રવિંદમાં સંપૂર્ણ શ્રદ્ધા હોય તો આપશ્રીની અલૌકિક કૃપા દુઃખનિવૃત્તિ, શાંતિ, સુખમયતા ને પરિતૃપ્તિ એ ચાર સખીઓને પોતાની સાથે લઇને તે મનુષ્યના હૃદયમાં આવીને અવશ્ય વાસ કરે છે. હું સર્વથા અનધિકારી

છું, છતાં કોણ જાણે શા કારણથી આપશ્રીની કૃપા મેળવવાની મારા મનમાં સર્વદા બહુજ ઉત્કંઠા રહ્યા કરે છે. મારા જેવી અપાત્રપર કૃપા કરવી કે કેમ? ને કરવી તો તે ક્યારે? તથા કેટલી કૃપા કરવી? તે કેવળ આપશ્રીનેજ અધીન છે, તોપણ આપશ્રીનાં ચરણકમળમાં પરમપ્રીતિ ને પરમપૂજ્યભાવ રાખવાં એ જો હું ન ભૂલતી હોઉં તો સર્વથા મારે અધીન છે. આપશ્રીની અનન્યભક્તિ ને કૃપાવિના મારે બીજું કાંઇ પણ માગવાનું નથી. આપશ્રીમાં મન લગાડ્યા પછી મારા જેવાને બીજું માગવાની ઇચ્છાજ ક્યાંથી પ્રકટે?"

**શ્રીરામચંદ્ર**—"શબરિ! તું નિઃશંક થા, તારા ઉપર મારી પૂર્ણ કૃપા છે. તારા જેવી અનન્યભક્તિવાળીઉપર મારી કૃપા શામાટે ન થાય? હું વર્ણ, આશ્રમ, કુળ, વય, વિદ્યા, ધન, સત્તા કે રૂપ આદિને જોઇને પ્રસન્ન થતો નથી, પણ મનુષ્યના હૃદયની અડગ વિશુદ્ધપ્રીતિ જોઇને, એવી પ્રીતિ મારું સ્વરૂપ હોવાથી, હું પ્રસન્ન થઉં છું. તારા હૃદયમાં મારી અવ્યભિચારિણી અનન્યભક્તિ છે, તેથી એ ભક્તિવડે હું તારા ઉપર પૂર્ણ કૃપા રાખું એમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. આદરપૂર્વક મારું પૂજન કરવાનો સ્વભાવ પાડવાથી મનુષ્યને મારું સ્મરણ કરવાનો સ્વભાવ પ્રાપ્ત થાય છે, મારું સ્મરણ કરવાનો સ્વભાવ પ્રાપ્ત થવાથી તેને મારું ધ્યાન કરવાનો સ્વભાવ પ્રાપ્ત થાય છે, ને મારું ધ્યાન કરવાના સ્વભાવની પ્રાપ્તિવડે મનુષ્ય મારી કૃપા મેળવવા ભાગ્યશાળી થાય છે."

શબરી—"પૂર્ણ કૃપા! મારા જેવી અતિહીનકુળમાં ઉત્પન્ન થયેલી, અપવિત્ર શરીરવાળી, સ્ત્રીજાતિ હોવાથી અધમ, અરણ્યમાં રહેનારી, ને વિવેકવિદ્યાદિહીન ભીલડીઉપર આપની પૂર્ણ કૃપા! હું જાગું છું કે સ્વપ્નમાં છું તેની મને શંકા થાય છે. આપશ્રીના મુખારવિંદમાંથી નીકળેલા

શબરિ! ને પૂર્ણ કૃપા એ ઉન્માદોત્પાદક શબ્દોએ મારા કાનદ્વારા મારા હૃદયમાં પ્રવેશ કરી મારા હૃદયને આનંદના ઊભરાથી ભરી દીધું છે. મારા જીવનની આ ક્ષણુજ મને સર્વથા ધન્યવાદને પાત્ર જણાય છે. મારા આ જીવનમાં મેં કદીપણ નહિ જોયેલો એવો આ સુખદ સમય છે. આપશ્રીનાં સર્વ મધુર વચનો મને પ્રિય લાગે છે, પણ આજે આપશ્રીએ ઉચ્ચારેલાં શબરિ! આ સંબોધન ને પૂર્ણ કૃપા એ શબ્દો મને બહુજ મધુર ને પ્રિય લાગ્યા છે."

શ્રીરામચંદ્ર—"હે વિવેકવતિ! હોકાયંત્રમાંનો ઝીણી અણીવાળો કાંટો જેમ સર્વદા ઉત્તરદિશાભણીજ રહે છે, તેને મનુષ્યો ગમે તેટલો ફેરવે તોપણ જે વેળા તેને ફેરવવાનું કામ તેઓ બંધ કરે કે તુરત તે પાછો ઉત્તરદિશાભણીજ પોતાનું મુખ કરી દે છે, તેમ તું તને પ્રાપ્ત થતી અનુકૂળ ને પ્રતિકૂળ સર્વ સ્થિતિમાં સર્વદા મારી ભક્તિમાંજ અડગપણે તત્પર રહે છે, તેથી હું તારા ઉપર બહુ પ્રસન્ન છું. સૂર્ય જેમ વાવાઝોડાની લેશ પણ પરવા નહિ કરતાં સર્વદા સમયસર પૂર્વદિશામાં ઉદય પામે છે, ને આકાશમાં પોતાને જે માર્ગે ગમન કરવાનું હોય છે તે માર્ગે તે કાંઇ પણ ભય પામ્યા વિના ગમન કરે છે, તેમ તું પણ જગત્‌ની લેશ પણ પરવા રાખ્યા વિના નિરંતર એકનિષ્ઠાથી વિધિવત્ મારી ભક્તિ કરતી રહે છે, તેથી મારું અંતઃકરણ તને જોઇને બહુ સંતોષાનુભવ કરે એ સ્વાભાવિકજ છે. પુરુષની છાયા જેમ કોઇ પણ પ્રકારની આનાકાની કર્યા વિના તે પુરુષના સ્થૂલશરીરને અનુસરે છે, તેમ મારા અનન્યભક્તો કોઇ પણ પ્રકારના મમતવિના મારી આજ્ઞાને અનુસરે છે. તેમણે સર્વદા મને પ્રસન્ન કરવામાં તથા પ્રસન્ન રાખવામાંજ પોતાનું હિત માન્યું છે, તેથી તેમની હું ગમે

તેની કસોટી કરું તોપણ તેઓ મારાથી વિરુદ્ધ થવાનો વિચારસરખો પણ નથી કરતા. મારા અનન્યભક્તો મારા માહાત્મ્યજ્ઞાનપૂર્વક જો મારું દર્શન કરે તો તેઓ યોગ, યજ્ઞ, જપ કે તપવિના પણ તેમના સ્વાભાવિક સ્વરૂપને એટલે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપને સંશય-વિપર્યયથી રહિત જાણી આ દુઃખરૂપ ભવસાગરનો પાર પામે છે."

શબરી—" હે દીનબંધો ! હે દીનનાથ ! હે અશરણશરણ ! હે કૃપાસાગર ! અત્યંત મંદમતિવાળી હું આપની કેવી રીતે સ્તુતિ કરું ? મારું હૃદય ને મારી વાણી સંસ્કારી નહિ હોવાથી તે આપશ્રીની પવિત્ર સ્તુતિ કરવામાં શી રીતે યોગ્ય ગણાય ? આમ હોવાથી કેવળ આપની ઉદારતાના ને ગુણગ્રાહકતાના વિચારનેજ મારા મનમાં પ્રધાન-પણે સ્થિર કરી હું મારું હૃદય આપશ્રીને અર્પણ કરવાયોગ્ય ધારતી નથી, તોપણ અન્ય યોગ્ય સામગ્રીને અભાવે બીતી બીતી હું મારું હૃદયજ આપશ્રીને અર્પણ કરું છું. હે પ્રભો ! આપજ મારા સાચા હિતેચ્છુ, પાલક ને સગા છો. આપવિના આ પૃથિવીપર કે પરલોકમાં કોઇ પણ પ્રાણી મારું સાચું હિતેચ્છુ, રક્ષક કે સગુંવહાલું હોય એમ મને જણાતું નથી. વાયુને વશ વર્તતાં વાદળાં જેમ આકાશમાં રૂપાંતર પામ્યા કરે છે, તથા વિનાશ પામે છે, તેમ કર્મને વશ વર્તતા પ્રાણિ-પદાર્થો આ સંસારમાં સ્થિત્યંતર પામ્યા કરે છે, ને વિનાશ પામતા પ્રતીત થાય છે. કોઇ પ્રાણિપદાર્થ સ્થિત્યંતરરહિત કે અવિનાશી જોવામાં આવતો નથી. આવાં સગાંવહાલાં, અન્ય પ્રાણીઓ, ને પદાર્થો મારા વાસ્તવિક આધારરૂપ શી રીતે સંભવે ? અપરિણામી, અનાદિ ને અનંત જે પરમાત્મા તેજ મારો વાસ્તવિક આધાર છે એમ મને આપશ્રીની કૃપાથી હવે સમજાયું છે."

**શ્રીરામચંદ્ર**—" હે શુદ્ધ હૃદયવાળી ! તારા ભક્તિભાવની સીમા નથી. તારું હૃદય વિશુદ્ધપ્રીતિથી ભરેલું હોવાથી સર્વદા વખાણવાયોગ્ય છે, તારા હૃદયમાં ઔદાર્ય હોવાથી તારા હૃદયમાં વિશુદ્ધપ્રીતિનો પૂર્ણ વિકાસ થયો છે, ને તેથી વિશુદ્ધપ્રીતિની સાથે રહેનારી સર્વ શુભ કળાઓ તારા હૃદયમાં પૂર્ણપણે પ્રકાશી રહી છે. અલ્પજ્ઞ મનુષ્યને હાથે ભૂલ થવી સ્વાભાવિક છે એમ સમજી હું મારા ભક્તોની ભૂલોભણી કદીપણ દૃષ્ટિ કરતો નથી, પણ તે મને પ્રાપ્ત કરવામાટે કેટલો બધો પ્રયત્ન કરે છે તેજ માત્ર હું જોઉં છું."

**શબરી**—" હે કરુણાનિધિ ! આપ આ સર્વ આપની મોટાઈ-સામું જોઈને બોલો છો. જીવો જ્યારે બીજા મનુષ્યાદિના દોષો જોવા-માંજ કુશળ જણાય છે, ત્યારે આપ બીજા મનુષ્યાદિનો કાંઈ પણ અલ્પ ગુણ હોય તો તે જોવામાંજ કુશળ પ્રતીત થાઓ છો. આપશ્રીનો આ મહાન્ શુભગુણ મને છક કરી નાંખે છે. મારામાં કોઈ પણ પ્રકારની યોગ્યતા હોવાનો સંભવ મને પ્રતીત થતો નથી, ને કદાચ કાંઈ પણ યોગ્યતા મારામાં આવી હશે તો તે માત્ર આપશ્રીના કૃપા-કટાક્ષથીજ આવી હશે. કૃપાનાથ ! મારી પૂર્વ સ્થિતિની કથા સાંભળો. મારું મન પહેલાં સાધારણ વાતમાં પણ બહુ લાગણીવાળું હતું,—સાધા-રણ વાતમાં પણ મારા મનને બહુ લાગી આવતું, ને સાધારણ અનુ-કૂળ કે પ્રતિકૂળ પ્રસંગને પણ બન્ને બાજુનો પૂરતો વિચાર કર્યા વિના હું મોટું રૂપ આપી દેતી, ને તુરત પ્રસન્ન કે અપ્રસન્ન થઈ જતી. પછી મેં વિચાર્યું કે જ્યાંસુધી મારું મન આવું સાંકડું ને અસહનશીળ રહેશે ત્યાંસુધી હું પ્રભુની કૃપાને પાત્ર થઈ શકીશ નહિ, તેથી મેં આપના પૂજન ને સ્મરણધ્યાનપૂર્વક મારા મનની આવી દુષ્ટ તીવ્ર

લાગણીને ન્યૂન કરવાનો પ્રયત્ન પ્રારંભ્યો. મેં વિચાર્યું કે હું ધીરજથી બંને બાજુનો પૂરતો વિચાર કર્યા વિના ઉતાવળથી અયોગ્ય બોલી દઉં છું, વા અયોગ્ય પ્રવૃત્તિ કરી દઉં છું, તે યોગ્ય થતું નથી, ને તેથી પરિણામે મને તથા અન્યને નકામો ખેદ થાય છે. મારે જો મારા પ્રભુને પ્રસન્ન કરવા છે તો મારે મારો આ કુસ્વભાવ અવશ્ય છોડી દેવો જોઇએ. દ્વિજકન્યા પરણે છે ત્યારે તે પોતાના પિતાના ગોત્રનો તથા ઘરનો ત્યાગ કરી પોતાના પતિના ગોત્રને તથા પતિના ઘરને પોતાનું ગોત્ર તથા ઘર માને છે, તો મારે પણ હવે સંસારી મનુષ્યોના જેવા સ્વભાવનો ત્યાગ કરી પ્રભુના પક્ષમાં ભળી પ્રભુના જેવોજ સ્વભાવ રાખવો જોઇએ. આમ વારંવાર વિચાર કરી મનોબળ વધારવાથી તથા જ્યારે જ્યારે ભૂલ થતી ત્યારે ત્યારે પશ્ચાત્તાપપૂર્વક જપ આદિ પ્રાયશ્ચિત્ત કરવાનો નિયમ રાખવાથી હવે હું બન્ને બાજુને સારી રીતે જોઇ પછી કરવાયોગ્ય નિશ્ચય કરું છું, તથા બોલવાયોગ્ય બોલું છું, તેથી મારા મનનું દુઃખ દૂર થયું છે, ને મારાથી હવે અન્ય મનુષ્યોને અન્યાય ન મળવાથી તેમને પણ મારા ભણીથી દુઃખ થતું નથી. આગળ સાધારણ પ્રતિકૂળ પ્રસંગમાં પણ મારાં નેત્રોમાં આંસુ ભરાઇ આવતાં. હૃદય ભરાવાથી ઉપજેલો શોક નરમ થાય છે, કંઠ રૂંધાવાથી તે નરમ થયેલો શોક ઓગળે છે, અને નેત્રોમાંથી આંસુઓ પડવાથી તેની સાથે તે નરમ થયેલો શોક પ્રવાહિરૂપ થઇ હૃદયમાંથી બહાર નીકળી જાય છે, ને તેથી મન હલકું થઇ જાય છે, એમ મને અનુભવાતું, પણ તુચ્છ વાતમાં મનને શોકયુક્ત કરવું તેમાં મૂર્ખાઇ છે, એમ મને પછીથી સમજાયું. પછી મેં વ્યવહારની સાધારણ પ્રતિકૂળતાઓમાં માઠું લગાડવાનો, રોવાનો કે શોક કરવાનો સ્વભાવ ક્રમથી

મૂકી દીધો, ને માત્ર આપશ્રીના વિરહાદિથી જે શોક ઉત્પન્ન થાય તેને બહાર કાઢવામાં ઉપર જણાવેલી ક્રિયાનો ઉપયોગ અનાયાસે થઇ જતો. આમ થવાથી મારા ચિત્તની શાન્તિમાં વધારો થયો. આગળ હું મારી સાધારણ ભક્તિને બહુ મોટું રૂપ આપતી, ને હું પ્રભુની અનન્યભક્ત છું એમ માની લેતી, પણ આપની કૃપાનાં કિરણોનો પ્રકાશ મારા હૃદયપર જેમ જેમ વધારે પડતો ગયો તેમ તેમ મને સમજાવા લાગ્યું કે આ તર્કટી મન મને ઠગે છે. મારે જો પ્રભુશ્રીનો સાક્ષાત્કાર ને તેઓશ્રીના ધામની પ્રાપ્તિ કરવી છે, તો મારે કોઇ પણ પ્રાણિપદાર્થને પ્રભુશ્રીથી વધારે પ્રિય નજ માનવો જોઇએ. હું કયારેક કોઇ પ્રાણિપદાર્થ-ને પૂરો વિચાર કર્યા વિના પરમપ્રિય વા પરમસ્નેહી માનું છું, વા તેમ કહી બતાવું છું, આ મારી મોટામાં મોટી ભૂલ છે. હજી મને દ્રવ્યમાંથી ઉપભોગના પદાર્થોમાંથી, ને નિકટનાં સગાંવહાલાંમાંથી પણ આરૂઢ પ્રીતિ દૂર થઈ નથી, તો પછી મારા સ્થૂલશરીરમાંથી મારી આરૂઢ પ્રીતિ દૂર થઇ હોય એમ મારે માની લેવું એ મારી મૂર્ખતાજ છે. આ મન મહાધૂર્ત ને કૃતઘ્ની છે, માટે હવે તેના કહેવાઉપર લેશ પણ ધ્યાન ન આપતાં ધીરજથી પૂર્ણ વિચાર કરી મારા કર્તવ્યમાં જયાં જયાં ન્યૂનતા રહેતી હોય ત્યાં ત્યાં તે ન્યૂનતા મારે દૂર કરવી. પછી મારા હૃદયની વૃત્તિઓને મેં સૂક્ષ્મદૃષ્ટિએ જોવા માંડી, ને તે જે જે પ્રાણિપદાર્થમાં પ્રીતિયુક્ત લાગેલી જણાઇ તે તે પ્રાણિપદાર્થમાંથી તેને પાછી ખેંચી આપશ્રીનાં ચરણકમળમાં જોડવા માંડી. આમ કરવામાં પ્રથમ તો મને બહુ શ્રમ જણાવા લાગ્યો, ને મન તથા ઇંદ્રિયોના મોટા મોટા ક્ષોભોને ધૈર્ય તથા સાવધાનતાથી શમાવવા પડયા. વિવેકપૂર્વક આ પ્રયત્ન સતત ચાલતો રહેવાથી ક્રમપૂર્વક સર્વ પ્રાણિપદાર્થમાં રહેલા અંતઃકરણના

પ્રીતિવાળા વેગો શાંત થયા, ને તે સર્વ વેગો આપશ્રીનાં ચરણકમળ-પ્રતિ પરમપ્રીતિપૂર્વક અનાયાસે ચાલવા લાગ્યા. મારી આવી સ્થિતિ થઇ ત્યારે મારું મન બહુ પ્રસન્નતા અનુભવવા લાગ્યું. મારી પ્રભુભક્તિ દૃઢ થયેલી જણાવા લાગી. મારી ભક્તિની દૃઢતા વધવાથી હવે મારી સમીપ કોઇ પણ મનુષ્ય પ્રભુની કે સત્શાસ્ત્રની વિરુદ્ધ બોલી શકતું નથી. 'અરે ! આ જગત્માં મારું કોઇજ નથી', આવો વિચાર જ્યારે જ્યારે આગળ મારા મનમાં આવતો ત્યારે ત્યારે મારું કોમળ હૃદય ચીરાઇ જતું હોય એમ મને જણાતું. નિરાધારના સમર્થ આધારરૂપ આપનો જ્યારથી મને આશ્રય મળ્યો ત્યારથી એ વિચાર હવે મને સ્વપ્નમાં પણ આવતો નથી, ને તેથી મને દુઃખાનુભવ પણ થતો નથી. હું આશોસુદિ પૂનમની મધ્યરાત્રિ ભૂલી ગઇ નથી, કે જે વેળાએ આપશ્રીએ નિર્હેતુક કૃપા કરી મારા હૃદયના ઊંડાણમાં રહી મને સૂચવ્યું હતું કે 'હે સુભાગિનિ ! વિશુદ્ધપ્રીતિરૂપ—ભક્તિરૂપ–ભવાંધકારના નિવારક દીપકમાં તું વિશુદ્ધસ્નેહરૂપ દિવ્ય ઘૃત વારંવાર પૂર્યા કરજે, અને વિપત્તરૂપ પ્રબળ વાયુથી તું તેનું નિરંતર રક્ષણ કર્યા કરજે, નહિ તો તે દીપક ઓલાઇ જશે.' આપશ્રીની આ આજ્ઞાને હું નિરંતર બહુ આદરપૂર્વક સાવધાનતાથી પાળું છું, તેથી મારું હૃદય હવે ડોળાઇ જતું નથી, ને તે પૂર્વે નહિ અનુભવેલા કોઇ અકથ્ય આનંદનો અનુભવ કરે છે. હું જે જે જોતી, ને જે જે સાંભળતી, તેમાંથી આપશ્રીનાં ચરણારવિંદમાં મારી ભક્તિ વધે એવો બોધ મારા હૃદયમાં ગ્રહણ કરતી હતી. એક વેળા વનમાં મેં મોટાં ઝાડોની પાસે રહેલા એક નાના ઝાડને જોયું. તે પાસેનાં મોટાં વૃક્ષોની પેઠે આચ્છાદનરહિત અવકાશમાં જઇ સૂર્યનાં કિરણોને પોતાની ડાળો ને પાંદડાંની ઉપર પાડવા ઇચ્છતું

હોય એમ મને જણાયું, તથા તે પોતાની એ ઇચ્છાને સફળ કરવા નિત્ય પ્રયત્ન કરતું હોય એવું પણ મને ભાન થયું. કેટલોક સમય વીત્યા પછી મેં પુનઃ ત્યાં જઇને જોયું તો તે નાનું ઝાડ વાંકુંચુંકું થઇને પણ આચ્છાદનરહિત અવકાશમાં પહોંચી સૂર્યનાં કિરણોવડે પોતાનાં પાંદડાંઓને અને ડાળોને પ્રકાશમય કરી રહ્યું હતું. આ જોઇને મેં વિચાર્યું કે મનુષ્ય સંસારની ગમે તેટલી વિટંબણાઓમાં હોય તોપણ જો તે પરમાત્માને પ્રાપ્ત કરવામાટે શુદ્ધભાવથી પ્રયત્ન કરે તો તે અવશ્ય પરમાત્માને પ્રાપ્ત થઇ શકે છે. પછી મેં મારી ભક્તિને વિશેષ દૃઢ કરવા પુનઃ નવા ઉત્સાહપૂર્વક પ્રબળ પ્રયત્ન પ્રારંભ્યો. મેં એક વેળા એક ખાબોચિયાનું પાણી સુકાઇ જવાથી તેના તળીઆની ભૂમિમાં મોટા મોટા ચીરાડા પડેલા જોયા. તે જોઈ મને એમ લાગ્યું કે પોતાના જીવનરૂપ જળ સુકાવાથી આ જડ ભૂમિમાં પણ ચીરાડા પડ્યા છે, પરંતુ મારા હૃદયમાં મને પ્રભુનો વિયોગ છતાં હજી ચીરાડા પડ્યા હોય એવું જણાતું નથી, તેથી મારા વજ્રજેવા કઠણ ને પ્રેમશૂન્ય હૃદયને ધિક્કાર છે. એક માછલાને મેં જળને વિયોગે તરફડતું જોયું ત્યારે મને લાગી આવ્યું કે આ માછલું પોતાના પ્રિય જળને વિયોગે આટલું બધું તરફડે છે પણ હું તો પ્રભુને પરમપ્રિય માનતાં છતાં પણ તેમના વિયોગે આટલી બધી તરફડતી નથી. ગઇ વસંતઋતુમાં એક વેળા સૂર્યોદયસમયે એક તળાવમાં મેં અનેક કમળોને પ્રફુલ્લિત થયેલાં જોયાં, ને ગઇ શરદપૂનમની રાત્રે એક તળાવમાં મેં અનેક પદ્મિનીઓને પ્રફુલ્લિત થયેલી જોઇ, ત્યારે મારા મનમાં સ્ફુરી આવ્યું કે પ્રભુનાં દર્શનથી પ્રભુના ભક્તોનાં હૃદયો પણ આવીજ રીતે વિકાસ પામતાં હશે. આ વનમાં ભ્રમણ કરતાં મેં એક વેળા એક વૃક્ષની સાથે સુદૃઢ ચૂડ ભરાવીને તેને વીંટાઇ ગયેલી તથા તે વૃક્ષના રસન

આધારે પોતાનું જીવન નભાવતી એક લતાને જોઇ ત્યારે મારા મનમાં સ્ફુરી આવ્યું કે પરમાનંદરૂપ પરમાત્માના સ્વરૂપની સાથે ભક્તજનની મનોવૃત્તિ પણ આવીજ રીતે સુદૃઢ આલિંગનવાળી જોઇએ, ને તેમના આધારે તેણે પોતાનું જીવન નભાવવું જોઇએ. ધૂળધોયો જેમ રાખમાંથી સોનું શોધી કાઢે તેમ હું પણ સાધારણ વાતો કે પ્રતિકૂળ વાતો સાંભળું તેમાંથી પણ આપના મહિમાને વા મારા કર્તવ્યને શોધી કાઢતી. આપશ્રીના ચરણકમળમાં મારી વિશુદ્ધપ્રીતિનો વધારો થાય એવાં પુસ્તકો વાંચવાં તથા એવી વાતો સાંભળવી મને બહુ ગમતી, ને ઘણી વેળા મારા હૃદયમાં આવેશ પ્રકટવાથી હું મારા શરીરનું ભાન ભૂલીને તેવાં પુસ્તકો વાંચતી, વા તેવી વાતો સાંભળતી. કોઇ કોઇ વેળા આપશ્રીના વિરહના વિચારથી (અરેરે! હજીસુધી મને પ્રભુશ્રીનો સાક્ષાત્કાર ન થયો એવા વિચારથી) મારું મન બહુ ભરાઇ આવતું ત્યારે જો મારાથી બની શકે તો હું મારા જેવા વિચારવાળા ભક્તોની પાસે જતી, ને તેમની આગળ આપશ્રીના મહિમાની વાતો કરીને વા તેમની પાસેથી આપશ્રીના અગાધ મહિમાની વાતો સાંભળીને હું મારા હૃદયપરનો ભાર ઓછો કરતી, ને મારા દુ:ખી હૃદયને આશ્વાસન આપતી. ક્યારેક મારા હૃદયને આપશ્રીના મહિમાનું વિશેષ ભાન થવાથી આપશ્રીના મહિમાવિષે હું ભજન જોડી કાઢતી, ક્યારેક આપશ્રીમાં વધારે પ્રીતિ રાખવા હું મારા હૃદયને ઉપદેશ કરતી હોઉં એવા ભાવનું ભજન જોડી કાઢતી, ને ક્યારેક હું મારા મનને તથા ઇંદ્રિયોને સર્વ પ્રકારે નિર્દોષ પ્રવૃત્તિ કરવાના બોધનું ભજન જોડી કાઢતી. આવાં ભજનો જોડવાથી મારા હૃદયમાં શાંતિનું વિશેષ ભાન થતું. કોઇ વેળા મારા મનમાં આપની ભક્તિનો વિશેષ વેગ પ્રકટવાથી ક્યારેક ક્યારેક હું આ સુંદર વનમાં પરિભ્રમણ કરતી કરતી હાથ જોડી આપશ્રીને વારંવાર પ્રણામ કરીને ‘ હે અશરણશરણ ! હે દીન-

નાથ ! હે કૃપાસિંધો ! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ,' એમ ઉપરા ઉપર પોકારો કર્યા કરતી હતી. ઘણી વેળા હું આપના નામનો જપ કરતાં કરતાં ભાવાવેશમાં (મસ્તીમાં) આવી જતી હતી. આપશ્રીના અનુગ્રહથી હવે મારી કુળલાજની ને લોકલાજની અદશ્ય બેડીઓ તુટી ગઈ છે, ને મારા માથાઉપર આગળ જે સંસારનો મોટો ભાર પ્રતીત થતો હતો તે ભાર પણ હવે ઊતરી ગયો છે. આગળ હું આ જગત્‌માં એકલી ને દુઃખી છું એવું ભાન મને થતું, તે ભાન પણ હવે દૂર થઇ ગયું છે, ને મેં જાણે હવે મારું ખરું જીવન પ્રાપ્ત કર્યું હોય એમ મને લાગે છે, તેથી હવે હું પરમ સુખિણી છું એમ મને પ્રતીત થાય છે. હે પરમાત્મન્ ! નિરતિશય જ્ઞાન ને નિરતિશય આનંદ આ આપશ્રીના સ્વભાવ આપશ્રીની આસપાસના વાતાવરણમાં પ્રસરી રહેલા હોવાથી તેની મારા ચિત્તપર થતી અસર હું સ્પષ્ટ જોઉં છું. આ વેળા જાણે હું જાણવાયોગ્ય સર્વ જાણતી હોઉં, મને જાણે કોઇ પ્રકારની શંકાજ ન હોય, ને જાણે હું પરમાનંદમય હોઉં એમ મને જણાય છે. જે હૃદયમાં આગળ ભય ઉપજાવનારું અંધારું પ્રતીત થતું હતું ત્યાં હવે સુખમય, શાંત ને રમણીય પ્રકાશ પ્રતીત થાય છે; જે હૃદયમાં આગળ વાસનારૂપ વેતાળો નાચતા હતા તે સ્થળે હવે નિર્વાસનારૂપ મહાદેવીએ આવી વાસ કર્યો છે; ને જે હૃદયમાં આગળ સુખ ને જ્ઞાન ક્યાંઇક બહાર હશે, ને તે મારે પ્રયત્ન કરીને મેળવવાં જોઇએ એવું ભાન થતું હતું તેજ હૃદય હવે પોતાની બહુજ સમીપમાં રહેલ પરમસુખ ને પરમજ્ઞાનને અનુભવી પરમશાંત થયું છે. હું ને મારું આ બે મારા હૃદયની દુર્ભેદ્ય ગ્રંથિઓ પણ ભેદાઇ ગઇ હોય એમ મને જણાય છે. મને લાગે છે કે આપશ્રીની કૃપાએ મને મુખર (બહુ બોલી) બનાવી દીધી છે, તેથી હું જેટલું બોલવાની અગત્ય હતી, તેથી ઘણું વધારે

બોલી ગઇ છું. જેમ કોઈ મહાદરિદ્રી મનુષ્યને અચાનક ચિંતામણિ મળી જાય ત્યારે તે દરિદ્રી મનુષ્ય ભાન ભૂલીને તે ચિંતામણિને વારે વારે જોયા કરે, ને આનંદ પામ્યા કરે, તેમ મને પણ મારું હૃદય આપશ્રીની પાસે ખાલી કરવાનો આ અલભ્ય લાભ મળવાથી હું કેટલું બોલી ગઇ તેનું પણ મને ભાન રહ્યું નથી. આપને ક્ષમાના મહાસાગર અને ભક્તોની ભૂલોની ઉપેક્ષા કરનારા જાણ્યા પછી આપની પાસે મારે બહુ બોલવામાટે ક્ષમા માગવી એ આપના મહિમાની અવગણના કરવાજેવું થાય એમ મને ભાસે છે, તેથીજ તે વિષેની હું આપશ્રીની પાસે ક્ષમા માગતી નથી.”

**શ્રીરામચંદ્ર**–“હે સુશીલે ! તું કાંઇજ વધારે બોલી નથી. મને લાગે છે કે તારે જેટલું બોલવું જોઇએ તેથી તું ઘણુંજ થોડું બોલી છે. મારા કાનને તારાં વચનો બહુ મધુર લાગતાં હતાં, ને હજી પણ જો તુ કાંઇક વધારે બોલી હોત તો તે પણ હું ઘણી પ્રસન્નતાથી સાંભળત. મારા પ્રેમોન્મત્ત ભક્તનાં વિશુદ્ધ પરમ પ્રીતિથી ભરેલાં વચનો સાંભળતાં હું કદીપણ કંટાળતો નથી. તું તારા શુભગુણો ને અનન્યભક્તિવડે મારા પરમધામને પામવાને યોગ્ય થઇ છે, માટે તારી ઇચ્છા હશે ત્યારે તું આ મનુષ્યશરીરનો તૃણવત્ ત્યાગ કરી મારા પરમધામને પામી સર્વ પરિતાપરહિત પરમાનંદનો અનુભવ કરીશ. આવા વનમાં તારો વાસ પણ તારું સુભાગ્ય સૂચવે છે. હે **શબરિ** ! આ વન **મ**તંગ **મહર્ષિ**ની કૃપાથી બહુ સુંદર જણાય છે. હે સુભગે ! જો તું **સી**તાના સંબંધમાં કાંઇ જાણતી હોય તો તે મને કહે, કેમકે અમે બન્ને ભાઇઓ તેની શોધમાં નીકળ્યા છીએ.”

**શબરી**–“ હે મારા પરમાધાર ! આ વન મતંગ મહર્ષિની કૃપાથી સત્પુરુષનું હૃદય જેમ સર્વદા નિર્મળ ને પ્રસન્ન રહે તેમ સર્વદા

ફૂલ તથા ફળથી યુક્ત રહે છે, અને ઘાટાં પાંદડાંવાળાં ઘાટાં વૃક્ષોથી તે બહુ રમણીય પ્રતીત થાય છે. મારી સવિનય પ્રાર્થના છે કે આપ એ વનભણી કૃપાદષ્ટિનો પાત કરી તે વૃક્ષાદિના જીવનને સફળ કરવા કૃપા કરો. હે સર્વજ્ઞ ! સીતાજીના સંબંધમાં આપ સર્વ જાણો છો. માત્ર આપની મોટાઈ છુપાવવા આપ મને પૂછો છો તો હું આપની તે આજ્ઞાને મસ્તકપર ધારણ કરી સવિનય કહું છું કે આપ અહિંથી વિદાય થઇ પાસેના ઋષ્યમૂકપર્વતપર વસતા વાનરરાજ સુગ્રીવને મળશો, અને તેની સાથે મૈત્રી કરશો, એટલે વ્યવહારપક્ષે આપને સીતાજીના સંબંધમાં જે જાણવાનું છે તે સર્વ જાણવામાં આવશે. હે કૃપાકાંત ! હવે આ દુ:ખપૂર્ણ મર્ત્યલોકમાં વિશેષ સમય રહેવાની મારી લેશ પણ ઇચ્છા નથી. આપશ્રીનાં પરમાનંદ આપનારાં દર્શન કરતી કરતી હું હવે આ વેળાએજ મારા આ અધમ સ્થૂલશરીરનો ત્યાગ કરી આપશ્રીના ધામમાં નિવાસ કરી શકાય એવા ઐશ્વરદેહને પ્રાપ્ત કરવા ઇચ્છું છું. હું હવે અગ્નિવડે મારા આ સ્થૂલશરીરને ભસ્મીભૂત કરું છું. હે પ્રભો ! હે અશરણશરણ ! આપનો જય થાઓ."

## પત્ર ૧૪૬-૧૪૮.

* મનને સૃષ્ટિના નિયમનો સૂક્ષ્મ વિચાર કરી શાંત કરો. સંસારના ક્ષણભંગુરપણાનો તથા વિનાશીપણાનો વિચાર કરી હૃદયમાં વૈરાગ્ય વધારો. જીવતાં છતાં મનવડે મરી જઇ સારી રીતે સાધનપરાયણ રહો. ...નું તેના કર્માનુસાર જે થવાનું હતું તે થયું છે, ને હજી થયા કરશે. પારકી પંચાત મૂકી હવે તમે તમારી પોતાની પંચાતમાંજ આરૂઢ થાઓ. તે હવે જ્યાં છે ત્યાં તમારા કામના નથી, ને તમે હવે તેના કામના નથી.

દેવોને પાછળના જન્મનું જ્ઞાન રહે, પણ મનુષ્યના મોટા ભાગને પોતાના પાછળના જન્મનું જ્ઞાન ન રહે.

પાપી જીવોને યમના દૂતો તેનાં કૃત્યોનું સ્મરણ કરાવી પીડા આપે છે. નારકીય પણ શરીર છે. પુણ્યવાન્ જીવોને યમના દૂતો પીડા કરી શકતા નથી. યમપાસે લઇ જતાં તથા નરકમાં જીવને મનુષ્યશરીર મૂકયા પછી બીજું શરીર પ્રાપ્ત થયું હોય છે.

પૂર્વના કર્માનુસાર મનુષ્યની ગતિ થાય છે. અંતઃકરણની જાગ્રદ્દશા વર્તતી હોય તો તે બોલતો ચાલતો મરે, ને ગાઢસુષુપ્તિ કે મૂર્ચ્છાજેવી સ્થિતિ હોય તો તે મૂઢ સ્થિતિમાં મરે. તે સ્થિતિનો ભાવિગતિસાથે સંબંધ નથી. પ્રેત થયેલાને શ્રાદ્ધક્રિયા વિશેષ ઉપયોગી થાય છે. બીજા જેઓ અન્ય શરીરને પામવાના ક્રમમાં મૂકાયા હોય તેમને ત્યાં તેના પુણ્યનું ફળ પ્રાપ્ત થાય છે. શ્રાદ્ધથી તે પુણ્યનું ફળ મેળવી કાં તો પ્રેતભાવથી છૂટી પોતાનાં કર્મો ભોગવવાયોગ્ય યોનિને પામે છે, વા બીજે સ્થળે ગયો હોય તો આ પુણ્યના ફળરૂપ સુખનો તેને લાભ થાય છે. જેને ઉદ્દેશે શ્રદ્ધાપૂર્વક વિધિવત્ પુણ્ય કર્યું હોય તેને તેનું ફળ મળે છે. એમ ન હોય તો કરનારને માત્ર કીર્તિરૂપ ફળ મળે છે.

* મરનારને નિમિત્તે જપ, તપ તથા અન્ય પુણ્ય બહુ શ્રદ્ધા ને પ્રીતિથી દીર્ઘકાળપર્યંત પવિત્રપણે કરવામાં આવે તો મરનારના જીવની ઊર્ધ્વગતિ થવામાં તે વધારે ઉપયોગી થાય છે. સાધારણ પ્રયત્ન તેને સાધારણ ફળ આપે છે.

૧૪૭. × **સર્વશક્તિમાન્ પ્રભુ ભક્તવત્સળ હોવાથી તેઓશ્રીની અનન્યભક્તિની પ્રાપ્તિની ઇચ્છા રાખનાર પુરુષે સર્વ વિષયતૃષ્ણાઓનો પરિત્યાગ કરી પ્રભુને શરણે આવવું જોઇએ. વિભીષણ જેમ રાવણાદિથી**

ઉદાસીન થઇ **શ્રીરામચંદ્રજીને** શરણે ગયા, તેમ પ્રભુની અનન્યભક્તિ મેળવવાની ઇચ્છા રાખનાર મનુષ્યે પણ સંસારના સર્વ વિષયોથી ઉદાસીન થઇ કરુણાસિંધુ પ્રભુને શરણે જવું જોઇએ. **વિભીષણ** કેવી રીતે **શ્રીરામચંદ્રજીને** શરણે ગયા, તથા ભગવાન્ **રામચંદ્રે** તેમને કેવી રીતે આશ્વાસન આપ્યું તે નીચેની તેમની વચ્ચે થયેલી વાતપરથી સ્પષ્ટ થશે.

રાવણાદિથી ઉદાસીન થઇ, તેમનો ત્યાગ કરી, વાનરોની સાથે **શ્રીરામચંદ્રજી**પાસે આવી, બે હાથ જોડી દીન થઇને ઊભા રહેલા **વિભીષણ**પ્રતિ **શ્રીરામચંદ્ર** કહે છેઃ—" હે **વિભીષણ** ! તમે તમારા **રાવણાદિ** સંબંધીઓનો ત્યાગ કરી મારી પાસે કેમ આવ્યા છો ? આવી કઠણ વેળાએ પોતાના ભાઇઓની સાથે રહેવાથી વ્યવહારમાં તમારું સારું કહેવાય એ શું તમે જાણતા નથી ?"

**વિભીષણ**—" હે અંતર્યામિન્ ! આપથી શું અજાણ્યું છે ? મારા ભાઈઓ આદિ નીતિવિમુખ અને અહંકારી છે. આપને અનીતિ ને અહંકાર પ્રિય નથી. જે દુર્ગુણો આપને પ્રિય નથી તે દુર્ગુણોનું સેવન કરનારા જે ભાઈઓ આદિ હોય તેમને જો સુધારી શકાય તો સુધારી આપને શરણે લાવવા, ને જો તેમ નજ બને તો પછી તેમને સદાને માટે પડતા મેલી આપનેજ શરણે આવવું એ વિવેકી મનુષ્યનું કર્તવ્ય છે. મારાથી રાવણાદિ સુધરી શકે એમ ન જણાયું, તેથીજ હું તેમનો પરિત્યાગ કરી આનંદના મહાસાગરરૂપ આપને શરણે આવ્યો છું. જે વ્યવહાર પરમાર્થનો વિઘાત કરે તે વ્યવહારને વળગી રહેવું એ હું યોગ્ય ધારતો નથી, તથા પ્રાકૃત માણસોના વખાણને પણ હું ઇચ્છતો નથી.

હે દેવોનું પાલન કરનારા ! હે નાથ ! હે અશરણશરણ ! હું અધમ રાક્ષસ છું, ને અભિમાની રાવણનો નાનો ભાઇ થઉં છું, એ આપને જ્ઞાતજ છે. જેમ ઘૂડને અંધારાપર સ્વાભાવિક પ્રેમ રહે છે, તેમ મારું તમોગુણવાળું શરીર હોવાથી મને પણ પાપમાં સ્વાભાવિક પ્રેમ રહે છે. હે રઘુકુલભૂષણ ! હે શરણાગતને સુખ આપનારા ! હે ભક્તનાં દુઃખોને ને ભયને નિવૃત્ત કરનારા ! સજ્જનોદ્વારા હૃદયને તથા કાનને આનંદ આપનારો આપનો સુયશ સાંભળીને હું મારા ભાઇનો ને અન્ય રાક્ષસોનો સદાને માટે ત્યાગ કરી આપને શરણે આવ્યો છું. હે પ્રભો! મારું રક્ષણ કરો, મારું રક્ષણ કરો. અમારા જેવા નિરાધારના સાચા આધાર એક આપજ છો. ”

[ એમ કહીને તેણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તેનાં વિવેક, પ્રીતિ તથા દીનતાવાળાં વચનો સાંભળી આસનઉપરથી ઉઠી, તેને ઉભો કરી, પ્રીતિસહિત પોતાના હૃદયમાં લગાડી, પોતાની પાસે બેસારી પછી ] **શ્રીરામચંદ્ર**—“હે લંકેશ ! તમે તમારા સર્વ પરિવારસહિત કુશળ છો ? તમારા પ્રારબ્ધદોષથી તમારો કુઠેકાણે નિવાસ થયો છે. હે મિત્ર ! તમે અહોનિશ ખળના સમુદાયમાં વસો છો ત્યાં તમારા સદ્ધર્મનો નભાવ કેવી રીતે થાય છે ? હું તમારી સર્વ શુભ રીત જાણું છું. તમે નીતિમાં નિપુણ ને નીતિને માર્ગે ચાલનારા હોવાથી તમને અનીતિ લેશ પણ ગમતી નથી. હે ભાઇ ! નરકનો વાસ સારો, પણ નિરંતર દુષ્ટ મનુષ્યોની સાથે રહેવું સારું નહિ.”

**વિભીષણ**—“હે દીનબંધો ! જીવનું આપના શરણવિના કુશળ ક્યાંથી હોય ? મારા સુભાગ્યના ઉદયવડે આજે આપનાં દુઃખહર ચરણ-કમળનાં દર્શન થવાથી હવે હું કુશળ છું. આપની કૃપા આપના

ભક્તનાં સૌ અકુશળપણાંને દૂર કરે છે. પુરુષ જ્યાંસુધી સર્વ વિષયવાસનાઓનો ત્યાગ કરી પૂર્ણ પ્રીતિપૂર્વક આપને શરણે આવી આપની ભક્તિ ન કરે ત્યાંસુધી તેને વાસ્તવિક કુશળપણું ક્યાંથી હોય ? ને તેના મનને સ્વપ્નમાં પણ સાચી વિશ્રાંતિ ક્યાંથી મળી શકે ? જ્યાંસુધી જીવના હૃદયમાં આપ નિવાસ કરતા નથી ત્યાંસુધીજ તેના હૃદયમાં કામ, ક્રોધ, લોભ ને મદાદિ વિકારો રહી શકે છે. જ્યાંસુધી જીવના હૃદયમાં આપના માહાત્મ્યજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થતો નથી ત્યાંસુધીજ તેના હૃદયમાં રાગદ્વેષરૂપ ઘૂડોને પ્રિય લાગનારું મમતારૂપ ઘાટું અંધારું રહે છે. હે કરુણાસિંધો ! આપ જે જીવના ઉપર દયા કરો છો તેનાં સર્વ દુઃખો નિવૃત્ત થાય છે. હું અધમસ્વભાવવાળો રાક્ષસ છું, મેં કોઇ દિવસ કોઇ શુભકર્મ કર્યું હોય એમ મને જણાતું નથી, છતાં મુનિઓને પણ જેમનાં દર્શન દુર્લભ છે એવા આપે મને મારી અતિ અધમ જાતિનો કાંઇ પણ વિચાર કર્યા વિના પ્રસન્નતાપૂર્વક આપના પૂર્ણ પવિત્ર હૃદયસાથે લગાડ્યો એ આપની મોટાઇનાં વખાણ કોણ કરી શકે ? કુસંગમાં નિરંતર રહ્યા છતાં પણ મારા ધર્મનો નભાવ આપની કૃપાએજ કર્યો છે.”

**શ્રીરામચંદ્ર**–“હે સખા ! સાંભળો, મારો આવો સ્વભાવ છેઃ—‘હું તમારોજ છું’ એમ એક વાર પણ અડગ શુદ્ધભાવવડે કહી જો કોઇ પુરુષ મારે શરણે આવે તો હું તેનાં સર્વ દુઃખોનો નાશ કરી તેને નિર્ભય કરું છું. જે મનુષ્ય પ્રથમ સર્વ સ્થાવરજંગમનો દ્રોહ કરતો હોય, પણ પછી જો તે અહંકાર, અવિવેક, કપટ ને તૃષ્ણાનો ત્યાગ કરી શુદ્ધભાવથી દીનતાપૂર્વક મારે શરણે આવે તો તેને હું સજ્જનસમાન કરું છું. જેમ લોભીને ધન બહુ પ્રિય લાગે છે, તેમ જે પુરુષ માતા, પિતા, બંધુ, પુત્ર, સ્ત્રી, શરીર, ધન, ગૃહ, ક્ષેત્ર, મિત્ર ને સગાંવહાલાં આદિમાં રહેલી મમતાના ભિન્ન ભિન્ન દોરાઓને એકઠા

કરી તે દોરાઓને મારા ચરણમાં મનવડે બાંધે છે, સમદર્શી થાય છે, વિષયની સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરે છે, અને મનમાંથી હર્ષ શોક ને ભયને દૂર કરે છે, તે પુરુષ મને બહુ પ્રિય લાગે છે. તમારા જેવા શુભ આચરણવાળા સજ્જનો મને બહુ પ્રિય છે. તમારા જેવા પુણ્યવાન્ સજ્જનોને તેમના મહાપુણ્યના ફળરૂપે અલૌકિક સુખ આપવામાટેજ હું આ પૃથિવીપર વારંવાર શરીરને ધારણ કરું છું, અન્ય હેતુથી હું શરીરને ધારણ કરતો નથી. હે લંકેશ્વર ! તમારામાં સજ્જનના સર્વ શુભ-ગુણો છે, તેથી તમે મને અતિશય વહાલા છો. "

વિભીષણ—"હે દેવાધિદેવ ! હે સ્થાવરજંગમના નાથ ! હે પ્રણત-પાલ ! હે અંતર્યામિન્ ! મારા મનમાં પ્રથમ સંસારની કાંઇક વાસના રહી હતી, પણ હવે આપનાં પરમપવિત્ર ચરણારવિંદની ભક્તિરૂપ નદીએ તે મારા હૃદયમાંથી વહેવરાવી દીધી છે. હે કૃપાલો ! હવે આપની પવિત્ર અનન્યભક્તિ કૃપા કરીને આ અધમ દાસને આપો. હવે મારે બીજું કાંઇ પણ જોઇતું નથી. "

શ્રીરામચંદ્ર–" હે રણધીર ! એમ થાઓ. હે મિત્ર ! જોકે તમને લંકાના રાજ્યની લેશ પણ ઇચ્છા નથી, તોપણ જગત્માં મારું દર્શન અમોઘ છે, તે દર્શનનું વ્યવહારપક્ષે તમને કાંઇ પણ ફળ મળવું જોઇએ, માટે હું તમને આ વેળાએ લંકાના રાજા નીમી તિલક કરું છું.[1] અધમ રાવણનો તથા અન્ય રાક્ષસોનો નાશ કર્યા પછી મારા નાના ભાઇ લક્ષ્મણ તમને લંકામાં લઇ જઇ વિધિવત્ ગાદીએ બેસાડશે. "

---

૧ રાવણે દીર્ઘકાળપર્યંત ઉગ્ર તપશ્ચર્યા કરી લંકાનું જે વૈભવ-વાળું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું, તે રાજ્ય મારાથી વિભીષણને કાંઇ પણ અપાતું નથી એમ મનમાં સંકોચ આણીને શ્રીરામચંદ્રે વિભીષણને આપ્યું. પ્રભુના હૃદયની કેવી મોટાઇ !

૧૪૮. × વ્યવહારમાં ગમે તેટલી પ્રતિકૂળતા હોય તોપણ સાવધાનતાવાળો ને શ્રદ્ધાળુ મનુષ્ય પરમાત્માનું સ્મરણધ્યાન કરી શકે છે, એમ નીચેના **શ્રીહનુમાન્** ને **વિભીષણ**ના સંવાદથી જણાય છેઃ—

**શ્રીસીતા**જીની શોધ કરવામાટે રાત્રિમાં **લંકા**વિષે ફરતાં **વિભીષણ**ના ઘરની બહારના ભાગની પવિત્રતા તથા રચના જોઇ, આ કોઈ પરમાત્માના ભક્તનું ઘર હશે એમ ધારી, **શ્રીહનુમાન્** વિચાર કરે છેઃ— આ **લંકા**માં રાક્ષસોનોજ વાસ સંભળાય છે, છતાં અહિં પરમાત્માના ભક્તનો પણ નિવાસ જણાય છે એ મોટા આશ્ચર્યની વાત છે. **હનુમાન્** આમ વિચાર કરે છે ત્યાં **વિભીષણ** નિંદ્રમાંથી જાગી પરમાત્માના નામનું ઉચ્ચારણ કરવા લાગ્યા, ત્યારે **હનુમાને** જાણ્યું કે નક્કી આ કોઈ હરિભક્તનુંજ ઘર છે. હવે તેમની સાથે હું આગ્રહથી ઓળખાણ કરૂં, કેમકે તેમનાથી મારા કામને હાનિ નહિ પહોંચે, પણ મને કાંઇક સાહાય્યજ મળશે. પછી બ્રાહ્મણનો વેશ ધારણ કરી **હનુમાન્** કહે છેઃ— "હે સજ્જન! હે ભક્તશ્રેષ્ઠ! હું આપના દર્શનની ને સમાગમની ઇચ્છા રાખું છું."

**વિભીષણ** ઘરમાંથી બહાર નીકળી, બ્રાહ્મણવેશ ધારણ કરેલા **હનુમાનને** પ્રણામ કરી કહે છેઃ—"હે ભૂદેવ! તમે કુશળ છો? હે વેદમૂર્તે! આપનું મારા જેવા અધમ દાસને ત્યાં શા નિમિત્તથી પધારવું થયું છે? મારૂં મન મને નિશ્ચયપૂર્વક કહે છે કે તમે પરમાત્માના કોઇ અનન્યભક્ત છો. આ વેળા મારૂં મન તમારા દર્શનવડે બહુ પ્રસન્ન થયું છે, ને જોકે હું તમને ઓળખતો નથી, છતાં તમારા ઉપર મને બહુ પ્રીતિ ઉપજે છે. શું તમે **શ્રીરામચંદ્ર**જીની કૃપાના પાત્ર થયેલા તેમના કોઇ દૂત છો? ને મને સુભાગી કરવામાટે મારે ત્યાં પધાર્યા છો?"

હનુમાન્—" હું કરુણાસિંધુ **શ્રીરામચંદ્રજી**નો અતિ અધમ ને અનધિકારી દાસ છું. જગદંબા **શ્રીસીતાજી**ની શોધમાટે વાનરરાજ સુગ્રીવે મને અહિં મોકલેલ છે. મારું નામ **હનુમાન્** છે, ને હું કેસરી-નામના વાનરનો **વાયુદેવ**ના અંશથી ઉપજેલો પુત્ર છું. તમે કોણ છો? ને આ અધમ રાક્ષસોમાં તમે કેવી રીતે રહી શકો છો?"

વિભીષણ—" હું **રાવણ**નો નાનો ભાઈ થઉં છું, ને મારું નામ **વિભીષણ** છે. હું અધમ જાતિમાં જન્મ્યા છતાં પરમાત્માની અનન્ય-ભક્તિની પ્રાપ્તિની આતુરતા રાખનારો છું. હે પવનપુત્ર! સાંભળો, જેમ જીભ દાંતોમાં સર્વદા સાવધાનતાથી રહે છે, તેમ હું આ અધમ રાક્ષસો-માં સર્વદા સાવધાનતાથી રહું છું. આજે પ્રાતઃકાળમાં તમારા જેવા ભગવાનના પરમભક્તનાં મને અનાયાસે દર્શન થયાં, તેથી આજ હું મને ધન્યભાગી માનું છું. પ્રભુની કૃપાવિના સંતનાં દર્શન થવાં અત્યંત દુર્લભ છે."

હનુમાન્—" તમારા જેવા સજ્જનના દર્શનથી મારું ચિત્ત પણ બહુ પ્રસન્ન થયું છે. તમને ધન્ય છે! તમે મોટા મનોબળવાળા છો. તમારા હૃદયની યોગ્યતા વખાણવાજેવી છે. આવા અધમ નગરમાં રહ્યા છતાં પણ તમે નિરંતર પ્રભુનું સ્મરણધ્યાન કર્યા કરો છો, ને પ્રભુનું તથા સંતોનું માહાત્મ્ય જાણો છો, એ તમારા હૃદયની ઉત્તમ-તાનું ભાન કરાવે છે."

વિભીષણ—" હે કપિશ્રેષ્ઠ! મારામાં કોઇ પણ પ્રકારની યોગ્યતા નથી. પ્રભુ પોતાની મોટાઇસામું જોઇ મારા ધર્મનો નિર્વાહ કરે છે. મને અનાથ જાણીને સૂર્યકુળના સ્વામી **શ્રીરામચંદ્રજી** શું ક્યારેય મારા ઉપર કૃપા કરશે? મારું તન તથા મન તમોગુણવાળું હોવાથી મારાથી

કોઇ પારમાર્થિક સાધન થઇ શકતું નથી, તથા પ્રભુશ્રીના ચરણકમળમાં જેવી પ્રીતિ પ્રકટવી જોઈએ એવી પ્રીતિ હજી મારા મનમાં પ્રકટતી નથી.”

હનુમાન્—“હે ભાઇ! પ્રભુશ્રીનો સ્વભાવ પોતાના દાસઉપર સર્વદા પ્રીતિ કરવાનો છે. તેઓને પોતાના દીનભક્તો બહુ વહાલા હોય છે. કહો, હું ક્યાં કુળવાન્ છું? હું ચંચલસ્વભાવવાળો વાનર છું, ને સર્વ પ્રકારે અધમ છું. જે પુરુષ પ્રાતઃકાળમાં અમારું નામ લે તેને તે દિવસે આહાર ન મળે એમ લોકોમાં કહેવાય છે. હે મિત્ર! આવા અધમ પ્રાણીઉપર પ્રભુએ જે કૃપા કરી તે માત્ર પોતાનું અધમોદ્ધારણ નામ સાર્થક કરવામાટેજ કરી છે. [એમ કહેતાં તેમની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.] પ્રભુ શુભગુણોના ભંડારરૂપ છે, તેમનો મહિમા તેમની કૃપાના પાત્ર ભકતોજ જાણે છે, અન્ય જાણતા નથી.”

વિભીષણ—“આવા ભક્તવત્સળ પ્રભુનાં દર્શન મને ક્યારે થશે? હવે પ્રભુનાં દર્શનવિના જેટલી ક્ષણો જશે તેટલી ક્ષણો મને બહુ દુઃખરૂપ પ્રતીત થશે એમ મને જણાય છે.”

હનુમાન્—“સમય આવે પ્રભુ કૃપા કરીને તમને અવશ્ય દર્શન આપશે, ને તમારા ઉપર કૃપા પણ કરશે. હવે જગદંબા જાનકી ક્યાં છે? ને મારે તેમને શી રીતે મળવું? તે તમે મને કહો.”

વિભીષણ—“જગજ્જનની જનકસુતાને રાવણે આ નગરની બહાર અશોકવનમાં રાખ્યાં છે. તમે યુક્તિપૂર્વક તે વનમાં જાઓ, ને તેમને મળીને જે કહેવાયોગ્ય હોય તે તેમને કહો, તથા જે કરવાયોગ્ય હોય તે કરો. તમારા જેવા ચૌદ જાણનારને મારા જેવા ચાર જાણનારે કાંઇ વિશેષ સૂચવવાજેવું હોયજ નહિ.”

## પત્ર ૧૪૯-૧૫૩.

× નાકની અંદરના છિદ્રની વચ્ચે જે ધાર છે તેની ઉપરનો ભાગ તે તાળવાની સમીપનું છિદ્ર.

અમૃત બ્રહ્મરંધ્રમાંથી વહી ત્રિકુટીના અંદરના ભાગમાંથી ઝરે છે.

ઝરતું ચંદ્રામૃત જઠરાગ્નિમાં પડી તેનો સૂર્યદ્વારા દાહ થઇ જાય છે.

કપાલકુહરમાં પ્રથમ કેટલોક સમય જિહ્વા પ્રવેશ કરે ત્યારે કફ-પ્રધાન રસ વધારે વહે છે, પછી કફન્યૂન તે રસ અમૃતમિશ્ર હોય છે, પશ્ચાત્ પ્રધાનપણે અમૃતનો સ્વાદ અનુભવાય છે.

વિધિવત્ ચંદ્રામૃતનું પાન કરતાં તે ખૂટવાનો સંભવ નથી.

ચંદ્રામૃતના વહનને રોકવું એટલે આરંભમાં તેનું થોડું પાન કરી પછી બ્રહ્મરંધ્રમાં તેને સ્થિર કરવું.

ખેચરીનો અભ્યાસ ત્રણ સમય મળીને ૩ થી ૩॥ કલાક નિત્ય કરવો જોઇએ. ખેચરીમુદ્રાનો અભ્યાસ જો ત્રણ વર્ષ લાગઠ કરવામાં આવે તો ક્ષુધાદિનો જય કરવાનું બળ પ્રાપ્ત થાય.

ખેચરી, વજ્રોલી ને પ્રાણાપાનનો જય એ સાધનો સારી રીતે સિદ્ધ કરે તો વીર્યનો જય કરી શકાય.

પવિત્ર ને એકાંતદેશમાં ખેચરીનો અભ્યાસ કરવો જોઇએ.

ચંદ્રામૃતનો સ્થૂલ ભાગ ઉદરમાં જાય, ને તેનો સૂક્ષ્મભાગ જિહ્વાના જ્ઞાનતંતુ ને ગતિતંતુમાં પ્રવેશ કરે.

૧૫૦. × શ્રીભાગવતના પ્રથમ સ્કંધના પહેલા અધ્યાયના પહેલા શ્લોકના બુદ્ધિવિભવવડે એક વિદ્વાને સો અર્થ કર્યા છે. સંસ્કૃત-ભાષાની પ્રૌઢતાને લઇને જો તેમ થઇ શક્યું છે તો તે શ્લોકની પહેલી પંક્તિના સંપ્રદાયભેદે પાંચ દશ અર્થ થવા કઠિન નથી. કેવલાદ્વૈતને

અનુસરનારા ટીકાકારો બ્રહ્મમાંથી જગત્ વિવર્તરૂપે ઉપજ્યું છે, ને તે બ્રહ્મ આકાશાદિ અન્ય કલ્પિત પદાર્થોમાં જેમ કલ્પિત સાપમાં દોરડી અન્વયરૂપે રહે છે તેમ અન્વયરૂપે ( સચ્ચિદાનંદરૂપે અનુસ્યૂત થઇને ) રહ્યું છે એમ કહે છે; અને ભેદવાદી ટીકાકારો બ્રહ્મના પરિણામરૂપે જગત્ થયું છે, ને તે બ્રહ્મ આકાશાદિ પ્રપંચના ઉપાદાનકારણરૂપ તથા નિમિત્તકારણરૂપ છે એમ કહે છે. કેવલાદ્વૈતવાળા સગુણબ્રહ્મને વિશ્વના ઉપાદાનકારણ તથા નિમિત્તકારણરૂપે સ્વીકારે છે, પણ નિર્ગુણબ્રહ્મને વિશ્વના ઉપાદાનકારણરૂપે તથા નિમિત્તકારણરૂપે સ્વીકારતા નથી.

૧૫૧. × અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ કરવા ઇચ્છનારે આશરે ૭ કલાક નિદ્રા લેવી યોગ્ય છે, પરિશ્રમ વધારે થયો હોય તે રાત્રે સાત કલાક નિદ્રા લેતાં પણ વિરોધ નહિ.

પ્રાગલ્ભ્ય, ( તેજ—રૂઆબ, ) ઔદાર્ય, ઐશ્વર્ય, વીરતા, ઉદ્યોગીપણું, ચપળતા, પરોપકારમાટે દ્રવ્યાદિના સંગ્રહાદિમાં પ્રવૃત્તિ, ને સારા યશની ઇચ્છા અંતઃકરણમાં જે દ્રવ્ય વધવાથી ઉપજે છે તે દ્રવ્ય શુદ્ધ રજોગુણ છે.

સ્વરૂપાનુસંધાન કરતા રહેશો.

૧૫૨. × જ્યારે બહુ આદરપૂર્વક મનને એકાગ્ર રાખી ગુરુઈશ-શની ભક્તિપૂર્વક સત્શાસ્ત્રોનું વાચનમનન કરવામાં આવે છે ત્યારેજ તે શાસ્ત્રમાંના વાસ્તવિક અર્થનો તે વાંચનારના મનમાં પ્રકાશ પડે છે.

૧૫૩. × નીચેના બે સંવાદો પોતાની ભક્તિનિષ્ઠામાં વધારો કરવા ઇચ્છનાર મનુષ્યને ઉપકાર કરનારા છે, તેમાંથી અંગદ ને હનુમાનનો સંવાદ સાચી ભક્તિનિષ્ઠાવાળા મનુષ્યના મનમાં પોતાના પ્રિયતમ પ્રભુનો વિયોગ થવાનો સંભવ જણાતાં કેવી દુઃખમય લાગણી પ્રકટ થાય છે તે

જણાવે છે, અને બીજો સંવાદ જે ચિત્રકૂટપર્વતના માર્ગમાં આવતા એક ગામડાની પુણ્યશાળી સ્ત્રીઓનો છે, તે ગામડામાં રહેનારાં પવિત્ર હ્રદયવાળાં માણસોને પ્રભુપર કેવો શુભ પ્રેમ પ્રકટે છે તે દર્શાવે છેઃ—

અંગદ—[ આંખોમાં આંસુ લાવી ] "પ્રિય બંધો ! કૃપાળુ પ્રભુ હવે સૌને અહિંથી આવતી કાલે વિદાય કરવાનો વિચાર કરે છે. તે શું હવે મને પણ અહિંથી વિદાય કરશે ? મિત્ર ! પ્રભુપાસેથી દૂર થવાનો વિચાર મારા હ્રદયને ચીરી નાંખે છે."

હનુમાન્—"સુજ્ઞ યુવરાજ ! ધૈર્ય રાખો. તમારા જેવા વિવેકીએ આવા સમયમાં શોકને વશ થવું યોગ્ય નથી."

અંગદ—"સખે ! મારા સર્વસ્વરૂપ પ્રભુ હવે મને ત્યજી દેશે એ વિચાર મારા મનમાં આવતાં હું ઘણોય ધૈર્ય રખવા જાઉં છું તોપણ મારા હ્રદયમાં સહસા શોકનો પ્રાદુર્ભાવ થઇ જાય છે."

હનુમાન્—"પ્રભુ જ્યાં રાખે ત્યાં રહી આપણે પ્રભુનું સ્મરણ-ધ્યાન કરવું, ને બની શકે તેટલી ત્યાં રહીને પણ તેઓશ્રીની શુદ્ધભાવથી સેવા કર્યા કરવી એ આપણો ધર્મ છે, આ વાત તમારા જાણવા-બહાર નથી."

અંગદ—"મિત્ર ! પ્રભુને મારે માટે હું કાંઇ પણ ખર્ચ નહિ કરાવું. તથા બીજો શ્રમ પણ હું મારે માટે પ્રભુને નહિજ આપું. તેઓશ્રીના ઉચ્છિષ્ટ અન્નમાંથી મળેલા સ્વલ્પ અન્નવડે હું મારો દેહ ધારણ કરીશ, ને તેઓશ્રીનાં ઊતરેલાં વસ્ત્રોમાંથી જે કનિષ્ઠ પ્રકારનાં વસ્ત્રો હશે તે પહેરી હું ટાઢતડકા આદિથી મારા શરીરનું રક્ષણ કરીશ. પ્રભુશ્રીની ને તેઓશ્રીના કુટુંબની જે કનિષ્ઠમાં કનિષ્ઠ સેવા હશે તે હું મને ધન્યભાગી માનીને બહુ પ્રસન્ન મને કરીશ. વહાલા બંધો ! દયાનિધિ પ્રભુ મને 'અંગદ ! તું અહિં રહી જા,' એમ કહે તો કેવું સારું ?"

હનુમાન્—'ભક્તવત્સળ પરમાત્મા તમને અહિં રાખે તો તેમાં હું બહુ પ્રસન્ન છું. આપણે બંને સાથે રહી આપણા પ્રિયતમ પ્રભુની સર્વદા સેવા કર્યા કરીએ. અને આ મર્ત્યલોકમાં રહ્યા છતાં પણ તેમના અલૌકિક ધામમાં પ્રાપ્ત થતું ઐશ્વરી સુખ ભોગવવા ભાગ્યશાળી થઇએ."

અંગદ—"મારા જેવા હીનભાગીના પ્રારબ્ધમાં એવું ચિતમત્સુખ ભોગવવાનું ક્યાંથી હોય? પ્રભો! પ્રભો!" [ એમ બોલી તે રડી પડે છે. ]

હનુમાન્—"પ્રિય સુહૃત્! સાવધાન થાઓ. તમારા અંતઃકરણની આ સ્થિતિ જોઇ મારું હૃદય પણ તમારા દુઃખનો વિચાર કરી ફાટી પડે છે. હું તમને ધૈર્ય રાખવાનું, શોક ત્યજવાનું, ને સાવધાન થવાનું કહું છું, પણ તે બધું તમને ઉપદેશ કરવાનું માત્ર હું મિથ્યા પાંડિત્યજ બતાવું છું એમ જણાય છે. જો મને પણ પ્રભુ અહિંથી વિદય કરે તો મને લાગે છે કે મારું હૃદય પણ મારે હાથ ન રહે, ને તમારા જેવીજ મારી પણ સ્થિતિ થાય. હે અશરણશરણ! હે દીનનાથ!" [ એમ બોલી હનુમાન્ પણ રડી પડે છે. ]

અંગદ—"વહાલા ભાઇ! હું તે વેળા પ્રભુની દષ્ટિએ ન પડું ને ક્યાંઈ સંતાઇ જઉં તો કેમ? અથવા પ્રભુ સૌને વિદાય કરી દે ને મને વિદાય કરવાનું ભૂલી જાય તો કેવો આનંદ થાય? હવે કિષ્કિંધામાં મારું કોણ છે? મને યુવરાજપદની કે રાજની લગારે ઇચ્છા નથી. પ્રભુશ્રીના ચરણની રજ મારા મસ્તકપર ચઢાવવાથી, દુઃખમય સંસારના તારક પ્રભુનાં રમણીય દર્શનથી, તેઓશ્રીનાં જાણે અમૃતમાં બોળેલાં હોય એવાં મનોહર વચનોના શ્રવણથી, ને તેઓશ્રીનાં પરમપવિત્ર ચરણ-

ના સેવનથી મને જે આનંદાનુભવ થાય છે તે આનંદાનુભવનો અંશ પણ ઇંદ્રને ત્રિલોકીનું રાજ્ય ભોગવતાં છતાં પણ નહિ પ્રાપ્ત થતો હોય એમ હું માનું છું."

હનુમાન્—"વાહ ! શી તમારી અનન્યભક્તિ ! તમારા હૃદયના આવા ઉત્કૃષ્ટ વિચારો સાંભળી હું મને પણ ધન્યભાગી માનું છું. દીનબંધુ પ્રભુ તમારા ઉપર દયા કરે એમ હું મારા હૃદયથી ઇચ્છું છું."

અંગદ—"પણ મારું હૃદય મને ઉંડાણમાંથી કહે છે કે 'તું આવા અલૌકિક સુખનો ભાગી થઇ શકે એમ નથી.' પ્રભુ કાલે મને પોતાની પાસે વિદાય કરવા બોલાવશે. બંધો ! તે વેળા હું પ્રભુશ્રીને આવી રીતે પ્રાર્થના કરવા ધારું છું:—' મરતી વેળા મારા પિતા વાળી મને આપશ્રીનાં ચરણારવિંદમાં મૂકી ગયેલ છે, માટે હે અશરણ-શરણ ! હે ભક્તભયહરણ ! આપશ્રીના બિરુદનું સ્મરણ કરી મારો ત્યાગ નજ કરશો. હે પ્રભો ! આપ મારા ગુરુ, પિતા કે માતા જે કહું તે છો, તો હું આપશ્રીનાં ચરણકમળ છોડીને ક્યાં જાઉં ? હે નાથ ! આપજ વિચાર કરીને કહો કે આપનો ત્યાગ કરીને મારે ઘેર જઇને શું કામ કરવાનું છે ? હું બાળક ને અણસમજુ છું. કૃપાગાર ! મને દીન ને નિરાધાર જાણી આપના શરણમાં રાખવાની કૃપા કરો. હે દયા-સિંધો ! મને ઘેર જવાનું હવે નજ કહેશો.' જોકે આમ હું પ્રાર્થના કરીશ, તોપણ મારા દુર્ભાગ્યને લીધે મારી તે પ્રાર્થનાનો સ્વીકાર થવાનો સંભવ નથી, તેથી મારે અહિંથી ન ચાલતાં કિષ્કિંધા જવું પડશે એમ જણાય છે. તમે અહિં રહીને તમારા આ બંધુને ભૂલશો નહિ. જ્યારે જ્યારે સમયની અનુકૂળતા જુઓ ત્યારે ત્યારે તમે અવશ્ય કૃપા કરીને પ્રભુના આ દીન ને અધમ દાસનું પ્રભુશ્રીને સ્મરણ આપજો, ને કોઇ

સાધારણ નિમિત્ત મળી આવે તોપણ મારું અહિં પુનરાગમન થાય એવો સંયોગ રચી આપવા તમે અવશ્ય પ્રયત્ન કરજો. અહિં આપણે આપણાં તનમન અધમ હોવાથી કાંઈ પણ શુભવિચાર કે શુભકર્મ કરી શકતા નથી, તોપણ પ્રભુના માત્ર સામીપ્યથીજ આપણાં હૃદય કેટલાં બધાં પવિત્ર, પ્રસન્ન ને આનંદનિમગ્ન રહે છે? આવું સુખ મારા ભાગ્યમાં વિધાતાએ શામાટે નહિ લખ્યું હોય? જેમ ચિંતામણિમાં સર્વ પ્રકારનાં ધનનો સમાવેશ થઇ જાય છે, તેમ પરમાત્માથી પ્રાપ્ત થતા લોકોત્તર આનંદમાં સર્વ પ્રકારના આ લોક પરલોકના આનંદોનો સમાવેશ થઈ જાય છે, માટે મારે અહિંથી કિષ્કિંધા જઇને કયું નવું વિશેષ સુખ પ્રાપ્ત કરવાનું છે? પણ પ્રભુશ્રીની ઇચ્છાને શિરોધાર્ય ગણવી એ મારો ધર્મ છે, આથી તેઓશ્રી જેમ આજ્ઞા કરશે તેમ વર્તવામાં મારે મારું હિત માનવું જોઇએ. ત્યાં રહીને મારાથી બની શકે એવી કોઇ પણ નાનીમોટી સેવા હોય તો તેનો લાભ મને આપવા પ્રભુશ્રીને મારા ભણીથી બહુમાનપૂર્વક વિનય કરવાનું વિસ્મરણ ન કરશો. પ્રભુશ્રીની સમીપમાં આપણા દિવસો આનંદમાં ને આનંદમાં ક્ષણની પેઠે ઝનાવળે ચાલ્યા ગયા, પણ હવે મને તેઓશ્રીના વિયોગમાં ક્ષણ યુગજેવી ને દિવસ મહાકલ્પજેવો જણાવા લાગશે, એમ જણાય છે. મિત્ર! આવો વિચાર આવતાં મને બહુ દુઃખ થાય છે, ને મારું હૃદય ભરાઇ આવે છે. મને તો એક અહિંજ લીલું જણાય છે, બાકી સંસારમાં તો સર્વ સૂકુંજ દેખાય છે પ્રભો! અશરણશરણ! આ દીનની ક્ષણે ક્ષણે સંભાળ લેવા કૃપા કરશો." [ એમ બોલી તે મૂર્ચ્છાવશ થાય છે, ને હનુમાન્ તેમના મુખપર જળ છાંટી, વાયુ નાંખી, તેમને શુદ્ધિમાં લાવે છે.]

[ બીજો સંવાદ. ] **દીવાળી**—"અમૃતબહેન! જુઓ તો ખરાં, આ એ પુરુષો ને આ સ્ત્રી કેવાં મનોહર જણાય છે? જાણે આંખો ભરી

ભરીને આખો દિવસ ખાધાપીધાવિના એમને જોયાજ કરીએ એમ મારા મનમાં થાય છે."

અમૃત—"બ્હેન ! એ ત્રણમાં પણ આ કિશોરવયના શ્યામસ્વરૂપવાળા પુરુષ બહુ સુંદર ને ભલા સ્વભાવના જણાય છે. આજે આપણા કોઇ મોટા પુણ્યનો ઉદય થયો છે કે આપણને તેમનાં અહિં દર્શન થયાં. કેદીના જેવા પરાધીન આપણા જીવનમાં તેમનાં દર્શન કરવાનો આપણને વિધાતાએ આજ આ સુયોગ રચી આપ્યો, તેથી તેમનો આપણે મોટો પાડ માનવો જોઇએ."

દીવાળી—"બ્રહ્માએ આપણને જે આંખો આપી છે તેનો આજ આપણને ખરો લાવો લેવાનો સમય મળ્યો છે. જો બ્હેન! પેલા અરજણ ડોસા તેમને માટે વડના ઝાડની નીચે ભોંય વાળી પોતાની ફાંટમાંનો લીલો ડાભ ને વડનાં તથા પીંપરનાં લીલાં પાંદડાં પાથરી બેસવાનાં આસન કરી આપે છે, ને થોડી વાર થાક ખાવામાટે બેસવાની તેમને વિનતિ કરતા હોય એમ જણાય છે. આ મોજીઓ હાથમાં નવો ઘડો લઇને તેમને હાથપગ ધોવા તથા પીવામાટે નદીમાંથી ચોખ્ખું પાણી ભરવામાટે દોડ્યો જાય છે. આ અરજણ ડોસાનાં ને મોજીઆનાં ધન્યભાગ્ય છે કે જેમને આવાં દેવતાઇ માણસોની સેવા કરવાનો લાભ મળ્યો છે. બહેન ! આપણે પણ જો પુરુષ થયાં હોત તો આપણે પણ તેમની હોંસથી આવી સેવા કરત નહિ વારુ ?"

અમૃત—"બ્હેન ! આપણાં પ્રારબ્ધ એવાં ક્યાંથી ? તેમની સેવાને બદલે આજ આપણને તેમનાં દર્શનનો લાભ મળ્યો તે પણ કાંઈ આપણા થોડા પુણ્યનું ફળ નથી. તેઓ ઉઘાડે પગે પગપાળા આ

પૃથિવીપર ચાલે છે, ત્યારે નાનાપ્રકારનાં પાદત્રાણો ને નાનાપ્રકારનાં વાહનો આ જગત્માં બ્રહ્માએ શામાટે બનાવ્યાં હશે ? તેમને આવી રીતે ચાલતા જોઇ પૃથિવીમાતાના મનમાં કાંઇ સંકોચ નહિ થતો હોય ? તેઓ વલ્કલ પહેરીને આ ભૂમિપર વિચરે છે ત્યારે બ્રહ્માએ ઉંચા પ્રકારનાં ઊનનાં, રેશમનાં ને સૂત્રાદિ વસ્ત્રો આ જગત્માં બનાવવાનો શ્રમ શામાટે લીધો હશે? તેમણે કાંઇ આભૂષણ ધારણ કર્યાં નથી, તેથી જણાય છે કે બ્રહ્માએ આ જગત્માં આભૂષણોની સામગ્રી નકામીજ રચી છે. તેમને માથે છત્ર ધરાતું નથી ત્યારે આ જગત્માં છત્રીઓ હીનભાગી છે એમજ માનવું જોઇએ. તેઓ વનવાસીના જેવો આહાર લેતા હશે ત્યારે ઉત્તમપ્રકારનાં ભોજનોની ઉત્પત્તિ બ્રહ્માએ આ વિશ્વમાં નિરર્થક કરી હોય એમ જણાય છે. જ્યારે તેઓ મહેલોમાં ને નગરમાં રહેતા નથી ત્યારે મહેલો ને નગર કોને માટે બ્રહ્માએ બનાવ્યાં હશે? જો તેઓ આવા આસનપર બેસે છે, તથા શયન કરે છે, તો પછી નાનાપ્રકારનાં સુંદર આસનો ને શય્યાઓ બ્રહ્માએ આ જગત્માં કોને માટે રચ્યાં હશે? જો બ્રહ્માએ આમને વનવાસ આપ્યો તો તેમણે આ વિશ્વમાં વિવિધ ભોગો નકામાજ બનાવ્યા છે."

દીવાળી—"આવા ઉત્તમ ભોક્તાઓને માટેજ બ્રહ્માએ આ જગત્માં ઉત્તમ સામગ્રી રચેલી હોવી જોઇએ, પણ આપણી ટુંકી બુદ્ધિમાં આવી શકતું નથી કે શામાટે તે ઉત્તમ સામગ્રી એમની સાથે નહિ જોડાતી હોય ?"

અમૃત—"બહેન ! ઓલ્યાં પાંચી ડોસી હમણાં કોઇને કહેતાં જતાં હતાં કે તે બે પુરુષો કોઇ રાજાના કુંવર છે, ને જે સ્ત્રી છે તે શ્યામરૂપવાળા પુરુષનાં વહૂ છે, ને ગૌરશરીરવાળાનાં તે ભાભી થાય છે."

દીવાળી—"આ તો આખા ગામનાં છોકરાંઓ, ડોસાઓ, ડોસીઓ ને જુવાન પુરુષો તથા જુવાન બાઇડીઓ એમનાં દર્શનમાટે પોતપોતાના ઘરનું કામ પડતું મૂકીને વડના ઝાડની પાસે આવવા લાગ્યાં છે. ચાલો, આપણે પણ તે વડની પાસે જઇએ. [વડભણી ચાલતાં ચાલતાં] તમારે માથે પાણીનું બેડું છે તેથી વધારે સમય થવાથી તમને તેનો ભાર તો લાગતો નથી? મારા માથાઉપરના બેડાનો મને તો જાણે લગારે ભાર લાગતો નથી. મને તો તે હલકું ફૂલજેવું જણાય છે."

અમૃત—"મને પણ મારા માથાઉપરના બેડાનો ભાર લગારે જણાતો નથી. આવી વેળાએ જો આપણને આ ભાર જણાય તો આપણને એમનાં દર્શનમાં પ્રીતિ નથી એવોજ નિશ્ચય થાય. [વડની સમીપ જઇ] હવે અહિંથી તેમનાં બહુ સારી રીતે દર્શન થાય છે. ત્રણે મૂર્તિઓ ખરેખર મનમોહિની છતાં પણ આ શ્યામશરીરવાળા પુરુષ તો જાણે મનુષ્યોનાં ચિત્તના ચોરશિરોમણિજેવા જણાય છે. બહેન! હું એક વેળા મારી માસાથે કથા સાંભળવા ગઇ હતી, ત્યારે ત્યાં પદ્મનાભશાસ્ત્રીએ કહ્યું હતું કે 'ભગવાનના લીલાવિગ્રહનું જો અનુકૂળ બુદ્ધિથી દર્શન કરવામાં આવે તો તે દર્શન કરનાર મનુષ્યનું મન, પ્રાણ ને ઇંદ્રિયો જેમ લોઢું ચમકની ભણી ખેંચાય તેમ તેમના ભણી ખેંચાય છે.' મારું મન આદિ આ મહાપુરુષનાં દર્શનવડે તેમના શરીરભણી સ્વાભાવિક રીતે ખેંચાય છે, તેથી મને લાગે છે કે તેઓ આ પૃથિવીપરના પુણ્યશાળી જીવોનો ઉદ્ધાર કરવામાટે પ્રકટેલા પ્રભુજ છે."

દીવાળી—"બહેન! મને તમારું કહેવું સાચે સાચું લાગે છે. હું પણ જાણે તેમનાં દર્શન કર્યાં કરું ને અહિંજ ઊભી રહું એમ મારા મનમાં થાય છે. આ પાંચીઓ તેમનો શ્રમ દૂર કરવા તેમને પોતાની

પછેડીવડે વાયુ નાંખવા લાગ્યો છે, ને અરજણ ડોસા હાથ ઘોઇને તેમના ચરણકમળની સેવા કરવાની અનુમતિ આપવા પ્રાર્થના કરે છે, પણ પોતાને કાંઇ થાક લાગ્યો નથી એમ જણાવી પોતે ચરણસેવા કરવાની તેમને ના પાડતા હોય એમ જણાય છે. નાનાંમોટાં સર્વ છોકરાંઓ, યુવાવસ્થાવાળાં સ્ત્રીપુરુષો, ને વૃદ્ધ સ્ત્રીપુરુષો સર્વ તેમના સામું એકીટસે જોઇ રહ્યાં છે, ને તેમને પોતાના વહાલામાં વહાલા સગાથી પણ આ મહાપુરુષ જાણે વધારે લાગતા હોય એમ તેમના હાવભાવપરથી જણાય છે."

અમૃત—"એ મહાપુરુષ સર્વના આત્મા છે એમ મને લાગે છે. પોતાનો આત્મા કોને વહાલો ન હોય? જગતના બધા પ્રાણિપદાર્થો આત્માને અનુકૂળ હોય તો તે વહાલા લાગે છે, ને તે આત્મા તો સ્વભાવથીજ પરમપ્રિય છે, તેથી આ બીજાં દર્શન કરનારાં સૌને અને આપણને તે પરમપ્રિય લાગે તેમાં કાંઈ આશ્ચર્ય નથી."

દીવાળી—"સખિ! તમે તો શાસ્ત્રની બહુ ઝીણી વાત કહી. તમે શાસ્ત્રનું આટલું બધું ઝીણું જ્ઞાન ધરાવો છો એમ હું આગળ નહોતી જાણતી."

અમૃત—"બહેન! હું કાંઇ શાસ્ત્રો ભણી નથી, તેમ ઘણાં શાસ્ત્રોનું શ્રવણ પણ મેં કર્યું નથી. મેં જે તમને કહ્યું તે મને તેમનાં દર્શન કરવાથી જે અચાનક સ્ફૂરી આવ્યું તેજ માત્ર કહ્યું છે."

દીવાળી—"લ્યો, આ તો હવે ઊભા થઇને ચાલવા માંડ્યા. નાના રાજકુમાર અરજણ ડોસાને ચિત્રકૂટનો માર્ગ પૂછે છે. બિચારા અરજણ ડોસા ગભરાઇ ગયા છે, છતાં પણ તેમને ટુંકો ને સારો માર્ગ બતાવવા તે આગળ ચાલવા લાગ્યા છે. માર્ગમાં સિંહાદિ પશુઓનું

ભય છે, તથા ઘાટી ઝાડી આવે છે, તેથી મને કૃપા કરીને આજ્ઞા આપો તો હું આપને જ્યાં જવું હોય ત્યાં પહોંચાડી આવી પાછી આપને પ્રણામ કરી પાછો આવીશ એમ તે તેમને વિનંતિ કરે છે, પણ મોટા રાજકુંવર તે પ્રાર્થનાનો સ્વીકાર કરતા હોય એમ જણાતું નથી. વનના કાંટા ને કાંકરાવાળા માર્ગમાં સુકોમળ ચરણવાળા આવા મહાપુરુષને ઉઘાડે પગે ચાલવું પડશે એમ વિચારતાં મારું હૃદય ભરાઇ આવે છે. આ પુરુષો કોણ છે તેઓ તેમને સર્વદા અહિંજ રહેવાની વિનતિ શામાટે નહિ કરતા હોય? કેમ બહેન! તેઓ અહિં રહે તો આપણે પણ આપણાથી થઇ શકે એવી તેઓશ્રીની સેવા ભાગે પડતી કરીએ કે નહિ?"

અમૃત—"લ્યો, એ શું બોલ્યાં? શામાટે આપણે તેમની સેવા ન કરીએ? તેમની આપણાથી થઇ શકે તેથી પણ વધારે સેવા આપણે આપણને ધન્યભાગી માનીને કરીએ; પણ આપણા ગામનાં આ માણસો વાતો કરે છે કે તેમનાં માબાપે તેમને વનવાસ આપ્યો છે, તેથી તેઓ અહિં રહી શકે એમ નથી."

દીવાળી—"શું આવા ઇશ્વરરૂપ ભલા પુરુષને વનવાસ! એ માબાપ તે કેવાં કઠણ મનનાં હશે કે આવા બે દીકરાને ને આવી રૂડીરૂપાળી દીકરાની વહૂને વનવાસ આપ્યો હશે?"

અમૃત—"જોકે નાને મોઢે મોટી વાત કરવી યોગ્ય નથી, તોપણ તેમનાં માબાપે તેમ કરવામાં મોટામાં મોટી ભૂલ કરી હોય એમ મને જણાય છે, પણ આપણે જો આપણા લાભનો વિચાર કરીએ તો દૈવેચ્છાથી આપણને તો તેમણે આમનાં દર્શન કરવાનો સુયોગ રચી આપ્યો છે, માટે આપણે તો તેમનો ઉપકાર માનવો જોઇએ."

દીવાળી—"આપણા ગામનાં જે અતિવૃદ્ધ, માંદાં ને પરાધીન માણસો અહિં દર્શનમાટે આવી શકયાં નહિ હોય, તેઓ જ્યારે આ ગામનાં અન્ય માણસોને થયેલાં આવાં અલૌકિક દર્શનના લાભની વાતો સાંભળશે ત્યારે તેઓ પોતાની સ્થિતિને દોષ દેતાં છતાં કેટલાં બધાં પસ્તાશે ? જુઓ બહેન ! હજી પણ કેટલાંક વૃદ્ધ ને માંદાં માણસો ભાન ભૂલીને ગામમાંથી ઉતાવળાં ઉતાવળાં ચાલ્યાં આવે છે, ને તેમની પાછળ પાછળ દર્શન કરવામાટે ચાલ્યાં જાય છે. પોતે વારંવાર ઉભા રહી સર્વ મનુષ્યોને પાછા વળવાનું કહેતા હોય એમ જણાય છે, પણ કોઇ પાછું વળતું નથી. કેટલાક થોડી વાર ઉભા રહી વળી પાછા તેમની પાછળ દોડવા લાગી તેમના ભેગા થઇ જાય છે, ને તેઓશ્રીનાં દર્શન કરી પોતાની આંખોનો લ્હાવો લે છે."

અમૃત—"હવે તો તેઓ બહુ છેટે પધારી ગયા. આ માણસો પણ કેટલીક વાર ત્યાં ઉભાં રહી પછી જાણે પોતાની કોઇ વહાલામાં વહાલી વસ્તુ ખોઇ બેઠાં હોય એમ અત્યંત ઉદાસ થઇને હવે ગામભણી પાછાં ફરે છે."

ગોપી—[ છેટે ઉભી હતી ત્યાંથી પાસે આવી ] "બહેનો ! હવે અહિં ક્યાંકસુધી ઉભાં રહેશો ? ચાલો, ચાલો, બહુ સમય થઇ ગયો. તમારે ઘેર બધાં તમારી વાટ જોતાં હશે."

અમૃત—"બહેન ! આ સંસારમાં ભમતાં જીવને પ્રારબ્ધકર્મવશાત્ શરીર, છોકરાં, સગાંવહાલાં ને ઘર આદિ બધું વારંવાર મળે છે, પણ આવાં દર્શનનો ઉત્તમ લાભ મનુષ્યને વારંવાર મળતો નથી."

ગોપી—"અમૃતબહેન ! હા, એ તો સાવ સાચી વાત, પણ હવે તેમનાં દર્શન આપણને થતાં નથી, માટે હવે ચાલો આપણે તેમને

આપણી આંખોની કીકીમાં સ્થિર રાખી પોતપોતાને ઘેર જઇએ, અને આ લોક પરલોકમાં સર્વથા અહિત કરનારા સર્વ કુસ્વભાવો પૂરેપૂરા ત્યજી, તથા છળકપટ છોડી, એકનિષ્ઠાવડે તેમનું જીવતાંસુધી નિરંતર સ્મરણધ્યાન કરીએ.' [ ત્રણે પોતપોતાના ઘરભણી જાય છે. ]

## પત્ર ૧૫૪—૧૫૬.

× આજે તેં આ જગત્માં ચૌદમા વર્ષમાં પ્રવેશ કર્યો. જેમ જેમ તું મોટો થતો જાય છે તેમ તેમ તારે તારા શુભ કર્તવ્યમાં વધારો કરવો યોગ્ય છે એ તારા જાણવાબહાર નથી.

આ તારા નવા વર્ષમાં તું પ્રભુભક્તિમાં, પવિત્રતામાં, સત્યતામાં, સહનશીલતામાં, વિદ્યાભ્યાસમાં ને સદાચારમાં વધારો કરજે.

સૌની સાથે વિવેકથી વર્તજે. પ્રતિકૂળ પ્રસંગ આવે તેને દૂર કરવા પ્રયત્ન કરજે, પણ મુંઝાઇશ નહિ. એવી વેળાએ પ્રભુનું સ્મરણ-ધ્યાન કરી આનંદમાં રહેજે.

સ્વાભાવિક ચંચળતા ઓછી કરજે, ને શરીરનું આરોગ્ય સાચવજે.

૧૫૫. * દુઃખી થયેલા જીવને અનુકૂળતાએ નીચેનાં વચનો કહી શાંતિ આપવા પ્રયત્ન કરશોઃ—

'તમારા જાણવામાં છે કે આ જગત્માં કોઇ કોઇનું નથી. જગત્માં સ્થાવરજંગમ સર્વ પ્રાણિપદાર્થો ક્ષણભંગુર છે. સેંકડો પ્રતિકૂળ-તાઓથી ઘેરાયેલા મનુષ્યો જીવતા રહે છે એજ આશ્ચર્ય છે, મરણમાં કાંઇ આશ્ચર્ય નથી. ઉઘાડાં નવ બારણાંવાળા શરીરરૂપ પિંજરામાં પ્રાણરૂપ પોપટ રહે છે એ આશ્ચર્યજેવું છે, તે ઉડી જાય તેમાં કાંઇ

આશ્ચર્ય માનવાનું નથી. આગગાડીમાં, આગબોટમાં, ધર્મશાળામાં ને માર્ગમાં ભેળાં થયેલાં માણસો જુદાં પડે છે તેમ ઘરમાં ભેળાં થયેલાં માણસો જુદાં પડે છે તેમાં શોક શો કરવો ? જગતને સ્વપ્નજેવું મિથ્યા સમજી હવે પરમાત્માના સ્મરણધ્યાનમાં મનને વધારે જાગ્રત્ રાખવું. જ્યાં મરણ, શોક, ભય, વિયોગવાળો સંયોગ, ને અપ્રામાણિકતા નથી, અને જ્યાં પરમાનંદજ સર્વદા વિલસી રહ્યો છે એવા સ્થાનને પ્રાપ્ત કરવામાટેજ હવે સર્વદા પ્રયત્નવાન્ રહેવું. જગત્ના પ્રાણિપદાર્થમાં કોઇ સ્થળે મોહ રહ્યો હોય તો વૈરાગ્યરૂપ કુહાડાથી તેને કાપી નાંખવો. ઉપદેશનું વારંવાર મનન કરવું. પ્રતિકૂળ પ્રસંગમાં હવે વિશેષ સહનશીળ રહેવું. અનન્યભક્તિ, ભક્તિમહિમા ને શબરીના સંવાદનું મનન રાખવું. ભક્તિપોષક સંવાદો મળેથી તેનું પણ મનન રાખવું. મનને લેશ પણ ખેદને વશ નજ થવા દેવું. ઈશ્વરની ઇચ્છાને ભક્તનું હિત કરનારીજ સમજવી. પ્રભુ જેમ રાખે તેમ પ્રસન્નતાથી રહેવું એ ભક્તનો ધર્મ છે તે તમારા જાણવામાં હશેજ.'

તમારાં માતુશ્રીને પણ મોહજિતના આખ્યાનથી તથા બીજા દાખલાઓથી અહિંના તરફથી દિલાસો આપતા રહેશો. તેમના ઉપર વળી આ નવું દુઃખ આવ્યું. ઈશ્વરેચ્છા.

૧૫૬. × મહાશિવરાત્રિએ મહાશિવરૂપ બ્રહ્મમાં મનને વિશેષ પ્રેમથી જોડવાનો નિશ્ચય કર્યો હશે. જે ધામમાં એટલે સ્વયંપ્રકાશ—સ્વરૂપમાં સ્થિતિ કરવાથી મનુષ્ય પુનરાવૃત્તિરહિત મોક્ષ પામે છે તે ધામને પામવા ઇચ્છનાર મુમુક્ષુઓને જીવન્મુક્તો આ પ્રમાણે પ્રયત્ન કરવાનો ઉપદેશ કરે છેઃ—

## હરિગીત છંદ.

જે ધામમાં અમ વાસ ત્યાં આવી શકો તો આવજો,
તજી દોષ ઇંદ્રિયમનતણા શુભ ગુણ સાથે લાવજો;
મૂકી મમતાસહિત અહંતા ચિત્ત ચિદે લગાવજો,
શુદ્ધ પ્રેમ ને વિશ્વાસથી તમ મન પૂરું ધરાવજો. ૧
નથી રમત આ બાળકતણી મને એમ દઢાવજો,
છે શૂર સાચા ભયરહિતનું ક્ષેત્ર આ સમજાવજો;
આ માર્ગ વિકટ બહુ ભયંકર વાત નવ વિસરાવજો,
પોંચાય પૂરી દઢતાવડે એ પુનઃ પુનઃ સ્મરાવજો. ૨
અડગ શ્રદ્ધા અડગ ભક્તિ નિત્ય નવી વધારજો,
પ્રાણ પણ જાતા કરી કુટેવ સર્વ નિવારજો;
કપટીતણું આ કામ નહિ એકાંતમાં વિચારજો,
સૌ જતું કરીને ચાલવાનું એ ન કદી વિસારજો. ૩
વાતે વડાં નહિ થાય કદીએ ઘડી ઘડી સંભારજો,
કે'વાનું સઘળું કહી દીધું કર્તવ્ય ઉરમાં ધારજો;
ભક્તિ ત્યજી કુદેવજગની ઈશભક્તિ દઢાવજો,
રોગી હૃદયને ચીરજો ને પાપપરુ કઢાવજો. ૪
લેશ હૃદય ડગે નહિ ઉત્સાહ રહે તો આવજો,
લગારે ના નથીજ અમારી મન વિચાર ચલાવજો;
દુઃખશોકનું જ્યાં નામ નહિ એ સ્થળે દૃષ્ટિ ટકાવજો,
પહોંચી પવિત્ર એ ધામમાં સૌ હૃદયશોક શમાવજો. ૫

તમે પણ ઉપરના ઉપદેશનું એકાંતમાં સારી રીતે મનન કરી, હૃદયની યોગ્યતા વધારી, તે ધામને પ્રાપ્ત કરવા સર્વદા આદરપૂર્વક પ્રયત્ન કરતા રહેશો.

## પત્ર ૧૫૭—૧૬૭.

× જપ ઘણીજ શ્રદ્ધાથી તથા ઘણીજ પ્રીતિથી મનને એકાગ્ર રાખીને કરશો. હરતાંફરતાં પણ મનમાં જપ થયા કરે એવો સ્વભાવ પાડશો.

× માત્ર મનસુબા કરવાથી ઇચ્છિતનો લાભ થતો નથી, પણ સદાગ્રહપૂર્વક યોગ્ય ક્રિયા કરવામાં આવે તોજ ઇચ્છિતનો લાભ થાય છે, તે ભૂલશો નહિ. નકામા વિચારોવડે મનના શુભ બળને ક્ષીણ ન કરશો.

વર્ષમાં કેટલાક દિવસો કેવળ નિવૃત્તિપરાયણ રહી શકાય એમ હોય તો તેવો પ્રયત્ન પણ કરવો જોઇએ. ×

૧૫૮. × બાહ્ય વિષયોની વધારે તૃષ્ણા, બાહ્ય પ્રવૃત્તિનો વધારો, સમજની ન્યૂનતા, ઉતાવળે ફળ મેળવવાની આતુરતા, ને સતસંગનો અભાવ એ સર્વ મનુષ્યના હૃદયની શ્રદ્ધાને મોળી પાડે છે. સજ્જનોના સમીપમાં સામાન્ય મનુષ્યોનાં હૃદયો ધર્મપાલનમાં જાગ્રતિ સેવે છે, પણ તેમને વિયોગે પાછાં તેઓ નિદ્રાવશ થઇ જાય છે.

× ચિત્તની પવિત્રતા ને સ્થિરતામાં કાંઇક વૃદ્ધિ કરી ધૈર્ય ને સાવધાનતાથી હૃદયમાં ઉપજેલી શંકાઓનું એકાંત દેશમાં બેસી નિરાકરણ કરવાનો પ્રયત્ન કરવા માંડશો, તો તે શંકાઓનું નિરાકરણ થઇ શકશે.

અવકાશને અભાવે તમારી શંકાઓનું સમાધાન હમણાં વિસ્તારથી લખી શકાતું નથી, માત્ર ઉપયોગપૂરતું સમાધાન તથા સમાધાન મળવાનાં સાધનો નીચે દર્શાવાય છેઃ—

**આત્માનાત્મવિવેક, દૃગ્દશ્યવિવેક અને પંચદશી ને વિચારસાગરના** જડચેતનનો વિવેક કરનારા ભાગો વાંચવાથી શરીરથી આત્માનું પૃથક્પણું

સમજાશે. પ્રથમ સ્થૂલશરીરથી ઇંદ્રિયોનું પૃથક્પણું યુક્તિ ને અનુભવથી નક્કી કરવું. પછી ઇંદ્રિયોથી અંતઃકરણનું પૃથક્પણું યુક્તિ ને સ્વાનુભવથી નક્કી કરવું, ને અંતે અંતઃકરણથી તેને સત્તાસ્ફૂર્તિ આપનાર તથા તેના સ્વરૂપનો વિવેક કરનાર આત્માને યુક્તિ ને વિવેકથી પૃથક્ ઓળખવો.

કર્મની ને પુનર્જન્મની વ્યવસ્થા સમજવામાટે કર્મમહિમાનો અંક ધૈર્ય ને સાવધાનતાથી વાંચશો. આ વિશ્વની વિચિત્રતાનું કારણ સમજવામાટે કર્મનું ફળ આપવાનું સામર્થ્ય જાણવું જોઇએ, ને તેને અનુસરીને પૂર્વજન્મ ને પુનર્જન્મનો વિચાર કરવો જોઇએ.

ધ્યાનનો પરિપાક થયા વિના સૂક્ષ્મતર પદાર્થોના અસ્તિત્વવિષે મનુષ્યથી જોઇએ તેવું સમજી શકાય નહિ. જેટલું જેટલું સૂક્ષ્મ દ્રવ્ય શાસ્ત્રથી કે અનુભવથી મનુષ્ય જાણે છે તે સર્વનું કારણ તે સૂક્ષ્મતર દ્રવ્ય છે એમ અનુમાનથી જાણી શકાય છે.

દૂરશ્રવણાદિ શક્ય છે, એમ દોરડાંવિનાના ટેલીફોનાદિની શોધ થયે સામાન્ય મનુષ્યથી નક્કી કરી શકાશે.

વાસનાઓની વિરલતા તો પ્રયત્નથી થઇ શકે છે એમ પ્રત્યેક સાધકને અનુભવસિદ્ધ હોય છે. હવે જો વિરાગપૂર્વક સુદૃઢ પ્રયત્ન કરવામાં આવે તો શુભ વાસનાઓવડે અશુભ વાસનાઓનો પરાજય થઇ શકવાની વાત તેને સુસ્પષ્ટ સમજાય છે.

એકલા જડ દ્રવ્યનું અસ્તિત્વ માનવાથી વિશ્વમાંના ઘણા અગત્યના વ્યતિકરો સમર્થ વૈજ્ઞાનિકો પણ સમજાવી શકતા નથી, માટે આ વિશ્વમાં માત્ર જડ દ્રવ્યનોજ સદ્ભાવ છે, એમ માનવું યોગ્ય નથી.

૧૫૯. × હૃદયને વધારે વધારે ભક્તિભાવવાળું ને પવિત્ર કરતા રહેવું. અંતર્મુખવૃત્તિ વધાર્યા કરવી. હૃદયના ઉછાળા અંતર્મુખપણામાં પરિણામ પમાડ્યા કરવા. મહાપુણ્યનો પરિપાક થતાં ઇચ્છિતનો લાભ થશે.

મનોવૃત્તિને શોધી તેને સંસ્કારી કરતા રહેશો, ને હૃદયને નવા નવા ભાવથી રંગ્યા કરશો. અંતઃકરણની સ્થૂલતા ક્રમથી ઘટાડી તેની સૂક્ષ્મ-કળા વધાર્યા કરશો.

૧૬૦. × તમોગુણમિશ્ર રજોગુણની વૃદ્ધિ થવાથી મનુષ્યના અંતઃ-કરણનો સમભાવ દૂર થઇ તેના અંતઃકરણમાં અશુભ વૃત્તિઓ ઉપજે છે, ને વિરાગયુક્ત બ્રહ્માભ્યાસ સતત આદરપૂર્વક ચાલુ રહેવાથી એવી વૃત્તિઓની ઉત્પત્તિ થવી બંધ થાય છે.

બ્રહ્મવિચાર વા બ્રહ્મમાં અંતઃકરણની સ્થિતિ એ અન્ય શુભ-કર્મોના કરતાં શ્રેષ્ઠ છે, એમ "क्षण[1]"ને"स्नातं[2]" ઇત્યાદિ વચનો કહે છે.

વ્યવહારપક્ષે માતપિતાની સદ્‌ગતિનિમિત્તે તીર્થશ્રાદ્ધ થઇ શકે તો તે કરવાં. તેમાં દોષદર્શન થાય, વા વ્યાવહારિક પ્રતિકૂળતા હોય, તો તેમ ન કરે, ને કોઇ શાસ્ત્રીય શુભકર્મ કરી તેનું ફળ તેમને અર્પણ કરે, તો તે પણ તેમને ઉપકારક થાય છે.

૧ "क्षणमेकं क्रतुशतस्यापि॥"—એક ક્ષણનું બ્રહ્મધ્યાન સો યજ્ઞનાથી પણ શ્રેષ્ઠ છે.

૨ " स्नातं तेन समस्ततीर्थसलिले सर्वापि दत्तावनि,-
यज्ञानां च सहस्रमिष्टमखिला देवाश्च संपूजिताः।
संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योऽप्यसौ,

× વિષયપોષક સંગદ્વારા વાસના બહુ વૃદ્ધિ પામે, ને સ્વપ્નદોષથી વાસનાની અલ્પ વૃદ્ધિ થાય. વાસનાક્ષયનો તથા પ્રાણાયામનો અભ્યાસ કરતા રહેવાથી મનની યોગ્યતા વધતાં મન વિષયવાસના ત્યજી શાંત થાય છે.

* અનધ્યાયને દિવસે પણ નિત્યપાઠતરીકે ગીતા તથા આત્મપુરાણ વાંચી શકાય

સધવા તથા વિધવા સ્ત્રી પવિત્ર શરીર ને વસ્ત્રથી જો તેમને દીક્ષા મળી હોય તો શિવપૂજન તથા વિષ્ણુપૂજન કરી શકે.

ભોજનાંતે સોળ કોગળાને બદલે મુખની શુદ્ધિ થાય તેટલા કોગળા કરે તોપણ ચાલી શકે.

બ્રાહ્મણ ઘીનો વેપાર કરે તે શાસ્ત્રીયપક્ષે યોગ્ય નહિ. જોઇએ તેથી વધારે ઘી વેચાતું લેવાઇ ગયું હોય, વા આવ્યું હોય, તો તેમાંથી વધારાનું ઘી પ્રસંગોપાત્ત કોઇને વેચાતું અપાય તેમાં શાસ્ત્રીયપક્ષે અડચણ નહિ.

ભોજનવેળા જર્મનસીલ્વરનાં વાસણો રૂઢિથી વાપરતાં અડચણ નહિ.

અન્ન માટે યાચના કરનારને પાત્ર જોઇને ન્યૂનાધિક અન્ન આપવું; કોઇને નિરાશ ન કરવું. અપાત્રને માત્ર દયાને લીધે અલ્પ આપવું.

---

**यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥१॥"**

**ભાવાર્થ:**—જેનું મન બ્રહ્મવિચારમાં એક ક્ષણ પણ સ્થિરતા પામે છે, તેણે સમગ્ર તીર્થનાં જળમાં સ્નાન કર્યું, સર્વ ભૂમિનું દાન કર્યું, સહસ્ર યજ્ઞો કર્યાં, સર્વ દેવોને સારી રીતે પૂજ્યા, અને પોતાના પિતૃઓનો સંસારથી સારી રીતે ઉદ્ધાર કર્યો. વળી આ બ્રહ્મવેત્તા ત્રણ લોકોને પૂજ્ય છે.

સુપાત્ર બ્રાહ્મણ ધનવાન્ હોય છતાં તેને જે દાન આપવું તે તેમની યોગ્યતાને લઇને આપવાનું હોવાથી શ્રેષ્ઠ છે, ને નિરાધાર તથા અપંગ શૂદ્રને જે આપવાનું તે દાન નહિ, પણ દયાથી સાહાય્ય કરવારૂપ ક્રિયા છે.*

૧૬૧. × મનને વિવેકવિચારથી બની શકે તેટલું સ્વસ્થ રાખવું.

લક્ષણાવડે જણાતા શુદ્ધચેતનરૂપ બ્રહ્મમાં ચિત્તવૃત્તિ રાખવી તે લક્ષ્યરૂપ બ્રહ્મમાં ચિત્તવૃત્તિ રાખવી કહેવાય.

ચિત્તનો પોતાના ઉપાદાનકારણ માયામાં અત્યંત લય થાય તે તેનો અરૂપનાશ કહેવાય. વિદેહમુક્તના ચિત્તનો અરૂપનાશ થાય.

ઉપાધિની ન્યૂનતામાટે, આહારાદિની સુલભતામાટે, તથા માત્ર શ્રવણમનનાદિના લાભમાટેજ જો યોગ્ય જ્ઞાની ગુરુપાસેથી સંન્યાસ ગ્રહણ કરવામાં આવે તો તેમાં અડચણ નથી.

જે સ્થળમાં મનોવૃત્તિ પ્રસન્નતાપૂર્વક બ્રહ્મધ્યાનમાં જોડાય તે સ્થળમાં રહેવું જિજ્ઞાસુને ઉચિત છે.

પ્રણવજપ સતત ચાલ્યા કરતો હોય, વા સગુણબ્રહ્મની ભાવનાપૂર્વક મન નાદાનુસંધાનમાં જોડાતું હોય, તો પછી પ્રણવજપનું પુરશ્ચરણ કરવાની અગત્ય રહેતી નથી.

જેટલે અંશે નિરુપાધિક આનંદનું ભાન થાય તેટલે અંશે ચિત્તની નિર્મળતા સમજવી.

બે ભ્રમરની વચ્ચે આજ્ઞાચક્ર છે. અજરામરચક્ર બ્રહ્મરંધ્રમાં છે. મૂલાધારથી વા હૃત્પદ્મથી મનોવૃત્તિ અજરામરચક્રમાં લઇ જવાય. મનોવૃત્તિ લય વા વિક્ષેપને ન પામતાં ત્યાં રહેલા ચૈતન્યમાંજ જો વિલીન થાય તો તે નિર્વિકલ્પસ્થિતિ કહેવાય.

યાત્રાનો મુખ્ય ઉદ્દેશ સત્સંગાદિવડે તથા પ્રભુના માહાત્મ્યના વિચારવડે મનને પવિત્ર કરવાનો છે. ઇંદ્રિયોવડે ન જણાય એવી વસ્તુઓ તે અતીંદ્રિય વસ્તુઓ કહેવાય.

અંતઃકરણ શાંત કરી બ્રહ્મરંધ્રાદિમાં ઊઠતા નાદને સાંભળવો તે નાદાનુસંધાન કહેવાય છે.

અંતઃકરણ અંતર્મુખ થવાથી સુષુમ્ણામાં નાનાપ્રકારના નાદ સંભળાય છે. વિશેષવર્ણનમાટે યોગકૌસ્તુભ જુઓ.

હું એ શબ્દવડે આત્માનો બોધ થાય છે, તેથી શુદ્ધ અહંકારવડે આત્માનો અનુભવ થવાનું કહ્યું છે.

પ્રાણવાયુ સુષુમ્ણામાં પ્રવેશ કરે ત્યારે શરીર હલકું જણાય છે, તથા એવાંજ બીજાં ચિહ્નો પણ અનુભવમાં આવે છે. નાભિની પાછળના ભાગમાં રહેલી બરડાની કરોડમાં પ્રાણકળા પ્રવેશ કરે છે. તે પ્રાણકળા હૃદયાદિમાં થઇને બ્રહ્મરંધ્રમાં જાય છે. હૃદયકમળ અધોમુખ છે તેને ઉપર મોઢાવાળું ધારવું. કમળના વચલા ભાગમાં મુખ હોય. બે સ્તનની વચ્ચેના ભાગમાં વિકાસનું સ્થાન સમજવું.

નિરાલંબમુદ્રા વિચારવડે સિદ્ધ કરી શકાય છે.

ભક્તિ પણ એક પ્રકારનો રાજયોગ છે.

સર્વતોભાવે એટલે સર્વ પ્રકારના ભાવવડે. સ્વયંપ્રજ્ઞા એટલે પોતાની સ્વાભાવિક બુદ્ધિ.

શુદ્ધ આત્મા બ્રહ્મનો આભાસ નથી, પણ બ્રહ્મસ્વરૂપજ છે. જળથી ભરેલી સીસી, તેણે રોકેલો આકાશ, અને તેમાં પડેલું આકાશનું પ્રતિબિંબ તે જળાકાશ કહેવાય છે, તેમ અંતઃકરણ, અંતઃકરણે રોકેલું

ચેતન, અને અંતઃકરણમાં આવેલા ચેતનના સ્વભાવ એ ત્રણ મળીને જીવ કહેવાય છે.

બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે, પણ તેમાં સર્વજ્ઞતાનો સ્વભાવ નથી. ઈશ્વરમાં સર્વજ્ઞતાનો સ્વભાવ માયાને લીધે છે.

કરામલકવત્—હાથમાં રાખેલા આંબળાની પેઠે સ્પષ્ટ ભાન થવું તે. અસંદિગ્ધ—સંશયરહિત. પ્રસંખ્યાન—વારંવાર તત્ત્વાકારવૃત્તિ કરવી તે.

થોડાક દિવસ બહુ આગ્રહથી અભ્યાસ કરવો, ને પછી મૂકી દેવો, તે સસલાના જેવી વૃત્તિ કહેવાય; ને ધીમો ધીમો અભ્યાસ સતત ચાલુ રાખવો તે કાચબાના જેવી વૃત્તિ કહેવાય.

મુમુક્ષુઓના ચિત્તની પ્રસન્નતા તેના નેત્રાદિદ્વારા બહાર વહે છે તે યોગીઓ જોઇ શકે છે, અન્ય જોઇ શકતા નથી.

ખંજન—દીવાળીઘોડો. એ પક્ષી ચકલાજેવડું થાય છે, ને દીવાળી-ઉપર બીજા દેશમાંથી આ દેશમાં આવે છે. વંચકચક્રચૂડામણિ—ઠગોના સમૂહના માથાનો મણિ એટલે અત્યંત ઠગ.

૧૬૨. × × વ્યવસ્થાપકમંડળના સર્વ સભ્યો સ્વજ્ઞાતિમાટેના કર્તવ્ય-સંબંધી શુદ્ધભાવ રાખી અભિમાન ને દુરાગ્રહવિના, દેશ કાળ ને આપણી સ્થિતિનો પૂર્ણ વિચાર કરી, શક્યાશક્યનું સ્મરણ રાખી, મર્યાદાપૂર્વક પોતપોતાના સ્વતંત્ર વિચારો જણાવે, ને તેને આચારમાં મૂકવાના યોગ્ય ઉપાયો જણાવે, તો તે ઇચ્છવાયોગ્ય છે, ને તેમાં કોઇ પ્રકારની હાનિ પ્રતીત થતી નથી. એવા વિચારો ને ઉપાયોઉપર યોગ્ય સભ્યો શાંત ચિત્તે ઉહાપોહ કરી નિર્ણય કરે તો તે જ્ઞાતિને હમણાં કે આગળઉપર લાભ કરનાર થાય.

અવ્યવસ્થિત થયેલાં, ને લોકોના કેટલાક ભાગનો વિશ્વાસ નહિ મેળવી શકેલાં, મોટાં કામો વિવેકપૂર્વક ધીરે ધીરે ધૈર્ય ને સાવધાનતાદિસહિત યોગ્ય ઉપાયો કરવાથી કેટલોક સમય વિત્યા પછી યોગ્ય સ્થિતિપર આવી તે સિદ્ધ થવાનાં ચિહ્નો પ્રતીત થાય છે.

વિવેકી મનુષ્યો અન્યજનોના ઉપર કડવા આક્ષેપ નહિ કરતાં નિરભિમાનપણે શુદ્ધભાવથી પોતાનું કર્તવ્ય નક્કી કરે છે, ને સ્વસામર્થ્યાનુસાર તેને આચરણમાં મૂક્યા કરે છે. જેમ અન્યને પ્રહાર કરવાનો કોઇને કેટલાક વિશેષ અધિકારવિના અધિકાર હોતો નથી, તેમ કેટલાક વિશેષ અધિકાર ને પ્રયોજનવિના કોઇને કટુવચનો સંભળાવવાનો પણ કોઇને અધિકાર હોતો નથી. બોલતાં આવડે તો સત્ય ને મીઠાં વચનો જે કામ કરી શકે છે, તે કામ કર્ણકટુ વચનો કદાપિ કરી શકતાં નથી, એમ વિદ્વાનો માને છે.

પૂર્વજન્મોના સંસ્કારોની વિલક્ષણતાને લીધે મનુષ્યોની રુચિમાં ભેદ હોય છે, તે રુચિભેદથી મનુષ્યોના વિચાર ને પ્રવૃત્તિ પણ ભિન્ન ભિન્ન હોય છે, આમ સમજનારા વિવેકી સજ્જનો અન્ય મનુષ્યોના વિચાર ને પ્રવૃત્તિભણી ઔદાર્યથી જુએ છે. વળી તેઓ સમજે છે કે પરમતસહિષ્ણુતા રાખ્યા વિના મનનો સમભાવ જળવાતો નથી, ને મનનો સમભાવ રાખ્યા વિના કોઇ કામ નિર્દોષરીતે થઇ શકતું નથી. * * *

૧૬૩. * અડગ ઇચ્છા હોય તો ઉપાય થઇ શકે છે. ફળસિદ્ધિ ઉપાયના અનુષ્ઠાનને અધીન છે, ને ઉપાયના અનુષ્ઠાનમાટેની અનુકૂળતા કરવી એ તમારી પોતાની અડગ ઇચ્છાને અધીન છે, એ ભૂલશો નહિ.

મનુષ્યને પોતાના મંદપ્રારબ્ધથી વ્યગ્રતાનાં કારણો પ્રાપ્ત થાય, પણ તે વ્યગ્રતાને પ્રતિપક્ષભાવનાદિ ઉપાયવડે દૂર કરવા તેણે પ્રયત્ન સેવવો જોઇએ.

ઘરસંસારી પ્રતિકૂળ પ્રસંગોને અનુકૂલ કરવા તમારે યોગ્ય પ્રયત્ન સમભાવથી કરવો જોઇએ.

૧૬૪. * લાંબા શ્વાસોચ્છ્વાસ લેવામૂકવાનો સ્વભાવ પાડવાથી સળેખમ દૂર થશે. * * *

મન હ્રદયકમળમાં છે. તેનો સંકલ્પવિકલ્પ ધર્મ છે. સંસ્કારોને વશ થઇ બહુધા તે સંકલ્પવિકલ્પ કરે છે. મનમાં ચેતનના ધર્મો ( સ્વભાવો ) આવવાથી જીવભાવ ઉપજે છે. જીવનું શુદ્ધરૂપ આત્મા છે. તેમાં મન કે વાસના કાંઇ નથી. માણસ મરે છે ત્યારે તે જો અજ્ઞાની હોય તો તેનું લિંગશરીર એટલે અંતઃકરણ, પ્રાણ, ઇંદ્રિયો, સૂક્ષ્મભૂતો ને તેમાં ભળેલાજેવા ચેતનના ધર્મો બીજા સ્થૂલશરીરના કારણસાથે જોડાય છે. દોરડીમાં સાપની પેઠે સર્વ જડવસ્તુ કલ્પિત છે. અજ્ઞાનકાળમાં તે સાચાજેવી જણાય છે. સામાન્ય ચેતન પ્રતીત થતું નથી. અંતઃકરણસાથે ચેતન મળેલાજેવું થાય ત્યારે તે પ્રતીત થાય છે. જડમાં વ્યાપ્યુ છતાં પણ અંતઃકરણ તથા સંસ્કારો ત્યાં ન હોવાથી ત્યાં જીવભાવ પ્રતીત થતો નથી. શુદ્ધચેતન ક્રિયારહિત છે. અંતઃકરણસાથે મળેલું ચેતન ક્રિયા કરતું પ્રતીત થાય છે. ક્રિયા કરનાર મિશ્ર ચેતન જીવ કહેવાય છે, ને તેને તેના કર્માનુસાર નવા શરીરની પ્રાપ્તિ થાય છે.

અનાદિ અજ્ઞાનને લીધે આત્મા બહિર્મુખ થઇ જગત્નો અનુભવ કરે છે. જીવો એ શુદ્ધ આત્માનાં પ્રતિબિંબો છે.

વ્યવહારપક્ષે ઇશ્વર નીતિના સ્થાપનાર ને જીવોને તેમના કર્માનુસાર ફળ આપનારા છે. *

૧૬૫. * સ્થૂલ તપના કરતાં સૂક્ષ્મ તપમાં વિશેષ આદર રાખવાની યોગ્યતા પ્રાપ્ત કરશો. એક એક શ્વાસ વધારવાની સાથે મનના ભક્તિભાવની એક એક કળા વધારવી, ને એક એક શ્વાસ ઘટાડવાની સાથે મનના સાંસારિક વલણની એક એક કલા ઘટાડવી.

વ્રતકાળે બની શકે તેટલા રાજસતામસવ્યવહારથી—વિચારક્રિયાથી—દૂર રહેવું.

જપ, ધ્યાન, પ્રાણાયામ, વાચન, ચિત્તસંશોધન, કીર્તન ને શુભવિચારમાં અવકાશના સમયનો ઉપયોગ કરવો. તમારા તનમનનું બળ વિચારી તમને અનુકૂળ આવે એવી રીતે સમયપત્રક બાંધવું. પ્રથમ બાંધેલા સમયપત્રકમાં અનુભવથી કાંઇ ફેરફાર કરવાની અગત્ય જણાય તો તેમ કરતાં અડચણ નથી.

જેના મુખમાં સૂકું હાડકું છે એવો કોઇ શ્વાન કોઇ મૃગરાજને આવતો જોઇ એ મારી પાસેનું આ હાડકું પડાવી લેશે એમ ધારી નાસવા લાગે તેને જોઇને તેની બુદ્ધિપર, અને જેની ઘોડારમાં હજારો નિર્દોષ, જુવાન, ચપળ ને કુલીન ઘોડાઓ છતાં તેમાં જે ઉદાસીન છે એવા કોઈ મહારાજાપાસે કોઇ બકાલી પોતાના કાણા, કરડકણા, લાત મારનારા, દુબળા ને ભાઠાં પડેલા ટટ્ટુને અમુક અમુક શરતોએ આપવાનું કહે તેનું તે બોલવું સાંભળીને તેની બુદ્ધિપર, વિવેકીને દયા ઉપજી હસવું આવે છે, તેમજ પરમાત્મા અને મહામુનિઓના સંબંધમાં પ્રાકૃત મનુષ્યોની પ્રવૃત્તિ જોઇને તથા તેમનાં કથનો સાંભળીને તેમની બુદ્ધિપર પણ વિવેકીને દયા ઉપજી હસવું આવે છે.

પૂર્ણકામમાં કોઇ પ્રકારની સ્પૃહા હોતી નથી. તેમની સર્વ પ્રવૃત્તિ માત્ર દયાથી થાય છે. અધિકાર આવે યોગ્ય થશે. અધિકાર-

વિના મનુષ્યને અમૃત પણ વિષના જેવું લાગે છે. શંકા મનુષ્યના મહા-રિપુનું કામ કરે છે. ઉદંકનામના કોઇ મુનિ અમૃત મેળવવા તપ કરતા હતા, પણ ઇંદ્રે તેમને અમૃત આપ્યું નહિ. પછી **શ્રીવિષ્ણુને પ્રસન્ન** કરવા તેમણે પુનઃ તપ કર્યું. કાળે કરીને **શ્રીવિષ્ણુ પ્રસન્ન** થયા, ને તેમને વર માગવાનું કહ્યું, ત્યારે તેમણે અમૃત આપવાનું માગ્યું. પછી **શ્રીવિષ્ણુએ** કહ્યું કે હું ઇંદ્રને મોકલીશ, તેમની પાસેથી તમે અમૃત લેજો. થોડા સમય પછી ઇંદ્ર ચાંડાળનું રૂપ લઇ પોતાની નાભિની નીચેના ભાગમાં બાંધેલી કુલડીમાં અમૃત લઇને આવ્યા, ને તે ઋષિને કહ્યું કે "લ્યો આ અમૃત." પછી તે ઋષિને આ કુલડીમાં ચાંડાળનું મૂત્ર હશે, એવી શંકા ઉપજી, તેથી તેમણે તે અમૃત લીધું નહિ. પશ્ચાત્ ઇંદ્ર અંતર્ધાન થઇ ગયા, ને આકાશવાણી થઇ કે "હે બ્રાહ્મણ! તમારી અયોગ્ય શંકાથી તમે અમૃત ગુમાવ્યું છે." પછીથી તે ઋષિ બહુ પસ્તાયા, પણ પાછળનો પશ્ચાત્તાપ શા કામનો?

જપ, તપ, વ્રત, તીર્થ, યોગ ને ભક્તિવડે મેળવવાયોગ્ય મુખ્ય ફળ શું છે? તથા સર્વશાસ્ત્રના સાક્ષાત્ કે પરંપરાવડે વિષયરૂપ કોણ છે? તે શાંત મને વારંવાર વિચારવું.

કોઈ મેઘલી રાત્રે પ્રભુના મંદિરનાં દ્વાર ઉઘાડાં હતાં. દ્વારપાલિકા જે ભાવિક દર્શને આવે તેમને પ્રભુનાં દર્શન કરવા જવા દેતી હતી. એક સ્ત્રી જે ઘણા વહેમીસ્વભાવવાળી હતી તે દર્શને જવું કે ન જવું તેનો વિચાર કરતી કરતી દૂર બેસી રહી હતી. બહુ મોડી રાત્રે તેને દર્શને જવાનો ભાગ્યોત્રુટયો નિશ્ચય થયો. તે માંડમાંડ મંદિરના દ્વાર-પાસે આવી. રાત બહુ જવાથી તે મંદિરનાં દ્વાર બંધ થયાં હતાં. દ્વારપાલિકા શયન કરવાની તૈયારીમાં હતી. આવેલી તે સ્ત્રીએ તે

મંદિરનાં દ્વાર બહુ ખખડાવ્યાં, ત્યારે બહુ દૂરથી તે દ્વારપાલિકા સૂક્ષ્મ ને ગંભીર સ્વરે માત્ર એટલુંજ બોલી કે:—" ઘણું મોડું, ઘણું મોડું. ઘણું મોડું. "

વીજળીના ઝબકારાથી પ્રતીત થયેલો માર્ગ પાછળના અંધારામાં પ્રતીત થતો નથી. ×

૧૬૬. * મોટી ને પવિત્ર ગણાતી નદીઓમાં ચોમાસામાં સર્વદા સ્નાન કરી શકાય છે. નાની નદીઓમાં પૂર આવ્યા પછી ત્રણ દિવસ સ્નાન ન કરવું.

× ભોજનમાં જર્મનસિલ્વરનાં પાત્રોને બદલે પીતળનાં પાત્રો વાપરવાં તે વધારે યોગ્ય છે.

કલઇના વા કલઇવાળા વાસણમાં માત્ર એક જણ ભોજન કરે તો અડચણ નહિ. વ્રતવાળો તેમાં ભોજન ન કરે તો તે વધારે ઉત્તમ.

જમ્યા પછી થાળીમાં હાથ મોં ધોયાં હોય તો તેને માંજીને અંગારી નાંખવી જોઇએ.

સંધ્યાદિમાં દર્ભના પવિત્રાને બદલે ધાતુની પવિત્રીથી કામ ચાલી શકે. જ્યાં દર્ભની ખાસ જરૂરજ છે ત્યાં દર્ભ વાપરવા. તે બ્રાહ્મણદ્વારા ગામડામાંથી મગાવી લેવા.

માળીને ત્યાંથી દેવપૂજામાટે પુષ્પ લાવતી વેળા અસાધારણ પ્રયોજનવિના કોઇને નમસ્કાર ન કરવા. નજ ચાલતાં નમસ્કાર કરવા પડે તો ત્યાં પરમાત્માની ભાવના કરવી, ને આપણને કોઈ નમસ્કાર કરે તો એમ માનવું કે તે પરમાત્માને નમસ્કાર કરે છે.

જે સગપણે કે યોગ્યતાએ મોટો હોય તે નાની વયનો હોય તોપણ તેને નમસ્કાર કરવા જોઇએ; તેમાં દોષ નથી. યોગ્યતાએ કે સગપણે મોટો ન હોય, ને વયે નાનો હોય તેને નજ ચાલતાં પ્રથમ નમસ્કાર કરવા પડે એમ હોય તો તે વેળા હું પરમાત્માને નમસ્કાર કરું છું એમ ભાવના કરી નમસ્કાર કરવામાં વિરોધ નથી.

સૂતકમાં હજામત ન કરાવાય તો ઠીક. કદાચ કરાવવી પડે તો સૂતક ઊતર્યા પછી પુનઃ હજામત કરાવવી જોઇએ.

સૂતકમાં શૂદ્રાદિને કે હલકા માગણોને અન્નાદિ આપતાં અડચણ જણાતી નથી.

વ્યાઘ્રાદિના ચામડામાં મનુષ્યના અંતઃકરણપર ઉપકાર કરવાનો ગુણ હોવાથી તે પૂજાદિ વેળા વપરાય છે. ગાયના ચામડામાં તેવો ગુણ નથી, માટે તે નથી વપરાતું.

હાથીદાંતની ચુડી રસોઇવેળા ન પહેરાય તો ઠીક.

આ દેશમાં દ્વિજસ્ત્રીઓને કચ્છ મારવાની ખાસ અગત્ય નથી.

ઋતુકાળે કોઇ સ્ત્રી હીનજાતિની સ્ત્રીને અડી જાય તો તેણે સ્નાન કરવું. આવા નૈમિત્તિક સ્નાનમાં અડચણ નથી. ×

· ૧૬૭. × મધ્યમ પ્રકારના મનુષ્યની મધ્યમ જાતિના અંતઃકરણ—જેવું તમારું અંતઃકરણ થયું છે. ઇચ્છા થાય તો તેને ક્રમથી મધ્યમ પ્રકારના મનુષ્યની ઉત્તમ જાતિના અંતઃકરણજેવું, ત્રણ પ્રકારના દેવની ત્રણ જાતિનાં અંતઃકરણજેવું, ને શ્રીઇશ્વરના અંતઃકરણજેવું કરવા ભાવપૂર્વક સતત પ્રયત્ન કરવો જોઇએ.

અભ્યાસીની પરીક્ષાઓ અભ્યાસીને આગળ વધારવામાટેજ થાય છે.

ગર્વ, હઠીલાઇ, રીસ, અગાંભીર્ય ને અસરલતાના ત્યાગની કેટલી

સિદ્ધિ થઇ છે તેની પરીક્ષા કરાઇ હતી. અન્ય ગુણોની ખાસ પરીક્ષા કરાઇ નહોતી, ને કરાયેલી ગણીએ તો તે ગૌણરૂપ હતી.

બુદ્ધિ એ પત્ની છે, ને આત્મા વા પરમાત્મા એ તેના પતિ છે. "**निर्दोषो निश्चलो नाथः सदोषा चंचला वधूः ॥**" (આત્મારૂપ પતિ દોષરહિત ને સ્થિર છે, ને બુદ્ધિરૂપ સ્ત્રી દોષોવાળી ને ચંચળ છે.) "જે થા કંથ કબીરકા, સોઇ વર વરીહું; મનસા વાચા કર્મણા દુજા નહિ કરીહું." (જે કબીરના–કબીરની બુદ્ધિના–પતિ હતા, તેજ વરને હું વરીશ, મન વાણી ને કર્મવડે હું બીજો પતિ નહિ કરું.) **દાદુજી.** "અનેક જુગ વીત્યા રે પંથે ચાલતાં, તોય અંતર રહ્યો લગાર: પ્રભુજી પાસે છે હરિ નથી વેગળા, આડો ને પડિયો રે અંકાર[1]. લોકડીઆની લાજ રે બાઇ મેં તો નાણીઓ. મેલી મેલી કુળતણી વળી લાજ; જાદવાને[2] માથે લઇ છેડો નાંખીઓ ત્યારે પ્રભુવર પામી છું હું આજ." **નૃસિંહમહેતા.** ને "જગજીવન જગતમાં મારો નાવલીઓ[3] નિર્દોષ. ગોવિંદો પ્રાણ હમારો રે, મને જગ લાગ્યો ખારો." **મીરાંબાઇ.** ઇત્યાદિ ઘણા સંતનાં વચનો અને સંતોની વાણીમાં વિરહિણીનાં (આત્માના વિયોગવાળી બુદ્ધિનાં) અંગો બુદ્ધિને આત્માની પત્નીરૂપે વર્ણવે છે. આ વિષય સ્થૂલશરીરનો–હાડમાંસનો–નથી, પણ સૂક્ષ્મશરીરનો–બુદ્ધિનો–છે.

મુસલમાનોમાં સુફીનામના વેદાંતના મતને મળતા પંથના લોકો પરમાત્માને પોતાના જીવની પ્રિયા માનીને ભજે છે. તેઓ સુરતપરસ્ત (સૌંદર્યના પૂજારી) કહેવાય છે. તેઓ પ્રથમ શરીરસૌંદર્યને, પછી વાક્સૌંદર્ય તથા ક્રિયાસૌંદર્યને, પશ્ચાત્ હૃદયસૌંદર્યને, ને અંતે એ હૃદય-

૧ અહંકાર. ૨ યદુકુળમાં ઉપજેલા પ્રભુને. ૩ પતિ.

સૌંદર્ય આત્માના સૌંદર્યથી છે એમ આત્માના પરમસૌંદર્યને સમજી, પૂજી, તેમાં પરમપ્રીતિ રાખી, કૃતાર્થ થાય છે. આપણામાંના ઘણા મહાભક્તો પરમાત્માને પોતાની બુદ્ધિના પતિ સમજી તેમાં પ્રથમ પ્રીતિ, પછી આસક્તિ (ગાઢપ્રીતિ) ને પછી વ્યસન (પરમપ્રીતિ) રાખી કૃતાર્થ થયા છે. ગોપીઓની, કબીરજીની, નૃસિંહમહેતાની, દાદુજીની, સુંદરદાસજીની ને મીરાંબાઇ આદિની ભક્તિ આવા પ્રકારની જાણવી. આવા ભાવને વશ થઇનેજ વૃંદાવનમાં રહેતા જીવાગોસાંઇને મીરાંબાઇએ નીચે પ્રમાણે કહેવરાવ્યું હતું:—

"આજસુધી હું એમ જાણતી તી, વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક,
વૃંદાવન વસી હજી પુરુષ રહ્યા છો, ધન્ય! તમારો વિવેક."

સ્વામિરૂપે, (ઉપરિ વા શેઠરૂપે,) સખારૂપે ને પિતારૂપે પણ પરમાત્માની ભક્તિ જીવ કરી શકે. સર્વ પ્રકારની ભક્તિમાં ભક્તની નિષ્ઠા નીચે જણાવેલા પરમાત્માના પરમભક્તના કથનના જેવી હોવી જોઇએ:—

"या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥"

(અવિવેકી મનુષ્યોની શબ્દાદિ વિષયોમાં જેવી અખંડિત પ્રીતિ છે, તેવી આપપરની મારી પ્રીતિ હે પ્રભો! આપનું વારંવાર સ્મરણ કરનાર જે હું તેના હૃદયમાંથી દૂર ન થાઓ, અર્થાત્ આપને વિષે મારી અખંડિત પ્રીતિ રહો.)

"વેરી મેઘબિંદુબરાબર હોય, તમારો સંગ ન મૂકું તોય."

આટલાંટિક મહાસાગરની ઉંડાઇ જેમ બે હાથની લાકડીથી માપી શકાય નહિ, તેમ શ્રીઇશ્વરના કે ઇશ્વરસદૃશ મહામુનિના ચિત્તની અ-

ગાધતા પ્રકૃત મનુષ્યોના અસંસ્કારી ચિત્તથી માપી શકાય નહિ. જળમાં માંછલાનાં ને આકાશમાં પક્ષીનાં પગલાં શોધવાં જેમ અસાધ્ય છે તેમ જ્ઞાનીનો અભિપ્રાય જાણવો અસાધ્ય છે.

"મારી વ્યાવહારિક બુદ્ધિથી ભલે મને ન ગમતું હોય તોપણ શ્રીઈશ્વર મારે માટે જે કરે છે તે મારા ભલામાટેજ કરે છે," "મારું ધાર્યું ન થાઓ, ને પ્રભુનુંજ ધાર્યું થાઓ," આવો અનન્યભકતોનો અડગ નિશ્ચય હોય છે.

દીક્ષાઓના ક્રમ દીક્ષાવિચારથી જાણ્યા હશે, પણ તેનું સમજપૂર્વક મનન નહિ કર્યું હોય. પ્રારંભનો ઉપદેશ સર્વસાધારણ હોય છે, ને પછીનો ઉપદેશ અધિકારીની યોગ્યતાપ્રમાણે અસાધારણ–તેનેજ લાગુ પડે એવો–હોય છે. સાધકના કાર્યની સુલભતાથી વેળાસર સિદ્ધિ થવામાટે એવી પદ્ધતિનો સ્વીકાર અનાદિકાળથી કરાય છે.

ચાળીશમો ને એકતાળીશમો અંક તથા અનન્યભક્તિ ને અનન્યભક્તાનાં લક્ષણો સમજપૂર્વક વાંચ્યાંવિચાર્યાં હશે. મનના શુભાશુભ વેગની અસર શરીરપર થાય છે, તેથી મનને સ્વસ્થ ( અશુભ વેગથી રહિત ) રાખવા ઘણામાં ઘણી જાગ્રતિ સેવાતી હશે.

સારું મેળવવું દુર્લભ છે, ને તેવું મળ્યું હોય તે ખોવું સુલભ છે, એમ વિવેકીઓ જાણે છે, તેથી પ્રાપ્ત થયેલા શુભના રક્ષણમાં તેઓ સર્વદા બહુ સાવધાન રહે છે.

મનોરૂપ શેષની અન્યવૃત્તિઓરૂપ ઓગણીશ સો ને નવાણું આંખો બંધ કર્યાં વિના પરમાત્માને વિષય કરનારી વૃત્તિરૂપ એક દુઃખતી આંખ સાજી થઇ શકતી નથી. × * ×

## પત્ર ૧૬૮-૧૭૪.

* જે થાય તેના સમભાવવડે દ્રષ્ટા રહેવું, ને જે કાલે જે પ્રાપ્ત વ્યવહાર હોય તે યથાયોગ્ય કરવો.

* અધિકમાસના દેવ પુરુષોત્તમ ગણેલા હોવાથી તેનું નામ પુરુષોત્તમમાસ પાડ્યું છે, ને તેથી તે પવિત્ર ગણાય છે.

જ્ઞાન ગૃહસ્થાશ્રમવાળાને પણ થઇ શકે, પરંતુ ચિત્તની ઉત્તમ પ્રકારે એકાગ્રતા કરનારી ઉપાસના વ્યવહારની ઉપાધિવાળાથી થઇ શકે નહિ. પ્રણવનું મંદ કે મધ્યમ પ્રકારનું ચિંતન ગૃહસ્થાશ્રમી કરી શકે, પણ ઉત્તમ પ્રકારનું ચિંતન કરવાની તેને અનુકૂળતા ન હોય. ×

૧૬૯. * અચ્યુતનું ( અનેક અનુકૂળ પ્રતિકૂળ પ્રસંગોમાં જોડાયા-જેવા પ્રતીત થતા છતા જેમનાં જ્ઞાનવૈરાગ્યાદિ ડગતાં નથી તેઓનું ) સ્મરણધ્યાન કરતા છતા અંતઃકરણમાંના સત્ત્વગુણની વૃદ્ધિ થયે આવિર્ભાવ પામનારા નિરુપાધિક નિરતિશય બ્રહ્માનંદામૃતનું પાન કરતા છતા પ્રસન્ન રહેશો.

૧૭૦. × પ્રથમ તમારે તમારા મનની ચંચલતા દૂર કરવી જોઇએ. ધૈર્ય રાખી, પુરતો વિચાર કરી, અંદરબહારનું સ્વસામર્થ્ય વિચારી, કોઇ પણ યોગ્ય કામ આરંભવાનો નિશ્ચય કરવો જોઇએ, ને આરંભેલું કામ વચ્ચે મૂકી દેવું ન પડે એમ સાવધાનતાથી વર્તવું જોઇએ. * *

૧૭૧. * જેમ સવારસાંજ નિઃસ્ફુરણદશામાં બેસવું, તેમ સતત પણ નિઃસ્ફુરણસ્વરૂપભણી મનને ઢળતું રાખવું.

સ્વપરના બ્રહ્મભાવને પ્રમાણ, યુક્તિ ને સ્વાનુભવવડે દૃઢ કર્યા કરવો.

આ સર્વ પ્રપંચ બ્રહ્મના વિવર્તરૂપે ને અવિદ્યાના પરિણામરૂપે પ્રતીત થાય છે એમ પુનઃ પુનઃ દૃઢ કર્યા કરવું.

દસ્યમાં રહેલા રાગદ્વેષોને ઉત્તરોત્તર શિથિલ કર્યાં કરવા. બોધને દૃઢ સ્થિતિએ પહોંચાડવા સતત જાગ્રતિ સેવ્યા કરવી.

૧૭૨. × બ્રહ્મભાવના વધારતા રહેશો, એટલે તેના પરિપાકથી શાંતિ થશે. ×

સર્વાંતર્યામી એટલે સર્વ પ્રાણીઓના અંતઃકરણમાં રહી તેમના સંસ્કારાનુસાર તેમને પ્રેરણા કરનારા. સર્વના અંતઃકરણમાં રહી સર્વના સંસ્કારો તથા તદનુસાર થતા તેમના વિચારો ને પ્રવૃત્તિને જાણનારા એવો પણ તે શબ્દનો અર્થ થઈ શકે છે. ×

૧૭૩. * જેઓ વ્યવસ્થા ને દૃઢતા રાખી પરિણામ વિચારી વર્તે છે તેમને કામનો બોજો પ્રતીત થતો નથી; કામ તેમની આગળ ટકી શકતુંજ નથી.

* હમણાં ને પછી થઇ શકે તેટલુંજ કામ હાથમાં લેશો, પણ જેટલું કામ હાથમાં લ્યો તેટલું કામ ઘણું સારામાં સારું કરવાનો સ્વભાવ રાખશો. *

૧૭૪. × ભકતનું હૃદય બત્રીશ આનાથી પણ વધારે જોખમ ઉપાડવું હોય તો તે ઉપાડવાને પણ સર્વદા પ્રસન્ન હોય છે. તે સમજે છે કે આ સર્વ મારા હૃદયના વિશ્વાસની પરીક્ષામાટે કહેવાય છે. તે વસ્તુતાએ બત્રીશ આના જોખમ નહિ હોય, પણ બત્રીશ આના લાભજ હશે. જેમ સુરમાના ડુંગરનો એક ભકતને પરમાનંદ આપનારો ગ્રાસ થઈ ગયો, તેમ આ બત્રીશ આના જોખમ પણ મને બત્રીશ આના લાભરૂપજ થઇ જશે.

હૃદય મહાસાગરજેવું ગંભીર રાખવું. ×

ગમે તેવા પ્રતિકૂળ પ્રસંગમાં પણ અયોગ્ય સ્થળે રીસ ઉપજવા દેવી નહિ, મુખ બગાડવું નહિ, ને અણુઘટતું લખી વા બોલી દેવું નહિ. પાછળથી પસ્તાવું પડે એવું કાંઈ કામ નજ કરવું.

ભક્તે અનિયમિત રીતે થવાની પોતાની પરીક્ષામાં ઉત્તીર્ણ થવા પોતાનાં હૃદયાદિને ક્ષણે ક્ષણે યોગ્યતાવાળાંજ રાખવાં જોઇએ.

ગર્વાદિનાં સ્વરૂપ પ્રથમ જાણવાં, પછી એક એકને પોતાના હૃદયમાં થતા વિચારમાં ને પ્રવૃત્તિમાં શોધવાં, ને પછી પ્રતિપક્ષભાવનાવડે તેમને ત્યજવાં.

કોઇ શાસ્ત્રો પરંપરાવડે ને કોઇ શાસ્ત્રો સાક્ષાત્ પરમાત્માનોજ બોધ કરી તેમને પ્રાપ્તવ્ય વા જ્ઞાતવ્યરૂપે વર્ણવે છે. વ્રતાદિ સર્વનું ફલ પણ તેમની પ્રાપ્તિ કરવી એજ છે.

ધર્માધર્મનું સ્વરૂપ અતિગહન હોવાથી હિતેચ્છુએ તો ધર્મના અભિમાનવાળા ન થતાં ધર્મની પ્રાપ્તિમાટે શુદ્ધભાવે નિરંતર વધારે પ્રયત્ન કર્તવ્ય છે.

## પત્ર ૧૭૫.

* પૂજ્યચરણ **શ્રીદ**ત્તાત્રેયના ઉપદેશનું આદરપૂર્વક શ્રવણ કર્યા પછી તેનું મનન **શ્રી**પડાનને કેવી રીતે કર્યું, અને ચિત્ત તથા ચૈત્યનો (ચિત્તે કલ્પેલા દૃશ્યનો) બાધ કરી તેઓ કેવી સ્થિતિને પ્રાપ્ત થયા તે જાણવાની તમારી શુભેચ્છાને પરિતૃપ્ત કરવા નીચેની પંક્તિઓ લખવાનો ચિત્તવૃત્તિએ દક્ષિણ હસ્તને વેગ આપ્યો છે.

સંસારમહોદધિમાં ડુબતા જિજ્ઞાસુઓના હાથ પકડી તેમને તે મહોદધિના સુખમય પરતીરરૂપ બ્રહ્મમાં સ્થાપન કરવામાટે આ મોહમયી વસુંધરાપર જેમનું સ્વેચ્છાએ પ્રાકટ્ય થયું છે એવા પરમકારુણિક

પૂજ્યપાદ **શ્રીદત્તાત્રેયપાસેથી** સર્વ દૃશ્યના અસારપણાના ઉપદેશનું એકાગ્રચિત્તે ભાવપૂર્વક શ્રવણ કર્યા પછી પોતાના તે સદ્‌ગુરુનું પૂજન કરી તેઓશ્રીને તેમણે ત્રણ વાર ભાવપૂર્વક પ્રદક્ષિણા કરી, અને પછી ત્રણ વાર પરમપ્રેમ ને બહુ વિનયથી સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા. પશ્ચાત્ તેઓશ્રીની અનુજ્ઞા મેળવી કોઇ એકાંત સ્થલમાં તે ઉપદેશની દૃઢતામાટે તેનું મનન કરવામાટે તેઓ ત્યાંથી વિદાય થયા. ચાલતાં ચાલતાં **શ્રીગંગાજીના** પવિત્ર, સુરમ્ય ને એકાંત તીરપર એક સુંદર વટવૃક્ષને જોઈ ત્યાં પોતાને પ્રાપ્ત થયેલા ઉપદેશનું મનન કરવાનો તેમણે નિશ્ચય કર્યો. તે વટવૃક્ષની નીચેની સમાન ભૂમિપર આસન નાંખી પોતાના શ્રીસદ્‌ગુરુને સંમુખ ધારી તેમણે તેમને પ્રણામ કર્યા, અને ગદ્‌ગદકંઠે ને અશ્રુપૂર્ણ નેત્રે તેમણે કોઇ પણ પ્રકારના સ્વાર્થવિના પોતાને આવો અનુપમ ઉપદેશ કરવાનો શ્રમ લીધો તે માટે તેમની સ્તુતિ કરી. સ્તુતિ કરી રહ્યા પછી તેમણે કેટલીક ક્ષણો તેમના સ્વરૂપના ધ્યાનમાં મૌનભાવે વ્યતીત કરી. પશ્ચાત્ સ્વસ્થપણે પદ્‌માસને બેસી નીચે પ્રમાણે મનનનો તેમણે પ્રારંભ કર્યો:—

જેમ એક કોશમાં એક વેળા બે ખડ્ગ સાથે રહી શકે નહિ, તેમ એક મનમાં એક વેળા સંસારાનુરાગ ને બ્રહ્માનુરાગ સાથે રહી શકે નહિ. બહિર્મુખ મનુષ્યાદિનું મન સંસારાનુરાગથી ભરેલું હોવાથી તેમાં બ્રહ્માનુરાગને અવકાશ મળવાનો સંભવ નથી. સત્સંગવડે તેને બ્રહ્મનું માહાત્મ્ય સમજાય, તેમાં અનુરાગ કરવાથી થતા લાભો તેના જાણવામાં આવે, ત્યારે તે પોતાના મનમાંથી સંસારાનુરાગને ક્રમપૂર્વક કાઢવા લાગે છે, ને બ્રહ્માનુરાગને પોતાના મનમાં આવવારહેવા દે છે. સંસારના વિષયોમાં દોષદર્શન થયા વિના સંસારાનુરાગ દૂર થાય નહિ, માટેજ મારા આચાર્યભગવાને મને શબ્દાદિ વિષયોમાં અને તેનાં સાધનોમાં દોષદર્શન કરવાનું કહ્યું છે. વિષયોમાં અને તેનાં સાધનોમાં તેઓશ્રીએ ઘણા દોષો

દેખાડ્યા, પણ જ્યાંસુધી મારું મન તે દોષોના* સાક્ષાત્કારવાળું ન થાય ત્યાંસુધી તે વિષયોની ઇચ્છાથી રહિત તે થવાનું નથી, ને ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવ્યા વિના પણ રહેવાનું નથી. વિષયેચ્છાની નિવૃત્તિ નહિ થવાથી વિષયોભણી ક્ષોભ પામેલી ઇંદ્રિયો પોતપોતાના વિષયોનું રાગપૂર્વક થોડું ઘણું સેવન કર્યા વિના પણ રહેવાની નથી. રાગપૂર્વક કોઇ પણ વિષયનું સેવન મારી ઇંદ્રિયોને કરવા ન દેવું એવો જો મારો દૃઢ નિશ્ચય છે તો મારે મારા મનમાં ઊઠતી વિષયસેવનની ઇચ્છાઓને સદાગ્રહપૂર્વક નિરંતર રોકવી જોઇએ. વિષયસેવનની ઇચ્છા વિષયોમાં ને તેમનાં ઉપકરણોમાં રહેલી રમણીયપણાની વા અનુકૂલપણાની વા ઉપકારકપણાની ભ્રાંતિથી ઉપજે છે. આ ભ્રાંતિ દૂર કર્યા વિના બીજા કોઇ પણ ઉપાયથી વિષયસેવનની ઇચ્છા મનમાંથી સદાને માટે દૂર થવાની નહિ. જો મારે શુદ્ધભાવથી વિષયસેવનની ઇચ્છાનો મારા મનમાંથી નિઃશેષ નાશ કરવો છે, તો મારે વિષયોમાં રહેલી રમણીયપણા આદિની ભ્રાંતિ દૂર કરવા, વિષયોના તથા તેમનાં સાધનોના વાસ્તવિક સ્વરૂપનું શ્રીસદ્ગુરુએ ઉપદેશ કરેલી રીતે વારંવાર આદરપૂર્વક અવલોકન કરવું જોઇએ. શબ્દાદિ પાંચ વિષયોમાંથી પ્રથમ શબ્દરૂપ વિષયના તથા તેના સાધનના સ્વરૂપનો વિચાર કરતાં જણાય છે કે શબ્દ આકાશનો ધર્મ છે. અસંગસ્વભાવવાળા આત્માને તે શબ્દ કોઇ પણ રીતે ઉપકાર કે અપકાર કરવા લેશ પણ સમર્થ નથી, એ નિઃસંશય વાત છે. સ્ત્રી, બાલક કે સ્તુતિપાઠકોના શબ્દો અનાદિકાલની તેમાં રહેલી અનુકૂળપણાની વા રમણીયપણાની ભ્રાંતિથી પ્રાયશઃ સાંભળનારના કાનને તથા મનને સારા લાગે છે, પણ તે આત્માને શો ઉપકાર કરે છે તે અવિવેકીવડે સ્વસ્થચિત્તે વિચારવામાં આવતું નથી. સ્ત્રી કે બાલકના શબ્દોમાં પ્રેમ, કોમળપણું કે મુગ્ધપણું હોય, અને સ્તુતિપાઠકોના શબ્દોમાં જેની

સ્તુતિ કરવામાં આવતી હોય તેના સ્થૂલશરીરની સાથે સંબંધ રાખનારા પદાર્થોની, વા તેના સ્થૂલશરીરની, વા તેની ઇંદ્રિયોની કે બુદ્ધિના શુભગુણોની શ્લાઘા હોય, તેથી વિશેષ શું હોય ? તે શબ્દોના શ્રવણમાં રાગ રાખવાથી મનુષ્યના જીવને આ સંસારમાં વારંવાર જન્મવુંમરવું પડે છે, ને દુઃખાનુભવ કરવો પડે છે, પણ સંસારથી મોકળા થઇ નિત્યની પરમાનંદમય અવિચલ સ્થિતિ પ્રાપ્ત કરી શકાતી નથી. શ્વાનના, કાગડાના કે દુર્જનના મુખમાંથી નીકળતા શબ્દો પણ આકાશના ધર્મરૂપજ છે. તેનો દ્વેષ કરવાનું પણ કાંઇ પ્રયોજન નથી. શબ્દોઉપરનો રાગ દૂર કરવાની જેમ અગત્ય છે તેમ ભવભ્રમણની નિવૃત્તિમાટે ને પરમાનંદમય અવિચલ સ્થિતિની પ્રાપ્તિમાટે શબ્દોઉપરનો દ્વેષ દૂર કરવાની પણ પૂરેપૂરી અગત્ય છે. મુમુક્ષુએ આકાશમાં થતા રાગદ્વેષ ઉપજાવનારા શબ્દોને આકાશમાંજ રહેવા દેવા જોઇએ, રાગદ્વેષવડે તેને પોતાના કર્ણદ્વારા હૃદયમાં લાવીને નજ સ્થાપવા જોઇએ. અનાત્મપદાર્થને વિષય કરનારા સર્વ પ્રકારના શબ્દોનું ઉદાસીનભાવે શ્રવણ કરી જો તેમાંથી કાંઇ સાર ગ્રહણ કરવાયોગ્ય હોય તો તે સાર ગ્રહણ કરવો, નહિ તો તેનું વિસ્મરણ કરવું. અનિત્યની વિસ્મૃતિવડેજ નિત્યની પાસે જવાય છે એ મારે ક્ષણે ક્ષણે સ્મરણમાં રાખવું જોઇએ. હવે મને ભવભ્રમણ કરાવનારા કોઈ પણ શબ્દમાં અનુકૂળપણાનું કે પ્રતિકૂળપણાનું લેશ પણ ભાન ન થાઓ, ને તે શબ્દોમાં મને લેશ પણ રાગ કે દ્વેષ ન ઉપજો. હું હવે છતે કાને એ શબ્દોના સંબંધમાં સદ્ગુરુકૃપાથી બ્હેરાજેવો થઇ જવા ઇચ્છું છું. મારી આ શુભેચ્છા શ્રીસદ્ગુરુની કૃપાથી સિદ્ધ થાઓ.

સ્પર્શ એ વાયુનો ધર્મ છે. વાયુનો ધર્મ મારા અસંગ આત્મામાં મારે શામાટે જોડવો જોઇએ? ને તેમાં અનુકૂલપ્રતિકૂલપણાનો આરોપ

કરી રાગદ્વેષને વશ થઇ મારે મારા જીવાત્માના સંસારનું ભ્રમણ શામાટે વધારવું જોઇએ ? સ્ત્રીઓનાં કે પુરુષોનાં શરીરનો, બાલકોનાં શરીરનો, ને સુકોમલ કે રૂપાળા પ્રાણિપદાર્થોનો સ્પર્શ કરવાની લાલસાવાળા ભ્રાંત મનુષ્યોને તેવા સ્પર્શોવડે ભલે ક્ષણિક આનંદનું ભાન થતું હોય, પણ તે વસ્તુઓના સ્વરૂપનો સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરનારને તો તેવા સ્પર્શો કરવાની ઇચ્છા પણ ઉપજવી ઘટતી નથી. સ્ત્રીઓનાં, પુરુષોનાં, બાલકોનાં ને અન્ય પ્રાણીઓનાં શરીરો કયા પદાર્થોના સમૂહરૂપ છે એમ શાંત મને વિચારવામાં આવે તો અવશ્ય તેમનાં શરીરને સ્પર્શ કરવાની મનુષ્યના મનની ઇચ્છા દૂર થઇ જાય. સર્વ પ્રાણીઓના શરીરમાં વાળ, રૂંવાડાં, ચામડી, નસો, રુધિર, માંસ, હાડકાં, નાડીઓ, સ્નાયુઓ, મજ્જા, વીર્ય, મલ ને મૂત્રાદિ અપવિત્ર ને દુર્ગંધવાળા પદાર્થોથી ભિન્ન બીજું સારું શું રહ્યું છે ? અનાદિ અજ્ઞાનને આશરે રહેલી સ્પર્શની વાસના પૂર્વાપરના વિચારનો ત્યાગ કરાવી બહિર્મુખ મનને અને હાથ આદિ ઇંદ્રિયોને સ્પર્શના અધિકરણરૂપ સુંદર મનાતા પ્રાણીના શરીરભણી સહસા વધારે વેગવાળાં કરે છે. આ સ્પર્શથી મને આ લોકમાં કાંઇ પણ ઉપકાર થવાનો નથી, તેમ પરલોકમાં પણ મને કાંઇ ઉપકાર થવાનો નથી, માત્ર તેવડે મને નિરર્થક ક્લેશ ને શ્રમનીજ પ્રાપ્તિ થાય છે, આવા વિવેકનો ઉદય મનુષ્યના મનમાં સ્પર્શની વાસના રહેવા દેતો નથી. જ્યાંસુધી મારા મનમાં લૌકિક કે દિવ્ય સ્પર્શની તૃષ્ણા રહેશે, તથા મારી ઇંદ્રિયો તેવા સ્પર્શનો ઉપભોગ કરવાનો વેગ નહિ ત્યજે, ત્યાંસુધી મારા મનમાં સ્થિરતાનો ઉદય શી રીતે થશે ? ને તેની સ્થિરતા થયા વિના આત્માના પરમાનંદસ્વભાવનો અનુભવ તે કેવી રીતે કરી શકશે ? ક્ષણપછી ક્ષણ, ઘડીપછી ઘડી, દિવસપછી દિવસ, માસપછી માસ, ને વર્ષપછી વર્ષ મનુષ્યને પૂછ્યા વિના ઊતાવળે ચાલ્યાં જાય

છે, ને હવે વેળાસર સ્પર્શની ઇચ્છાનો જો મારાથી નિઃશેષ નાશ કરી શકાય નહિ, તો પછી મને આ જન્મમાં પરમાત્મસાક્ષાત્કાર શી રીતે થઈ શકશે? ને જો મારાથી આ જન્મમાં પરમાત્મસાક્ષાત્કાર નજ કરી શકાયો તો પછી આ જન્મ મેં નિરર્થકજ વ્યતીત કર્યો એમ સિદ્ધ થયું. “ હે અંધમન ! હવે શાંત થા, તારે પોતાને સ્પર્શમાં રાગ રાખવાથી કાંઇ પણ લાભ નથી. તું જડ છે, તેથી સ્પર્શના ઉપભોગથી તને સુખ થવાનો સંભવ આકાશકુસુમવત્ છે. તું જો મારા આત્માને માટે સ્પર્શના રાગવાળું રહેતું હોય તો મારો આત્મા તો પરમાનંદરૂપ છે, તેને સ્પર્શસુખની લેશ પણ ઇચ્છા ત્રણે કાલમાં નથી. જીવાત્મા વા જીવ તો ભ્રાંતિકલ્પિત છે, ને તે બિચારો તને અનુસરીને વર્તનારો છે, માટે તેના સારુ પણ તારે સ્પર્શની ઇચ્છા રાખવી ને ઇંદ્રિયોમાં ક્ષોભ ઉપજાવવો એ ઉચિત નથી. હે મહામૂર્ખ મન ! તું પરમપવિત્ર બ્રહ્મનું ધ્યાન મૂકી સ્પર્શના અધિકરણરૂપ મલિનશરીરોનું ધ્યાન કરવાનો તારો કુસ્વભાવ હવે ત્યજી દે, ને પાછું વળી સાચા સુખને ભોગવ.”

“હે હાથ આદિ મૂર્ખ ઇંદ્રિયો ! તમને સ્પર્શવડે કયું સ્થાયી સુખ થાય એમ છે તે કહો ? મને જણાય છે કે તમને સર્વને ભયંકર ભસ્મકરોગ થયો છે. અસંખ્ય જન્મોમાં સ્પર્શનો વારંવાર અનુભવ કર્યા છતાં પણ હજી તમને લેશ પણ તૃપ્તિ થઇ નથી, તેથી સિદ્ધ થાય છે કે તમને સ્પર્શના ઉપભોગવડે ભવિષ્યમાં પણ તૃપ્તિ થવાનો સંભવ નથી. જો તમારે તૃપ્ત થવું હોય તો હવે તે દુઃખદ સ્પર્શના સેવનનો ત્યાગ કરી પરમ-પવિત્ર, પરમરમ્ય, સુકોમલ ને અંતઃકરણમાં પરમાનંદનો આવિર્ભાવ કરનાર બ્રહ્મનો ભાવવડે સ્પર્શ કરવા પ્રયત્ન કરવો જોઇએ. વાળવાળા અપવિત્ર આળા ચામડામાં ભરેલાં હાડકાં, માંસ ને રુધિરાદિને સ્પર્શ કરવાનો વેગ તમારામાં તમારી મૂર્ખાઇથીજ પ્રકટે છે. આ જ્ઞાનિ ઉપ-

જાવનારા મલિન પદાર્થોનો વિચાર કરી તમે તેમાં સ્વાભાવિક ઉદાસીન થાઓ."

૩૫ એ તેજસ્તત્ત્વનો ધર્મ છે. સર્વ પ્રકારના ધર્મ વા ગુણથી રહિત આનંદઘન આત્માનો એ ધર્મ નથી. સર્વ પ્રકારની તૃષ્ણાઓથી અત્યંતરહિત આત્માને આ લોકના કે પરલોકના કોઇ પણ પ્રાણિપદાર્થના રૂપના દર્શનની લેશ પણ લાલસા હોવા સંભવ નથી,–સ્વભાવથીજ પૂર્ણકામ આત્મામાં કલ્પિત પ્રાણિપદાર્થનાં કલ્પિત રૂપો જોવાની ઇચ્છા ત્રણે કાલમાં સંભવતીજ નથી. વ્યાવહારિક દૃષ્ટિએ રૂપાળા મનાતા પ્રાણિપદાર્થોનું રૂપ જોવાની મનમાં તૃષ્ણા ઉપજે, તથા નેત્રમાં તે રૂપ જોવાનો વેગ પ્રકટે, તે ભ્રાંતિથી પ્રકટે છે એમજ સમજવું જોઇએ. વિવેકનો ઉદય થઇ વૈરાગ્યનો ઉદય થાય ત્યારેજ નેત્રનો રૂપભણી દોડવાનો વેગ શમી જાય છે, ને મન પણ નેત્રદ્વારા રૂપનું દર્શન કરવાની તૃષ્ણાથી રહિત થઇ જાય છે. વિવેકવૈરાગ્યનો ઉદય થયા વિના આંખોનું જોવાનું સામર્થ્ય નાશ પામે તોપણ રૂપના દર્શનની તૃષ્ણા શાંત પામતી નથી. જીવાત્માનું અજ્ઞાનને લીધે બહિર્મુખપણું હોવાથી તે અંતઃકરણને વશ વર્તે છે, અંતઃકરણ બહારના વિષયોની તૃષ્ણાવાળું થયેલું હોવાથી ઇંદ્રિયોને વશ વર્તે છે, ને ઇંદ્રિયો સર્વદા પોતપોતાના વિષયોભણી ખેંચાયેલી રહે છે. આમ પરાધીન થઇ વસ્તુતાએ મહારાજાધિરાજજેવો છતાં પણ આ જીવાત્મા રાંકજેવો થઈ ગયેલો જણાય છે. કોઇ મહારાજાધિરાજને કે કોઈ મહાધનાઢ્યને પોતાના ઉત્તમોત્તમ અન્નના કોઠારોનો ને ઉત્તમોત્તમ વસ્ત્રસમૂહનો પરિત્યાગ કરી ઉકરડાપર અન્નના દાણા કે ચીંથરાં વીણતો જોઇ જેમ તેની મૂર્ખતાપર દયા ને હાસ્ય ઉત્પન્ન થાય છે, તેમ પરમાનંદરૂપ જીવાત્માને પોતાના નિરવધિ નિજાનંદનો પરિત્યાગ કરી રૂપાદિ વિષયોની પ્રાપ્તિ-

માટે તરફડતો જોઇ તેની મૂર્ખતાપર પણ દયા ને હાસ્ય ઉત્પન્ન થાય છે. "હે મૂર્ખમન! હવે નાનાવિધ અનિત્ય રૂપોને જોવાની તારામાં રહેલી તૃષ્ણાનો તું ત્યાગ કર. એ તૃષ્ણા તને ને જીવાત્માને પરિતાપ ઉપજાવનારી છે. તારે રૂપ જોવાની તૃષ્ણાનો પરિત્યાગ હમણાં નજ કરવો હોય તો તું સગુણબ્રહ્મનાં રૂપો જોવાની તૃષ્ણા હમણાં રાખ." "હે નેત્ર! તું નાનાવિધ રૂપોભણી દોડવાના તારા ભસ્મકરોગનો પરિત્યાગ કરી સુખી થા. રૂપોના દર્શનમાટે તેમના ભણી દોડવાના તારા દુષ્ટ સ્વભાવથી તારા સ્વાભાવિક બળની ક્ષીણતા થાય છે તે સ્મરણમાં રાખ. જે પ્રવૃત્તિ તને, અંતઃકરણને કે જીવાત્માને ઉપકારક ન હોય, પણ અપકારકજ હોય, તે પ્રવૃત્તિ તારે શામાટે સેવવી જોઇએ?" હે પરમસુંદર! મારું અંતઃકરણ ને મારાં નેત્રો હવે આપશ્રીનાજ દર્શનમાં પ્રીતિવાળાં રહો.

નાનાપ્રકારના રસો એ જલના ધર્મ છે. એ રસોનો સંગરહિત આત્માની સાથે લેશ પણ વાસ્તવિક સંબંધ નથી. નાનાપ્રકારનાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય ને ચોષ્યનો સ્વાદ જીભે વારંવાર અનુભવ્યો, નાનાપ્રકારના પેયપદાર્થોનું તેણે પાન કર્યું, ને નાનાપ્રકારના મુખવાસનો તેણે ઉપભોગ કર્યો, પણ હજીસુધી જીભને કે અંતઃકરણને તેથી કાંઈ પણ તૃપ્તિ થઇ હોય એમ જણાતું નથી. ઘણા ઘણા પ્રયત્નથી તેમને તેમનું ઇચ્છિત આપવામાં આવ્યું, પણ હજી તેઓ અમે તૃપ્ત થયાં છીએ એમ જણાવતાં નથી, પણ હજી લાવો, લાવો, એમજ પોકાર કરી રહ્યાં છે. આવાં કૃતઘ્નીનું પોષણ હવે મારે ક્યાંસુધી કરવું? હું હવે એમનાથી બહુજ કંટાળી ગયો છું. હવે હું માત્ર દેહધારણના ઉદ્દેશને સ્મરણમાં રાખી પ્રારબ્ધવશાત્ મને જે ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ વિહિત આહારાદિ આવી મળશે તે આહાર પ્રાણના ક્ષુધારૂપ રોગની નિવૃત્તિ કરવા તેમને આપી-

શ. તેમની અનન્ય સેવકાઇ ઊઠાવવાની હવે મને લેશ પણ ઇચ્છા રહી નથી. પાતાલ ફાટ્યું હોય તો તે જેમ જલવડે પૂરાતું નથી, તેમ મનની ને જીભની રસતૃષ્ણા પણ તેમને નવા નવા રસ આપ્યા કરવાથી શાંત થવાની નથી. અણસમજમાં એમને વશ થઇ મેં ઘણું દુઃખ ભોગવ્યું, હવે હું પારકે દુઃખે નકામો દુઃખી થવા ઇચ્છતો નથી. જે વિહિત આહાર મારા પ્રારબ્ધને લીધે મને આવી મળે તેમાં પ્રસન્નતા રાખી જો તેઓ તેને ગ્રહણ કરશે તો તેમને પણ સુખ થશે. હે કૃપાલો ! મારા મનમાંથી ને જીભમાંથી સ્વાદની તૃષ્ણા નાશ પામો.

ગંધ પૃથ્વીતત્ત્વનો ધર્મ છે, આત્માનો ધર્મ નથી. અનુકૂલ ગંધમાં મનને અનાદિકાળથી તૃષ્ણા છે, ને નાસિકાનો તે ભણી વેગ છે, મને (આત્માને) તો તેની તૃષ્ણા પણ નથી, તથા મારો વેગ પણ તે ભણી નથી. નાસિકાએ ઘણા પ્રકારનાં સુગંધમય દ્રવ્યોનો ઉપભોગ કર્યો, પણ તે ઉપભોગ માત્ર તેટલો સમયજ તેને અને મનને ઉપરટપકે સુખ કરનાર પ્રતીત થયો છે, તેમને નિત્યને માટે પૂર્ણ શાંતિતૃપ્તિ આપનારો પ્રતીત થયો નથી. જેમ સિંહ ઘાસનો આહાર કરતો નથી, ને બકરાંના ટોળામાં ભળતો નથી, તેમ હું જડગંધને પ્રાપ્ત કરવા કે ભોગવવા ઇચ્છતો નથી, ને જડ મન ને નાસિકાની સાથે ભળી જતો નથી હવે મારા શરીરાદિના પ્રારબ્ધવશાત્ નાસિકાને જે સુગંધમય દ્રવ્યનો યોગ થાય તેનો ભલે તે ઉપભોગ કરે, પણ તેમાં અનુકૂળપણાની ભ્રાંતિ રાખી હવે મને તથા નાસિકાએ તે સુગંધમય દ્રવ્યભણી વેગ કરવાનો નથી. વિષયતૃષ્ણા પરમદુઃખદાતા છે, ને વિષયતૃષ્ણાનો પરિત્યાગ આત્માના પરમાનંદસ્વભાવનો અનુભવ કરાવવામાં ઉપયોગી હોવાથી પરમસુખદાતા છે. હે આશુતોષ ! આપશ્રીની કૃપાવડે સુગંધમાં રહેલી આસક્તિનો મારા અંતઃકરણમાંથી નિઃશેષ નાશ થાઓ.

હે ભગવન્ ! જેમ દુઃખ દેનારા પ્રાણીને જોઇને કાચબો પોતાના મુખને તથા પગાદિને પોતાની ઢાલમાં સંકોચી લે છે તેમ આપશ્રીની કૃપાથી હું રાગદ્વેષ ઉપજાવવાના સ્વભાવવાળા પ્રાણિપદાર્થોના સામીપ્યમાં મારા અંતઃકરણને તથા ઇંદ્રિયોને મારા આત્મસ્વરૂપમાં આકર્ષી લેવાના સામર્થ્યવાળો થઉં. વળી જેમ ફલવિનાનું રાડું ધનુષ્યપર ચઢાવીને ભીંતપર ફેંકવાથી તે રાડું ભીંતમાં પ્રવેશ કરતું નથી, પણ તેપર ભટકાઇને પાછું પડે છે, તેમ મારી ઇંદ્રિયોની વૃત્તિઓ પણ પ્રતીત થતા વિષયોમાં આપશ્રીની કૃપાવડે રાગદ્વેષથી પ્રવેશ ન કરો, પણ તે વિષયોમાં ઉદાસ થઇ પાછી ફરી આવો. હે પ્રભો ! જેમ અચાનક બહુ પ્રકાશ જોવામાં આવતાં જોનારની આંખો સ્વાભાવિક રીતે વીંચાઇ જાય છે તેમ વિષયોના સામીપ્યમાં મારા અંતઃકરણનો ને ઇન્દ્રિયોનો બાહ્યવેગ સ્વાભાવિક રીતે અંતર્મુખ થઇ જાય એવી મારા ઉપર આપશ્રી કૃપા કરશો.

હે સદ્દગુરો ! પરિચ્છિન્નમાંજ દુઃખ રહેલું છે, માટે મારું પરિચ્છિન્નપણું નિવૃત્ત થઇ તથા પરિચ્છિન્ન વિષયોની તૃષ્ણા દૂર થઇ સર્વદા મારું પરિપૂર્ણપણુંજ મને અનુભવાઓ.

અનાદિ અવિદ્યા ને વિષયાનુરાગ એ બંને મહા ઠગારાં છે. સંસાર ત્યજીને પ્રભુને પામવાને કે આત્મસ્વરૂપને જાણવાને નીકળેલા ઘણાખરા મનુષ્યોને એ બે ઉંધે માર્ગે ચઢાવી દઈ દુઃખી કરે છે. તેઓ તેમના મુખ્ય કર્તવ્યને ભૂલાવે છે, ને બલાત્કારે તેમને અકર્તવ્યમાં જોડે છે. હે દયાલો ! આપશ્રીની સમર્થ કૃપા એ બંને ઠગારાંથી મારું સદૈવ રક્ષણ કરજો.

એવી રીતે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચે વિષયો

અસત્,—વસ્તુતાએ મિથ્યા છતાં પણ ભ્રાંતિથી પ્રતીત થનારા છે, નિઃસાર, વા કુત્સિત, વા તુચ્છ છે, લેશ પણ રમણીય કે આદર આપવાયોગ્ય નથી, જીવને બંધન કરનારા છે, તેને સંસારમાં ભ્રમણ કરાવનારા છે, અને અપકારક વા દુઃખ આપનારા છે. અનાદિ અજ્ઞાન તથા બાહ્યવિષયોની તૃષ્ણાને વશ થઇ મારા પરમસુખીઆ જીવાત્માએ બહુકાલસુધી પરમદુઃખ ભોગવ્યું છે. લૌકિક કે દિવ્ય શબ્દાદિ વિષયો પોતાના દુઃખરૂપ સ્વભાવને લીધે જીવને દુઃખનોજ અનુભવ કરાવે છે, છતાં અભાગીઆ જીવો છતી આંખે આંધળા થઇ તે પરમદુઃખદાતા વિષયોનીજ નિરંતર ઝંખના કર્યા કરે છે એ પરમાશ્ચર્ય છે. શ્રીસદ્‌ગુરુના અનુગ્રહવિના ને અંતઃકરણનું અંતર્મુખપણું થયા વિના વિષયોનું દુઃખદપણું જીવને સમજાતું નથી. હે વિષયાતીત ! સર્વ વિષયોમાં મારું મન આરૂઢ અસ્પૃહાવાળું થાય એવી કૃપા કરો.

સ્ત્રીશરીરમાં ને પુરુષશરીરમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચે વિષયો સાથે રહેલા હોવાથી પુરુષને સ્ત્રીશરીરમાં ને સ્ત્રીને પુરુષશરીરમાં પ્રાયશઃ ઘાટો રાગ રહેલો હોય છે. આમ હોવાથીજ પુરુષને માટે સ્ત્રીને ને સ્ત્રીને માટે પુરુષને ઈશ્વરની પ્રત્યક્ષ માયા કહેવામાં આવે છે. ઇંદ્રિયો સમર્થ છતાં જે પુરુષે સર્વ સ્ત્રીઓમાંથી પોતાના અંતઃકરણમાં રહેલા રાગનો દોષદર્શનવડે વા બ્રહ્મવિચારવડે નિઃશેષ ત્યાગ કર્યો તે પુરુષ, અને ઇંદ્રિયો સમર્થ છતાં જે સ્ત્રીએ સર્વ પુરુષોમાંથી પોતાના અંતઃકરણમાં રહેલા રાગનો દોષદર્શનવડે વા બ્રહ્મવિચારવડે નિઃશેષ ત્યાગ કર્યો તે સ્ત્રી, પરમેશ્વરની દુસ્તર ને અઘટિતઘટનાપટીયસી માયા તરી ગયાં એમ લોકોમાં કહેવાય છે. વળી જે પુરુષે સ્ત્રીની તૃષ્ણાનો પરિત્યાગ કર્યો તે પુરુષે જગતનો ને માયાનો પરિત્યાગ કર્યો એમ પણ લોકોમાં મનાય છે. મારે પણ જગત-

નો ને માયાનો પરિત્યાગ કરવો છે, તો સ્ત્રીતૃષ્ણાનો મારા હૃદયમાંથી મારે નિઃશેષ ત્યાગ કરવો જોઇએ. શ્રીસદ્‌ગુરુની અમોઘ કૃપા ને મારો આદરયુક્ત સાવધાનતાવાળો સતત પ્રયત્ન મારા હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં રહેલી સ્ત્રીના સંબંધની તૃષ્ણાનો નિઃશેષ નાશ કરવા સમર્થ થાઓ. જો હલાહલવિષનો સ્પર્શ કરવામાં કે ખાવામાં, અપવિત્ર કે દુર્ગંધમય પદાર્થનો સ્પર્શ કરવામાં કે ખાવામાં, ને જેને જોતાં સૂગ ચડે વા જે અપકારક હોય તેવા પદાર્થનો સ્પર્શ કરવામાં કે ખાવામાં સ્વેચ્છાથી કે અન્યની ઇચ્છાથી મારી કદીપણ પ્રવૃત્તિ થતી નથી, તો આ લોકની કે પરલોકની કોઇ પણ સ્ત્રીનો રાગપૂર્વક સ્પર્શ કરવામાં કે ઉપભોગ કરવામાં મારી શામાટે પ્રવૃત્તિ થવી જોઇએ? કોઇ સ્ત્રી સુંદર વસ્ત્રાલંકારવાળી, સુઘડ, જુવાન, રૂપાળી, સુંદર અવયવોવાળી, સુગંધયુક્ત શરીરવાળી, મધુરભાષિણી, વિદુષી, કાવ્ય ને સંગીતમાં નિપુણ, આજ્ઞાનું પાલન કરનારી, ને પ્રેમમય હૃદયવાળી હોય, તો તે, આખા વિશ્વમાં અકૃતાર્થ સ્થાવરજંગમ પ્રાણીઓ જેમ મારી કૃપાનાં પાત્ર છે તેમ, મારી કૃપાનું પાત્ર ભલે હોય, પણ સર્વદા સ્પૃહાશૂન્યસ્વભાવવાળા મારે તેમાં ભૂલથી પણ ભોગ્યપણાની બુદ્ધિ શામાટે ઉપજાવવી જોઇએ? જેમ સુંદર રત્નજડિત સોનાના મ્યાનમાં રાખેલી ચળકતી ને તીક્ષ્ણ ધારવાળી તરવારનો પોતાના પેટમાં મારવાનો ઉપયોગ કોઇ ભ્રાંતિરહિત મનુષ્ય ભૂલથી પણ કરતો નથી, તેમ ઉપર જણાવેલા ગુણોવાળી સ્ત્રીને પણ રાગના વિષયરૂપ કરવાનો ઉપયોગ વિવેકીઓ ભૂલથી પણ કરતા નથી. કેટલીક વેળા કોઈ સ્ત્રીમાં પૂર્વોક્ત ગુણોમાંના કોઇક ગુણ અલ્પપ્રમાણમાં હોય છે, પણ રાગને વશ થઇને પુરુષ તેમાં વિશેષ ગુણોનો આરોપ કરી ભોગ્યપણાની ભ્રાંતિને વશ થઇ બંધન પામે છે. વ્યાવહારિક ભોક્તા ને વ્યાવહારિક ભોગ્ય મિથ્યા છે એવો મારા

સદ્‌ગુરુના કહેવાનો આશય મને સમજાયો છે, તો હવે મારા ભોક્તાપણાનું અભિમાન મારે સર્વથા ત્યજી દેવું જોઇએ, અને સ્ત્રી આદિમાંથી ભોગ્યપણાની ભ્રાંતિ સર્વથા મૂકી દેવી જોઇએ. સુદૃઢ આત્મબોધ ન થાય ત્યાંસુધી ભોક્તાપણાનું અભિમાન ને માની લીધેલા ભોગ્યમાં રહેલો રાગ દૂર થતાં નથી, માટે મારે મારા આત્મબોધની પરિપક્વતામાટે મારા મનમાં રાગપૂર્વક વા નિરર્થક સ્ત્રીનું સ્મરણ થવા દેવું નહિ, કોઈ પણ સ્ત્રીના અવયવોપર રાગપૂર્વક મારા નેત્રને જવા દેવાં નહિ, સ્ત્રીઓની સાથે રાગપૂર્વક કે પ્રયોજનવિનાનું બોલવું નહિ, ને પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા અલ્પ સમયના સ્ત્રીઓના સામીપ્યમાં મારા મન તથા ઇંદ્રિયોને ઘણામાં ઘણાં અંતર્મુખ રાખવાં. જ્યાંસુધી મારા અંતઃકરણે માયાનું પૂરેપૂરું અતિક્રમણ કર્યું નથી, અર્થાત્ જ્યાંસુધી મારું અંતઃકરણ ભૌતિક પ્રાણિપદાર્થો, પાંચ મહાભૂતો, ને માયાના આવરણને ચીરી નાંખી સર્વદા સર્વત્ર સ્પષ્ટ બ્રહ્મદર્શન કરી શકતું નથી, ત્યાંસુધી મારે સ્ત્રીઓના સંબંધમાં ઘણામાં ઘણી સાવધાનતા સેવવી ઉચિત છે ભીંતના કે વૃક્ષના ઉંચાનીચા ભાગો જેમ મારા મનમાં કામવિકાર ઉપજાવી શકતા નથી, ને પશુપક્ષીને નગ્ન જોયા છતાં પણ જેમ મારા મનમાં કામવિકાર ઉપજતો નથી, તેમ સ્ત્રીઓને ગમે તેવી અવસ્થામાં એકાંતમાં જોયા છતાં પણ મારા મનમાં કામવિકાર નજ ઉપજે એવું મારે મારા અંતઃકરણને પરિપક્વ કરવું જોઇએ. કર્તવ્યના વિસ્મરણરૂપ પ્રમાદ મોક્ષસાધકનો પરમશત્રુ છે, માટે મારે સાવધાનતાવડે તેનો નાશજ કરવો જોઇએ. મનમાં પ્રમાદ આવ્યા પછીજ તેનો ભાઇ કામદોષ ઉપજી શકે છે, માટે એ પ્રમાદની મારા ચિત્તમાં લેશ પણ ઉત્પત્તિ ન થવા દેવી એ મારે માટે બહુ અગત્યનું છે. સંસ્કારોને વશ વર્તતા ને તેથીજ અંતરબહાર વિવિધ રૂપો દેખાડનારા મારા મનને મારે અંતર્મુખ રાખવા

ઘણામાં ઘણો વિવેકવાળો પ્રયત્ન કર્તવ્ય છે, ને તેમાં વિષયો-માં રહેલા દોષોના વિચારાદિવડે વૈરાગ્યના ઘાટા સંસ્કારો પાડવાની પૂરેપૂરી અગત્ય છે. જેમ સુદૃઢ પાયાવિનાની હવેલી બહુ વરસાદ ને પવનમાં પડી જાય છે, તેમ દૃશ્ય વિષયોમાં પરિપક્વ દોષદર્શન કર્યું ન હોય તો વિષયોના સામીપ્યમાં વિષયવૈરાગ્ય નિવૃત્ત થઇ જાય છે, અર્થાત્ તેમનામાં રમણીયપણાના નિશ્ચયદ્વારા પુનઃ ચિત્તમાં રાગની ઉત્પત્તિ થતાં વાર લાગતી નથી. બધી બાહ્યપ્રવૃત્તિ સતત બહુ જાગ્રતિપૂર્વક સેવ-વાનો, સાત્ત્વિક ને પરિમિત આહાર લેવાનો, જાગ્રત્માં ભૂલથી એક ક્ષણ પણ મનને રાગપૂર્વક સ્ત્રીચિંતનમાં નહિ જવા દેવાનો, જાગ્રત્માં શુભ વિચાર ને ક્રિયાવિના મનને નવરું ન રહેવા દેવાનો, ને નેત્ર તથા વાણીને વશ રાખવાનો સ્વભાવ પાડ્યા વિના મનુષ્યના મનમાંથી કામદોષ નિઃશેષ નાશ પામતો નથી, માટે મારે તેવો સ્વભાવ પાડવા આદરપૂર્વક સતત પ્રયત્ન કરવો જોઇએ. અંતઃકરણના ઉંડાણમાં પણ જો રાગના સંસ્કાર રહી ગયા હોય—દગ્ધબીજભાવને ન પામ્યા હોય—તો તેને અંદરની કે બહારની ન્યૂનાધિક અનુકૂલ સામગ્રી પ્રાપ્ત થતાં તે સહસા બલવાન્ થઇ પોતાનું કાર્ય કરવા લાગે છે. સ્વપરનું શરીર હાડકાના પિંજરારૂપ છે, તેના ઉપર માંસાદિની જાડી થાપ કરી છે, ને તેના ઉપર ચામડીની પાતળી ગાર કરેલી છે, અને તેના ઉપર વાળ ને રૂંવાડાંરૂપ તૃણ ઊગેલ છે. વિચાર કરતાં એમાં કોઇ પણ સારો પદાર્થ નથી, છતાં સ્વશરીરમાંથી હુંપણાની ને અન્યશરીરમાંથી ભોગ્યપણાની બુદ્ધિ મનુષ્યોના મોટા ભાગમાંથી દૂર થતી નથી, એ આશ્ચર્ય છે! આ શરીરપર જો ચામડી ન હોત તો આ શરીર હાલતા ચાલતા ને રુધિર ટપકતા માંસના પિંડજેવું જણાત, તેના ઉપર પુષ્કળ માખીઓ બમણ્યા કરત, ને માંસભક્ષક પશુપક્ષીઓ તેની આગળપાછળ

દોડી તથા ઉપર પડી તેને બહુ ત્રાસ આપત. હે કૃપાસાગર સદ્‌ગુરો ! હવે આવા અધમશરીરમાં મને ભૂલથી પણ હુંપણાની બુદ્ધિનો કદીપણ ઉદય ન થાઓ, ને કોઇ પણ સ્ત્રીશરીરના કોઇ પણ તુચ્છ અવયવોમાં ભૂલથી પણ મને રમણીયપણાની કે ભોગ્ય પણાની ભ્રાંતિનો ઉદય કદીપણ ન થાઓ. આપશ્રીની અમોઘ કૃપા સર્વદા મારા આ શુભ નિશ્ચયનું પરિપાલન કરાવવામાં સહાય થાઓ આપશ્રીની અમોઘ કૃપા કયું શુભકાર્ય કરવામાં સમર્થ નથી ?

કનકશબ્દવડે કહેવાતા સર્વ પ્રકારના દ્રવ્યમાં પણ મારું અંતઃકરણ હવે લેશ પણ રાગવાળું ન રહો. એ જડ દ્રવ્ય જાતે તો મનુષ્યને કાંઇ ઉપયોગી નથી, પણ તેવડે મનુષ્યના જીવનનિર્વાહની તથા વિલાસની વસ્તુઓ અનાયાસે પ્રાપ્ત થતી હોવાથી જગત્‌માં તે આદર આપવાયોગ્ય વસ્તુ ગણાય છે. આમ પરંપરાએ ઉપયોગી હોવાથી મનુષ્યો તેને મેળવવામાટે. ને પોતાની પાસે હોય તેમાં વૃદ્ધિ કરવામાટે પ્રાયશઃ નિરંતર ઉદ્યમી રહે છે. જ્યારે દ્રવ્યતૃષ્ણાનો વેગ કોઇ મનુષ્યના મનમાં વધે છે ત્યારે તે મનુષ્ય પ્રામાણિકપણાનો પરિત્યાગ કરે છે, ને ઘણાં નહિ કરવાયોગ્ય કામો તે કરે છે. જેમ કામને વશ થયેલો મનુષ્ય સર્વ પાપ કરવામાં પ્રવૃત્ત થઇ શકે છે, તેમ દ્રવ્યતૃષ્ણાને વશ થયેલો મનુષ્ય પણ સર્વ પાપ કરવામાં પ્રવૃત્ત થઇ શકે છે. ખેતી, વ્યાપાર સેવાદિવડે મારે દ્રવ્ય સંપાદન કરવાની અગત્ય રહી નથી, પણ મારા મનમાં જો તેમાં રમણીયપણાની કાંઇ પણ બુદ્ધિ રહી હોય તો તે મારે અવશ્ય દૂર કરી નાંખવી જોઇએ. સોનારૂપાના સિક્કાઓના ને રત્નાદિના ચળકાટથી મારી આંખો અંજાઇ જાય છે કે નહિ, ને સોનારૂપાના સિક્કાઓના ખણખણાટથી મારા કાન રાગપૂર્વક તે ભણી ખેંચાય કે નહિ, તે મારે સૂક્ષ્મદૃષ્ટિથી નક્કી કરવું જોઇએ. દ્રવ્યની પુષ્કળ

પ્રાપ્તિમાં ને પ્રાપ્ત થયેલા દ્રવ્યના અચાનક વિનાશમાં મારા મનની હર્ષ-ખેદયુક્ત સ્થિતિ થાય કે નહિ તે પણ મારે સૂક્ષ્મદૃષ્ટિએ વિચારી નક્કી કરવું જોઇએ. સર્વ પ્રકારનું દ્રવ્ય મિથ્યા છે, તેમાં રાગ રાખનારને તે બંધન કરનારું છે, ને તેના સંબંધમાં શાસ્ત્રીયદૃષ્ટિએ યથાયોગ્ય વિચાર ન કરવાથીજ વસ્તુતાએ તે તુચ્છ છતાં પણ અજ્ઞાનકાલમાં રમણીય પ્રતીત થાય છે. હે કોઇ પણ પ્રકારના સ્વાર્થવિના મારા જેવા દુઃખી-પર દયા કરનારા સદ્‌ગુરો ! જે દ્રવ્ય મેળવવામાં ક્લેશ રહેલો છે, જે દ્રવ્યનું રક્ષણ કરવામાં પણ ક્લેશ રહ્યો છે, ને જેના વિનાશમાં વળી મહા ક્લેશ રહ્યો છે, તે દ્રવ્યમાં મારા અંતઃકરણના કોઇ પણ પ્રદેશમાં આપશ્રીની કૃપાવડે લેશ પણ રાગ નજ રહો. હે કૃપાસિંધો ! કૃપા કરો.

સર્વ દૃશ્ય મિથ્યા છે, તો લોકો જેની પ્રાપ્તિમાટે દોડાદોડ કરી રહ્યા છે તે કીર્તિ પણ મિથ્યા છે, એમાં લેશ પણ શંકા નથી મિથ્યા કીર્તિની પ્રાપ્તિ કરવાની ઇચ્છા મારા જેવાના અંતઃકરણમાં સંભવતી નથી. કીર્તિના આદરમાં ને અપકીર્તિના અનાદરમાં મારે મારા ચિત્તને શામાટે જવા દેવું જોઇએ ? જેમ પ્રયોજનવિનાના ઊગમણા ને આથમણા વહનવાળા પવનનો વિચાર હું કદીપણ કરતો નથી, તેમ મારે નિરુપ-યોગી કીર્તિનો ને અપકીર્તિનો નકામો વિચાર શામાટે કરવો જોઇએ ? જો દેહાદિ મિથ્યા છે તો તેના સદ્‌ભાવથી ઉત્પન્ન થનારી કીર્તિ સત્ય ક્યાંથી હોઈ શકે ? કે તે મેળવવામાટે મારે નિરંતર ઉદ્યમી રહેવું જોઇએ ? કીર્તિ સંપાદન કરવાની ઇચ્છારૂપ લોકવાસના જ્યાંસુધી મારા અંતઃકરણમાં રહેશે ત્યાંસુધી મને બ્રહ્મતત્ત્વનો દૃઢ સાક્ષાત્કાર થવાનો સંભવ નથી, માટે હે ભગવન્ ! આપશ્રીની કૃપાવડે મારા અંતઃકરણના ઉંડાણમાં પણ કીર્તિની લેશ પણ તૃષ્ણા ન રહો.

હવે સત્તા કે અધિકારની તૃષ્ણા પણ આ હૃદયમાં ન રહો. હું સર્વદા મારા શરીરઉપર, મારી ઇંદ્રિયોઉપર, ને મારા અંતઃકરણઉપર મારી સત્તા ચલાવી શકું એટલે બસ છે. અન્ય મનુષ્યોપર સત્તા ચલાવી આ સંસારમાં મોટામાં ગણાવાની હવે મને ઇચ્છા નથી. મોટાઇ મિથ્યાભિમાનની પોષક હોવાથી તેની મારે લેશ પણ અગત્ય નથી, પણ લઘુતા કલ્યાણની પ્રાપ્તિમાં હેતુભૂત હોવાથી તેની મારે અવશ્ય અગત્ય છે. હે માનદ! આપશ્રીની કરુણાવડે માનની દુરંત તૃષ્ણાનો અંત આ અંતઃકરણમાં પ્રતીત થાઓ.

આ સર્વ દશ્ય આકાશકુસુમજેવું, વાંઝણીના પુત્રજેવું, વા ગધેડાના શિંગડાજેવું મિથ્યા છે. જેમ ગંધર્વનગર આકાશથી ભિન્ન નથી, ને મૃગજલ સૂર્યનાં કિરણોથી ભિન્ન નથી, તેમ આ દશ્ય બ્રહ્મથી ભિન્ન નથી. મારા અંતઃકરણમાંથી આ સર્વ દશ્યના સંબંધની કામના જ્યારે સંપૂર્ણપણે નીકળી જશે, ત્યારે ઘરમાંના સર્વ પદાર્થો નીકળી જવાથી જેમ તેમાં એકલું આકાશ રહે છે તેમ મારા અંતઃકરણમાં એકલું બ્રહ્મતત્ત્વજ રહેશે. મારા શ્રીસદ્‌ગુરુએ પણ મારા હૃદયમાંથી સર્વ દશ્ય-પરના રાગનો નિઃશેષ નાશ કરવામાટેજ ને તેવડે થતા આત્માથી અભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારમાટેજ મને વૈરાગ્યનો ઉપદેશ આપ્યો છે. મારા અંતઃકરણમાં જ્યારે આ વૈરાગ્ય પોતાનું પરિપૂર્ણ બલ જણા-વશે, ત્યારે મારા પવિત્ર, સૂક્ષ્મ ને સ્પૃહાશૂન્ય અતઃકરણમાં બ્રહ્મનો સ્પષ્ટ અનુભવ થવા લાગશે, પણ જ્યાંસુધી મારા અંતઃકરણમાં દશ્ય પ્રાણિ-પદાર્થમાં પ્રબલ રાગ રહેશે ત્યાંસુધી મારું અંતઃકરણ બ્રહ્મનો અનુભવ મેળવવા સમર્થ નહિ થાય એ સ્પષ્ટજ છે. વિષયવિચાર ને વિષયસેવન મનુષ્યના અંતઃકરણને મલિન, ચંચલ ને સ્થૂલ કરી તેના દુઃખ ને અ-જ્ઞાનમાં વધારો કરે છે, અને બ્રહ્મવિચાર ને બ્રહ્મમાં અંતઃકરણની

સ્થિરતા મનુષ્યના અંતઃકરણને પવિત્ર, એકાગ્ર ને સૂક્ષ્મ કરી તેના સુખમાં ને જ્ઞાનમાં વધારો કરે છે, માટેજ મારા સદ્ગુરુશ્રીએ મને વિષયવિચાર તથા વિષયસેવનની ના પાડી હતી, ને મારા મનને બ્રહ્મવિચારમાં જોડવાની તથા તેની બ્રહ્મમાં સ્થિરતા કરવાની આજ્ઞા કરી હતી.

શાંતજાગ્રત્, ઘોરજાગ્રત્ ને મૂઢજાગ્રત્ એમ જાગ્રદવસ્થા ત્રણ પ્રકારની છે. જેમાં અંતઃકરણ પ્રસન્ન ને શાંત રહે તે શાંતજાગ્રત્. જેમાં અંતઃકરણ ન્યૂનાધિક ચંચલ રહીને ન્યૂનાધિક દુઃખાનુભવ કરે તે ઘોરજાગ્રત્, ને જેમાં અંતઃકરણ શોક, જડતા કે અવિવેકવાળું રહે તે મૂઢજાગ્રત્ કહેવાય છે. કૃતાર્થ થવામાટે મનુષ્યે જાગ્રતમાં શાંતજાગ્રદવસ્થાનોજ અનુભવ કરવો જોઇએ. હું પણ સદ્ગુરુકૃપાથી જાગ્રતમાં શાંતજાગ્રતનોજ સતત અનુભવ કરવા ભાગ્યશાળી થઉં.

અપાર દ્રવ્યનો અચાનક લાભ થવાથી કે અન્ય ઇચ્છિત ઉત્તમ પ્રકારના વિષયના સેવનથી મનુષ્યની મનોવૃત્તિ જેમ બહુ પ્રસન્નતાનો સ્પષ્ટ અનુભવ કરે છે, તેમ તેનાથી પણ અસંખ્યગુણ પ્રસન્નતાનો સતત અનુભવ જો મનોવૃત્તિ બ્રહ્મનો નિરાવરણ અનુભવ કરી શકે તો તેને થાય છે, તે મુખવિકાસાદિ લિંગોથી સ્પષ્ટ જણાય છે. આવા નિરતિશય બ્રહ્માનંદનો અનુભવ થયા પછી જેમ પવિત્ર ને ભ્રાંતિરહિત શ્રોત્રિય બ્રાહ્મણને કૂતરે વમન કરેલા દૂધપાકના ભક્ષણમાં રુચિ થતી નથી, તેમ તે જીવન્મુક્તને લૌકિક કે દિવ્ય શબ્દાદિ વિષયોમાં કે તેનાં ઉપકરણોના સેવનમાં રુચિ થતી નથી. શ્રીસદ્ગુરુકૃપાથી મારું અંતઃકરણ પણ એવુંજ નિઃસ્પૃહ થાઓ.

જેમ પાણીથી ભરેલા સમુદ્રમાં હજારો નદીઓ આવીને મળે, વા ઉપરથી પુષ્કળ વરસાદ થાય, તો તેથી તે વધતો નથી, અને ઉપ-

રાઉપર દુષ્કાળ પડે તેથી નદીઓનું અને વરસાદનું પાણી તેમાં ન આવે તો તેથી તે ઘટતો નથી, તેમ નિજાનંદથી તૃપ્ત પુરુષો અનુકૂળ વિષયોના આવી મળવાથી હર્ષ પામતા નથી, ને તેવા વિષયો ન આવવાથી ખેદને વશ થતા નથી. જેમ જે મનુષ્ય અમૃતમાં પણ ઉદાસીન છે તેને ખાટી છાશ શી રીતે મોહ પમાડી શકે? જેમ જે મનુષ્ય ઇંદ્રના ભવનમાં પણ સ્પૃહારહિત છે તેને ભિલ્લની ઝુંપડી કેવી રીતે આકર્ષી શકે? ને જેમ જે મનુષ્ય ચિંતામણિમાં પણ રાગશૂન્ય છે તેને સીસાનો કડકો કેવી રીતે રાગ ઉપજાવી શકે? તેમ જે જીવન્મુક્ત અણિમાદિ ઐશ્વર્યોમાં પણ ઉદાસીન છે તેને સંસારના વિષયો કેવી રીતે રાગ ઉપજાવી શકે? જીવન્મુક્તોના ચિત્તની સ્પૃહાશૂન્યતાને જીવન્મુક્તોજ જાણી શકતા હશે, અન્ય નહિ.

હે દીનદયાલો! આપશ્રીની કૃપાવડે મને મિથ્યાભિમાનરૂપ અજગર કદીપણ ગળી શકો નહિ, ને કામક્રોધાદિરૂપ ભયંકર વિષધરો મને કદીપણ ડસી શકો નહિ.

હે સમર્થ સદ્‌ગુરો! આજે મેં આપશ્રીની કૃપાવડે આપશ્રીના પરમોપકારક ઉપદેશનું જે મનન કર્યું છે, તે મારા મનમાં સર્વદા સુસ્થિર રહી સર્વ દૃશ્યમાંથી મારું મન સદાને માટે રાગરહિત થાઓ, ને રાગરહિત થયેલા મારા મનમાં પછી બીજું કાંઇ ધ્યાન કરવાયોગ્ય નહિ રહેલું હોવાથી નિર્વિઘ્નપણે સતત આપશ્રીના સ્વરૂપનુંજ ધ્યાન ચાલ્યા કરો, ને તે ધ્યાનના પરિપાકવડે આપશ્રીની ઇચ્છા હોય ત્યારે આ અંતઃકરણમાં સર્વદા નિરાવરણ પરમાનંદનો આવિર્ભાવ અનુભવાઓ. આવી રીતે સર્વ શાસ્ત્રોના રહસ્યરૂપ આપશ્રીનો ઉપદેશ મને સફલ થાઓ.

મનનપછી તેમણે નિદિધ્યાસન કર્યું, ને તેના પરિપાકમાં પરમતત્ત્વનો અભેદભાવે સાક્ષાત્કાર કરી તેઓ કૃતાર્થ થયા.

શ્રીસ્કંદની પેઠે તમે પણ કરેલા ઉપદેશનું આદરપૂર્વક મનન કરી, નિદિધ્યાસનવડે અસત્‌ને હૃદયમાંથી કાઢી નાંખી, અને સત્‌ને હૃદયમાં સંશયરહિત અનુભવી, કૃતાર્થ થશો.

## પત્ર ૧૭૬—૧૮૦.

* અતિદયા બંધન કરનારી થાય છે એ તમારે વારંવાર સ્મરણમાં રાખવું. તેથી પરમાત્માને સ્થાને મન તે દયાપાત્ર મનુષ્યોનુંજ ધ્યાન કરવા લાગી ઉત્તરોત્તર સ્થૂળ થતું જાય છે, ને તેની સૂક્ષ્મ કળાનો ઉદય કરી શકાતો નથી.

જે માણસ સર્વદા જાગ્રતિ નથી રાખતો તેને સર્વત્ર બંધન પ્રાપ્ત થાય છે.

માન ને જનસંગ મનુષ્યના હૃદયના વિકાસને અટકાવી રાખનારાં છે, માટે તેમાં પણ જાગ્રત્ રહેવું.

નાનામોટા પ્રત્યેક કામમાં ભવિષ્ય વિચારી ધૈર્ય રાખી વર્તવું. કામ બગડ્યા પછી તેને સુધારી શકાતું નથી તે કદી ન ભૂલવું.

૧૭૭. * પરમાત્માનું માહાત્મ્ય સમજી, દીનતા ને સરલતા રાખી, પરમાત્માની નિરંતર અનન્યભક્તિ કરવી. ભક્તિમાં જેટલી જેટલી સ્થૂળતા હોય તેટલી તેટલી સ્થૂળતાને ઓળખી તે સ્થૂળતા ક્રમથી ઓછી કરવી, તથા ભક્તિને પવિત્ર ને સૂક્ષ્મ કર્યા કરવી. નિત્ય પોતાના અંતઃકરણમાં પવિત્રતા સૂક્ષ્મતા એકાગ્રતા ને ભક્તિનો કેટલો વધારો થયો છે તે જોયા કરવું, ને તેમાં પરમ સાવધાનતા ને ઉત્સાહથી થઇ શકે તેટલો વધારો નિત્ય કર્યા કરવો.

૧૭૮. * પડેલા કુસ્વભાવો બહુ દગો દેનારા હોય છે, માટે તેમનાથી પળે પળે ચેતીને ચાલવું.

પ્રભુને ભાવપૂર્વક પત્ર, પુષ્પ, ફળ કે પાણી અર્પણ કરવામાં આવે તો તે અલ્પ મૂલ્યવાળી વસ્તુથી પણ અસંખ્ય સોનામહોરો, પારસમણિ, અનેક ઉત્તમ વાહનો, અનેક જાતનાં ઉત્તમ ઘરેણાં, અનેક જાતનાં ઉત્તમ વસ્ત્રો, ને નાનાવિધ ઉત્તમ ભોજનો આપ્યાતુલ્ય પ્રભુ ગણે છે, ને તેના પર પ્રસન્ન થાય છે, પણ ભાવવિના તેઓશ્રીને ઘણું અર્પણ કરવામાં આવે તોપણ તેને પ્રભુ સ્વીકારતા નથી. દાણાવિનાનો કુંડાનો મોટો ઢગલો, પાણીવિનાનું સુંદર પાળવાળું મોટું તળાવ કે મોટી નદી, સુંદર વૃક્ષરહિત હાથલા થોરનું મોટું વન, પ્રાણવિનાનું કે નાકવિનાનું માણસનું રૂપાળું શરીર, ને મનુષ્યની વસતિવિનાનું મોટાં મોટાં મકાનોવાળું નગર, આ સર્વ જેમ શોભતાં નથી, તેમ વિશુદ્ધ ભાવવિના પ્રભુને ગમે તેટલું અર્પણ કરવામાં આવે તોપણ તે પ્રભુના સ્વીકારનો વિષય થતું નથી, ને પ્રભુ તેના ઉપર પ્રસન્ન પણ થતા નથી.

જેઓ પ્રભુનું સ્મરણધ્યાન ત્યજી વ્યવહારની તુચ્છ વાતોનું નિરંતર સ્મરણધ્યાન કર્યા કરે છે તેઓ કલ્પવૃક્ષ કાપીને બંટીના ખેતરની વાડ કરે છે, વા ધાન્યાદિવિનાના ખેતરમાંથી પક્ષીઓ ઉડાડવા ગોફણમાં ચિંતામણિઓ ભરીને ફેંકે છે, વા પારસના પહાડમાંથી પારસના કડકા લઇ તેની કુઆની ભીંત કરે છે, વા ઘર ધોવામાં અમૃતના ભરેલા કળશોનો ઉપયોગ કરે છે, વા જુવારની ઘેંશ રાંધવા ઉત્તમ ચંદનનું ઇંધન કરે છે.

સર્વત્ર ભાવ ફળે છે, માટે સર્વદા શુભ ભાવ રાખવો, ને અશુભ ભાવને નિઃશેષ ત્યજી દેવો.

૧૭૯. × પ્રમાદી મનુષ્યો પોતાના પડેલા કુસ્વભાવનો જય કરવા સાવધાનતા સેવતા નથી. કુસ્વભાવને વશ વર્તનારા મનુષ્યો પ્રાકૃત કહે-

વાય છે. તેમને પોતાની વર્તમાન સ્થિતિથી આગળ વધવાનો લાભ મળી શકતો નથી, એટલુંજ નહિ, પણ ઘણી વેળા તેઓ પોતાના વર્તનથી પોતાની અધોગતિ કરી લે છે.

જે મનુષ્ય પોતાના અંતઃકરણને જોઇ શકતો નથી, તે મિથ્યાભિમાની થાય છે. તે મિથ્યાભિમાન પણ તેના અધઃપાતનો હેતુ થાય છે.

તામસ ઉન્માદને વશ વર્તનાર મનુષ્યના મગજમાં જ્યારે તે ઉન્માદનો વેગ પ્રકટે છે, ત્યારે તેને કર્તવ્યાકર્તવ્યનું તથા પોતાના હિતાહિતનું ભાન રહેતું નથી, ને તે પોતાના કલ્પિત તરંગોની પરંપરાને વશ થઇ, વા પ્રાકૃત માણસોની કહેલી વાતો સાચી માની, વા સાધારણ વાતને બહુ મોટું રૂપ આપી, બોલવા વા લખવા લાગે છે, ને વિવેકીઓના ઉપહાસને પાત્ર થાય છે. તે પોતાના અમૂલ્ય સમયનો સ્વકર્તવ્યના પરિપાલનમાં ઉપયોગ નહિ કરતાં અકર્તવ્યના સેવનમાં પ્રવૃત્ત થાય છે. વસ્તુસ્થિતિ નહિ સમજવાને લીધે, તથા પરિણામનું દર્શન કરી શકવાના અસામર્થ્યને લીધે, તે જેના તેનામાં મિથ્યા દોષો જોયા કરે છે, ને પોતાના ચિત્તને મલિન કર્યા કરે છે. ×

૧૮૦. × **સાત્વિક ઉન્માદ અનન્યભક્તિ વા બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરવામાં બહુધા હેતુભૂત હોવાથી તે ઉપાદેય ગણી શકાય, પણ રાજસ વા તામસ ઉન્માદ તો સર્વથા સર્વદા હેયજ ગણવાયોગ્ય છે.**

તમે તમારા હૃદયને જેમ જેમ પરમાત્માભણી પાછું વાળવાનો સ્વભાવ રાખશો તેમ તેમ તમને વધારે શાંતિ તથા વધારે સુખનો અનુભવ કરવાનો સમય આવશે.

**તમારે અયોગ્ય આવેશને વશ કદીપણ ન થવું.**

## પત્ર ૧૮૧—૧૮૪.

× મનમાં વિવેકબળ વધારવું. અંતઃકરણને આત્મસ્વરૂપમાં વારંવાર વિશ્રાંતિ આપ્યા કરવી.

ઈશ્વર સર્વદા વિદેહમુક્ત છે. એમને પોતાના સ્વરૂપમાં કદીપણ આવરણ નથી. તેઓ અન્ય જીવોનાં શુભાશુભકર્મને વશ થઇ સૃષ્ટિનો નિર્વાહ કરે છે. શુદ્ધચેતનમાં વ્યવહારની સિદ્ધિમાટે ઈશ્વરભાવ આરોપાય છે. ઈશ્વર પોતાની સાથે માયાનો સદ્ભાવ પ્રાતિભાસિક સમજે છે, તેથી તેમને તેનું બંધન થતું નથી.

જીવનું કરણ અંતઃકરણ છે, અને ઈશ્વરનું કરણ માયા છે. એ માયાવડે ઈશ્વર જગત્ રચે છે, અને પ્રાણીઓને તેમનાં શુભાશુભ કર્મોનું ફળ આપે છે.

માયા, અવિદ્યા, અજ્ઞાન, શક્તિ ને પ્રકૃતિ એ બધાં એક વસ્તુનાં નામ છે. તે વસ્તુ બ્રહ્મને આશ્રરે રહી છે. તેમાં બ્રહ્મના સ્વભાવો આવવાથી બ્રહ્મસહિત તે વસ્તુ ઈશ્વર કહેવાય છે.

સ્થૂળસૂક્ષ્મ દૃશ્ય જગત્ માયાનું પરિણામ છે. જીવનું સ્ફુરણ તે જીવની માયા છે. તેમાંથી મન ઉત્પન્ન થઈ તેને પ્રતીત થતું જગત્ તે રચે છે.

જીવ અને ઈશ્વર વ્યાવહારિક છે, પારમાર્થિક નથી. પારમાર્થિક તો માત્ર બ્રહ્મજ છે. જીવ, ઈશ્વર અને જગત્ એ સર્વનો આરોપ બ્રહ્મમાં થાય છે.

અંતઃકરણરહિત ચેતન અને નિર્વિકલ્પ ચેતનમાં કાંઈ ભેદ નથી.

૧૮૨. * પરાધીન સ્થિતિમાં પણ અપકવ હૃદયવાળા મનુષ્યને કેટલુંક વ્યાવહારિક સુખ ને રક્ષણ હોય છે. અંતઃકરણની પકવતા થયા

વિનાની સ્થિતિમાં જો મનુષ્યને સ્વતંત્રતા પ્રાપ્ત થાય તો તે સ્વતંત્રતા મનુષ્યને ઉચ્છૃંખલ ને અનીતિમાન્ કરનારી નીવડી તેના અધઃપાતનું કારણ થાય છે.

પ્રત્યેક સ્થિતિમાં આનંદમાં રહી, શુદ્ધભાવથી પ્રભુનું સ્મરણધ્યાન કરી, સમય વ્યતીત કરવો એ સમજુ ભક્તનું કર્તવ્ય છે.

પરમાત્મા અવિનાશી, અવિકારી, નીરોગી અને જ્ઞાનના આનંદના સૌંદર્યના દયાના ને પ્રેમના અવધિરૂપ છે. તેઓ મનુષ્યને ઇચ્છવાયોગ્ય સર્વ શુભ ગુણોના ભંડારરૂપ છે. આમ સમજી જો ભક્ત પ્રભુનું સ્મરણધ્યાન કરે તો તેનું ચિત્ત સુખપૂર્વક પરમાત્મામાં જોડાઇ શકે છે.

અનન્યભક્તના કર્તવ્યનો સવારસાંજ શાંત ચિત્તે વિચાર કરવો, ને જે જે શુભગુણો પ્રાપ્ત કરવાની અગત્ય જણાય તે તે શુભગુણો પ્રાપ્ત કરવાનો આદરપૂર્વક પ્રયત્ન કર્યા કરવો; અને જે જે દોષો પોતાના ચિત્તમાં તથા ઇંદ્રિયોમાં પ્રતીત થતા હોય તે સર્વ દોષોનો પરિત્યાગ કરવા સર્વદા ઘણામાં ઘણો પ્રયત્ન કર્યા કરવો.

નિત્યકર્મ, સાધનાભ્યાસ, વિદ્યાભ્યાસ ને અંતઃકરણના શુભગુણોના વિકાસનો અભ્યાસ નિત્ય આદરપૂર્વક ચાલતાં હશે.

વિરાગ, શ્રદ્ધા ને અડગ ભક્તિમાં વધારો કરતા રહેશો.

૧૮૩. * તમારું વાસ્તવિક સ્વરૂપ દેહાદિ નથી, પણ સચ્ચિદાનંદ, બ્રહ્મ છે આમ વારંવાર વિચારતા રહેશો, ને શરીરાદિમાં તથા શરીરના સંબંધી પ્રાણિપદાર્થમાં જે જે મોહ રહ્યો હોય તેને વિવેકવિરાગથી દૂર કરતા રહેશો.

૧૮૪. * પરમાત્મા જીવોના હૃદયમાં રહેલા હોવાથી તેઓ તેમની બહુજ સમીપમાં રહેલા છે, પણ જીવોની બહિર્મુખવૃત્તિ હોવાથી તેમનો

સાક્ષાત્કાર તેમને થતો નથી. જો તેઓ અન્ય વિષયોમાં તૃષ્ણારહિત થઇ પોતાના અંતઃકરણને અંતર્મુખ કરે તો તેમને તેમનો સાક્ષાત્કાર થાય છે. તમને તેમના સામીપ્યનો અનુભવ થયો તે વેળા તમારી મનોવૃત્તિ અંતર્મુખ થયેલી હતી.

પ્રથમ સમયપત્રક કરી, પછી તે પ્રમાણે વ્યવહારપરમાર્થનું કામ નિયમપૂર્વક કરતા રહી, અંતઃકરણની યોગ્યતામાં વધારો કરી પ્રસન્ન રહેશો.

## પત્ર ૧૮૫.

× અંતઃકરણની પવિત્રતા, એકાગ્રતા, સૂક્ષ્મતા ને શાંતિ વધારવાનો શુભ પ્રયત્ન સર્વદા ચાલતો હશે.

સિંહ તથા ભુંડના શારીરિક બળને નહિ જાણનારા ભલે ભુંડના શારીરિક બળને વખાણે, કલ્પવૃક્ષ તથા કાંકચના ગુણદોષને નહિ જાણનારા ભલે કાંકચના ગુણોની શ્લાઘા કરે, અમૃત તથા છાશની યોગ્યતા નહિ જાણનારા ભલે છાશના ગુણોનું ગાન ગાયા કરે, ચિંતામણિ તથા કાચના કડકાનું તારતમ્ય નહિ જાણનારા ભલે કાચના કડકાને મૂલ્યવાન્ ગણ્યા કરે, સુવર્ણ તથા સીસાની યોગ્યતા નહિ જાણનારા ભલે સીસાનું માહાત્મ્ય ગાયા કરે, અને સંત તથા અસંતનું સ્વરૂપ નહિ સમજનારા ભલે અસંતની મોટાઇનાં બણગાં ફુંક્યા કરે, પણ તેથી વસ્તુસ્થિતિ બદલાતી નથી.

જેમ કોઇ પણ પશુ પોતાના ભલા સ્વામીના શરણમાં રહે છે તો તેને આહારાદિની પીડા ભોગવવી પડતી નથી, તેમ કોઈ પણ મનુષ્ય ભક્તવત્સળ, સર્વજ્ઞ ને સર્વશક્તિમાન્ પ્રભુનું નિષ્કપટભાવે અનન્યશરણ ગ્રહણ કરી તેમના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેમનાજ શરણમાં રહે છે તો તેનાં સર્વ દુઃખો દૂર થઈ જાય છે, ને તે પરમ સુખીઓ થાય છે.

વર્ષાઋતુની અમાવાસ્યાની મોટાં વાદળાંવાળી મેઘલી રાત્રે થનારી વીજળીના પ્રકાશમાં જેમ પરમસાવધાન મનુષ્ય સોયના નાકામાં દોરો પરોવી લે છે, તેમ પોતાના ક્ષણભંગુર જીવનમાં પરમસાવધાન મનુષ્ય પોતાના મનને પરમાત્મસ્વરૂપમાં જોડી દે છે.

રંગભૂમિપર પોતાનો વેશ ભજવી બતાવનાર મનુષ્ય જેમ પોતાનું વ્યાવહારિક સ્વરૂપ ભૂલતો નથી, તેમ આ વિશ્વરૂપ મહાનાટકશાળામાં પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરવારૂપ પોતાનો વેશ ભજવી બતાવનાર જ્ઞાની પણ પોતાના અસંગ ને અવિકારી એવા પારમાર્થિક સ્વરૂપને ભૂલતો નથી.

જેમ ઉનાળાના બપોરે તાડની નીચે બેઠેલો મનુષ્ય છાયાનું સુખ ભોગવી શકતો નથી, તેમ દુઃખરૂપ સંસારને સુખરૂપ માની તેનો આશ્રય ગ્રહણ કરનાર મનુષ્ય પણ પોતાના જીવનમાં વાસ્તવિક સુખ ભોગવી શકતો નથી.

જેમ જે કીડી શાકરના પર્વતપર સર્વદા ફર્યા કરે છે તે કીડી સર્વદા શાકરના મધુરપણાનો સ્વાદ લીધા કરે છે, અને જેમ જે માછલી મીઠા જળના મહાસાગરમાં સર્વદા ફર્યા કરે છે તે માછલી સર્વદા મધુર જળનો સ્વાદ લીધા કરે છે, તેમ જે જ્ઞાનીની મનોવૃત્તિ સર્વદા પરમાનંદરૂપ બ્રહ્મમાં રમણ કર્યા કરે છે તે જ્ઞાનીની મનોવૃત્તિ સર્વદા પરમાનંદામૃતરસનો સ્વાદ લીધા કરે છે.

જેમ ચંદ્રના શીતળ પ્રકાશથી પ્રાણીઓનાં શરીરો પ્રાયશઃ શીતળતાનો અનુભવ કરે છે તેમ પોતાના હૃદયમાં પરમાત્માના પરમાનંદસ્વરૂપનો આવિર્ભાવ થવાથી મનુષ્યાદિનાં અંતઃકરણો પરમાનંદનો અનુભવ કરે છે.

જે મનુષ્ય સર્વ પ્રકારના કપટનો પરિત્યાગ કરી પરમાત્માને શરણે જાય છે તે મનુષ્યનાં સર્વ પ્રકારનાં દુઃખો કારણસહિત નાશ પામે છે, ને તે સર્વદા પરમાનંદમાં નિમગ્ન રહે છે.

સ્વશરીરના ક્ષણભંગુરપણાનો વિચાર કરી જો આદરપૂર્વક પરમાત્માનું ધ્યાન વા સ્વરૂપવિચાર કરવામાં આવે તો તે બંને ઉત્તમ ફળ આપનારાં નીવડે છે.

જો મનુષ્ય પરમાત્માના સ્વરૂપને સર્વદા સર્વથા અતિરમણીય ધારે તો તે પોતાના મનને પરમાત્માના સ્વરૂપમાં અનાયાસે પરમપ્રેમવાળું કરી શકે, અને પોતાના જીવનને સુખમય કરી શકે.

જ્યારે મનુષ્ય કોઇ પ્રાણિપદાર્થને પોતાનો માને છે ત્યારે તે મનુષ્યને તે પ્રાણિપદાર્થના વિનાશથી દુઃખ થાય છે, પણ જ્યારે કોઈ મનુષ્ય આ જગતમાં કાંઇ પણ મારું નથી એવો દૃઢ નિશ્ચય રાખે છે ત્યારે તેને કોઇ પણ પ્રાણિપદાર્થના વિનાશથી કાંઇ પણ દુઃખ થતું નથી.

જેમ શુદ્ધ સોનાના ઉપર ગમે તેટલા હથોડાના ઘા પડે તોપણ તે સોનું તરડાતું નથી, તેમ જ્ઞાની વા અનન્યભક્તના ઉપર પ્રારબ્ધથી ગમે તેટલાં દુઃખો આવી પડે તોપણ તેનું મન ચિંતાને વશ થતું નથી.

પરમાત્માએ મનુષ્યને મનુષ્યજીવન બંધથી મોકળા થવામાટે આપ્યું છે; તે મનુષ્યજીવનને પામી મનુષ્યે પોતાના બંધને દૃઢ ન કરવો.

જેમ પોતાનું મુખ સ્વચ્છ કરવાથી નિર્મળ દર્પણમાં પડેલું તેનું પ્રતિબિંબ સ્વચ્છ જણાય છે, અને જેમ પોતાના પગમાં જોડા પહેરવાથી તેને આખી પૃથિવી ચામડે મઢેલી પ્રતીત થાય છે, તેમ મનુષ્ય જો પોતાના અંતઃકરણને સુધારે તો તેને આખું જગત્ સુધરેલાજેવું પ્રતીત થાય છે.

જેમ ધોબીને મેલાં લૂગડાંવાળો જોઇને અને દરજીને ફાટેલાં લૂગડાંવાળો જોઇને તેમના આળસુસ્વભાવઉપર વિવેકીને દયા ઉપજે છે, તેમ મહાપુરુષના સમાગમમાં રહેનાર મનુષ્યને મલિન અંતઃકરણવાળો જોઇને તેના પ્રમાદિસ્વભાવપર વિવેકીને દયા ઉપજે છે.

સંસારાસક્ત મનુષ્યો સુખરૂપ બ્રહ્મનો પરિત્યાગ કરી દુઃખરૂપ વસ્તુઓથી સુખની પ્રાપ્તિની ઇચ્છા કરે છે, અને બ્રહ્માસક્ત મનુષ્યો દુઃખરૂપ વસ્તુઓની તૃષ્ણાનો પરિત્યાગ કરી પરમાનંદરૂપ બ્રહ્મથી પરમાનંદની પ્રાપ્તિની ઇચ્છા કરે છે.

મારા સદ્ગુરુ સર્વદા મારી સમીપમાંજ છે, અને તેઓશ્રી સર્વદા મારા મનમાં થતા સર્વ વિચારો અને મારી ઇંદ્રિયોની તથા શરીરની સર્વ પ્રવૃત્તિઓ સ્પષ્ટરીતે જાણે છે, એમ ઉત્તમ મુમુક્ષુ સમજે છે, અને સર્વદા પવિત્રપણે વર્તે છે.

હીરાને જોનાર થોડા, તેનો ભાવ પૂછનાર તેથી થોડા, અને તેને વેચાતો લેનાર તેથી પણ થોડા હોય છે, તેમ શ્રવણ કરનાર થોડા, મનન કરનાર તેથી થોડા, ને નિદિધ્યાસન કરનાર તેથી પણ થોડા હોય છે.

જેમ કોઇ દેડકું ઉનાળાના બપોરે પરબના શીતળજળથી ભરેલા માટલાની સમીપમાં આવીને બેસે છે ત્યારે ત્યાંની શીતળતાથી તેને સુખાનુભવ થાય છે, તેમ સંસારના તાપથી તપેલો કોઇ મનુષ્ય કોઇ મહાપુરુષના સમાગમમાં આવે છે ત્યારે તેમના સામીપ્યથી ને તેમનાં વચનોના શ્રવણથી તેને સુખાનુભવ થાય છે.

જેમ જેમ પોતાના અંતઃકરણની યોગ્યતા વધતી જાય તેમ તેમ મોક્ષસાધકે બહિરંગસાધનોની આસક્તિનો પરિત્યાગ કરવો, અને અંતરંગસાધનોની આસક્તિમાં વધારો કરવો.

જેમ માટી તથા પાષાણોને ખોદી કાઢયા વિના ભૂમિમાંથી નિર્મળ જળ મળી શકતું નથી, તેમ દેહાદિમાંથી અહંતામમતા ત્યજી દીધા વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી.

જેમ રાજાનો વેશ લાવનાર ભવૈઓ રાજાના જેવું બોલી શકે, પણ રાજાના જેવું સુખ ભોગવી શકે નહિ, તેમ વાચિક જ્ઞાની વાસ્તવિક જ્ઞાનીના જેવું બોલી શકે, પણ વાસ્તવિક જ્ઞાનીના જેવો પરમાનંદ અનુભવી શકે નહિ.

જેમ અગ્નિ કોયલાના કાળા સ્વરૂપને બાળી તેની રાખ કરી નાંખે છે, તેમ સદ્‌ગુરુએ ઉપદેશ કરેલો ઉપાય મનુષ્યના કુસ્વભાવનો નાશ કરી નાંખે છે. મનુષ્ય જ્યાંસુધી માયિક પદાર્થોમાં રહેલી તૃષ્ણાનો પરિત્યાગ કરતો નથી ત્યાંસુધી તે પોતાનો કુસ્વભાવ બાદલી શકતો નથી.

જેમ કોઇ તૃણાહારી પશુની આગળ ઘાસ અને હીરા પડેલા હોય તો તે પશુ ઘાસનું પ્રયત્નથી રક્ષણ કરે છે, પણ હીરાનું લેશ પણ રક્ષણ કરતું નથી, તેમ પ્રાકૃત મનુષ્યો વિષયોનું પ્રયત્નથી રક્ષણ કરે છે, પણ આત્મકલ્યાણનાં સાધનોનું તેઓ લેશ પણ રક્ષણ કરતા નથી.

જેમ જીભ દાંતોની વચ્ચે સાવધાનતાથી રહે છે, તેમ વિવેકી મુમુક્ષુએ વિપરીત વિચારવાળાં ને વિપરીત આચરણવાળાં માણસોની વચ્ચે પ્રારબ્ધવશાત્ રહેવું થાય ત્યારે સાવધાનતાથી રહેવું.

જેમ ચમાર ચામડાં ધોવામાંજ પોતાનું જીવન પૂરું કરે છે, પણ પોતાના શરીરને સ્વચ્છ કરવાનો પ્રયત્ન તે સેવતો નથી, તેમ પ્રાકૃત મનુષ્યો વિષયચિંતન ને વિષયસેવનમાંજ પોતાનું જીવન પૂરું કરે છે, પણ બ્રહ્મચિંતન અને બ્રહ્મપ્રાપ્તિનાં સાધનોમાં તે લેશ પણ પ્રયત્ન સેવતો નથી.

ધૂળધોયો જેમ રાખમાંથી વા ધૂળમાંથી ઉંચી ધાતુ શોધી કાઢે છે, તેમ મુમુક્ષુ અસાર સંસારમાંથી બ્રહ્મરૂપ સાર શોધી કાઢે છે.

મનુષ્યશરીરમાં પશુના જેવું અંતઃકરણ રાખવું યોગ્ય નથી, મનુષ્યશરીરમાં મનુષ્યના જેવું અંતઃકરણ રાખવું તે ઇચ્છવાયોગ્ય ગણાય છે, મનુષ્યશરીરમાં દેવના જેવું અંતઃકરણ રાખવું તે વિશેષ ઇચ્છવાયોગ્ય ગણાય છે, અને મનુષ્યશરીરમાં ઈશ્વરના જેવું અંતઃકરણ રાખવું સૌથી વિશેષ ઇચ્છવાયોગ્ય ગણાય છે.

શ્રીસદ્‌ગુરુની આજ્ઞાપ્રમાણેજ વર્તવાનો સ્વભાવ રાખવો એ મનને વશ કરવાનો સરલ ઉપાય છે.

શ્વાન જેમ રોટલાના કકડામાટે ઘેર ઘેર ભટકે છે, તેમ વિષયી જનો તુચ્છ વિષયોમાટે જ્યાં ત્યાં ભટક્યા કરે છે.

જેમ મૂર્ખ વાણોતર પોતાના શેઠનો કાગળ વાંચે, પણ તેમના લખ્યા પ્રમાણે વર્તે નહિ, તેમ મૂર્ખ માણસ સતશાસ્ત્રો વાંચે, પણ તે શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે વર્તે નહિ.

દેશ, કાળ ને વસ્તુપરિચ્છેદથી રહિત નિરતિશય વ્યાપક અને નિરુપાધિક વસ્તુ બ્રહ્મ છે. જીવનું વાસ્તવિક સ્વરૂપ જે આત્મા તે પણ વસ્તુતાએ બ્રહ્મસ્વરૂપજ છે. દૃશ્ય જગતથી ઇંદ્રિયોને પૃથક્ કરવી, ઇંદ્રિયોથી અંતઃકરણને પૃથક્ કરવું, અંતઃકરણથી ચિદાભાસરૂપ જીવને પૃથક્ કરવો, ને જીવથી તેના વાસ્તવિક સ્વરૂપ આત્માને પૃથક્ કરવો. આ આત્મા બ્રહ્મથી ભિન્ન નથી. એ બ્રહ્મમાં જીવતાં છતાં જે મનુષ્ય અભેદભાવે સ્થિતિ કરી શકે તે જ્ઞાની કહેવાય છે. આવા જ્ઞાનીનું પ્રારબ્ધ જો ઉપાધિવાળું હોય તો તે પોતાનો પ્રાપ્ત વ્યવહાર પવિત્ર રીતે ચલાવે છે, સગાંવહાલાંપ્રતિનું પોતાનું કર્તવ્ય યથાયોગ્ય રીતે કરે છે, પોતાના વર્ણાશ્રમનાં કર્મો નિરભિમાનપણે લોકસંગ્રહાર્થે કરે છે, પોતાના જ્ઞાનને રસમય કરવા તે પરમાત્માની

નિર્હેતુકી ભક્તિ કરે છે, ને અંતઃકરણને નિર્દોષ આનંદ આપવા તે સત્શાસ્ત્રોનું અવલોકન કરે છે. તેમનું પ્રારબ્ધ હોય ત્યાંસુધી તેમના શરીરાદિની સ્થિતિ રહે છે, અને પ્રારબ્ધની સમાપ્તિ થયે તેમનું સૂક્ષ્મ-શરીર કારણાકાર થઇ જાય છે.

## દોહરા.

પુરુષારથ શુભ સાધવા, જેને ઇચ્છા થાય;
પ્રાપ્ત કરે બ્રહ્મજ્ઞાન તે, જેથી સૌ દુઃખ જાય. ૧
વિશ્રાંતિ ચિત્તને મળે, અનુપમ આનંદ થાય;
એ સુખનો અનુભવ થતાં, તૃષ્ણા સર્વ વિલાય. ૨
વિષયસંબંધ છોડજો, કરજો ઇંદ્રિયત્યાગ;
ત્યાગ કરીને મનતણો, જીવમાં કરો વિરાગ. ૩
પ્રત્યગભિન્ન બ્રહ્મ જે, કૈવલ્યરૂપ કે'વાય;
નિર્વાણરૂપ પણ એજ છે, જ્યાં નવ અન્ય જણાય. ૪
પરમસુખ જે દુઃખરહિત, તેમાં મન સ્થિર થાય;
જીવન આનંદી બને, દુઃખની અસર વિલાય. ૫
શ્રદ્ધા ને ઉત્સાહવિણ, યોગ્ય યત્ન ન થાય;
સુખમય જીવન કેમ બને? ભલે કાળ બહુ જાય. ૬
મનની હોય ન યોગ્યતા, જીવન સૂનું જણાય;
તેમાં વાંક ન અન્યનો, તેનો વાંક ગણાય. ૭
જીવનને રસમય કરો, રસમય કરી વિચાર;
રસરૂપ જાતે બનો, છુટે સર્વ અસાર. ૮
ત્રણ ગુણનું અતિક્રમણ, કરજો રાખી પ્યાર;
ગુણના ધર્મો ત્યાગતાં, છુટી જશે સંસાર. ૯

સાવધ રહેજો સર્વદા, તુરત કરો શુભકામ;
બ્રહ્મધ્યાન પ્રીતે કરી, પ્રાપ્ત કરો પરધામ. ૧૦

## પત્ર ૧૮૬.

* વિશ્વેશ્વરના સ્મરણની, નોબત મનમોઝાર;
દમ દયા ને દાનયુત, વગાડજો ધરી પ્યાર. ૧
પ્રભુ ભક્તવત્સળ બને, ભકતે ભક્તિ ન થાય;
એવું વિપરીત જે બને, કારણ શું કહેવાય? ૨
પ્રભુને પ્રિયતમ માનીને, કુટેવ જો ન તજાય;
તો પછી ભક્ત અભક્તમાં, શાથી ભેદ ગણાય? ૩
પ્રભુને વશ વર્તે નહિ, સ્વભાવને વશ થાય;
તે સુખને પામે નહિ. કોનો દોષ ગણાય? ૪
જે ગામે જાવું નહિ, તેની પૂછે વાટ;
ગંતવ્ય ગામની વાટનો, મનમાં નહિ ઉચાટ. ૫
તે ગામે પહોંચે નહિ, જીવન પૂરું થાય;
અધવચ તે રખડી પડે, કોનો વાંક ગણાય? ૬
રાત બધી જાગ્રત્ રહી, કુશકા ખાંડે કોક;
ગણશે તેને મૂર્ખ કે, સમજુ શાણા લોક? ૭
પળપછી પળ જાય છે, ઘડીપછી ઘડી જાય;
દિનપછી દિન જાય છે, પક્ષ વ્યતીત થઇ જાય. ૮
માસપછી માસો વીતે, વર્ષો પણ વહી જાય;
સાધન જે સાધે નહિ, તે કેવો કે'વાય? ૯
ઉત્તરમાં જવાતણી, મુખથી કહે છે વાત;
જાય સદા દક્ષિણભણી, કહો ક્યાંથી કુશળાત? ૧૦

માણસ ચાલી નવ શકે, દેવો પણ ગભરાય;
એવા અગમ માર્ગમાં, પગથી કેમ ચલાય? ૧૧
અગમ અગોચર પંથ જે, ભયપ્રદ આઠે જામ;
શૂરવીર ચાલી શકે, કાયરનું નાહિ કામ. ૧૨
જીવન ચાલ્યું જાય છે, જેમ પાણીનું પૂર;
જાગ્યા વિણ કેમ પામશો, અખંડ સુખ ભરપૂર? ૧૩
મનને જાગ્રત્ રાખીને, કરવું કામ તમામ;
ક્ષણે ક્ષણે સભારવા, મનમોહન ઘનશ્યામ. ૧૪
મુખ્ય કાર્યમાં વૃત્તિને, સતત રાખવી સ્થિર;
અકાર્ય નવ સંભારવું, મનમાં ધારી ધીર. ૧૫
સ્વધર્મ સંભારે નહિ, મનને વશ જે થાય;
પરમધામનો તે કહો, અધિકારી કેમ થાય? ૧૬
મન છે ગળિયા બળદસમ, નિજદેશ બહુ દૂર;
ઇચ્છા જો જાવાતણી, કરો ઉપાય જરૂર. ૧૭
હોંશ શીઘ્ર જાવાતણી, પણ સાધન નવ થાય;
કારણ તેનું શોધીને, કરજો સદ્ય ઉપાય. ૧૮
પરમપદની પ્રાપ્તિના, જે જે મુખ્ય ઉપાય;
તે તે સર્વે સાધજો, જેથી ત્યાં પહોંચાય. ૧૯
"મારું તે મારુંજ છે, અન્યનું નહિ થનાર;
અન્યનું મારું નહિ બને," એવો કરો વિચાર. ૨૦
એકજ નિષ્ઠા રાખજો, પૂરો કરી વિચાર;
તે વિના સુખ નહિ મળે, સૂચવ્યું વારંવાર. ૨૧
પ્રભુના અનન્યભક્તની, ચાતકજેવી ટેક:
દુ:ખ સહે અન્ય નવ ભજે, ઇચ્છે પ્રિયતમ એક. ૨૨

ઉપયોગી સાધનવિષે, ઉંડો કરો પ્રવેશ;
તે વિણુ પહોંચાશે નહિ, અતિસુખમય એ દેશ. ૨૩
પૃથિવિ ગિરિ ને વૃક્ષની, પેઠ સહનશીળ થાય;
આ જગમાં સુખિયો રહી, અચળપદે તે જાય. ૨૪
અતિપવિત્ર ને સૂક્ષ્મ જો, સ્વચિત્ત કરી શકાય;
દુઃખમય આ સંસારમાં, ફરવું અટકી જાય. ૨૫
ભક્તિતણી જે ભૂમિકા, તેનો કરો વિવેક;
નક્કી કરી નિજ ભૂમિકા, વધવાની લ્યો ટેક. ૨૬

## પત્ર ૧૮૭—૧૯૨.

* જાગ્રતના સર્વ સમયમાં પ્રભુનું વિસ્મરણ નજ થાય એમ મનને જાગ્રત રાખવું. નિત્યપ્રતિ મનમાં ભક્તિભાવનો કેટલો વધારો થાય છે, તથા તેની યોગ્યતામાં નિત્યપ્રતિ કેટલો વધારો થાય છે તેનું નિત્ય અવલોકન કરતા રહેવું. પ્રભુની કૃપાનો ભક્તને જેટલે અંશે અનુભવ થાય તેટલે અંશે તેને પચાવવાનું બળ તેણે વધારતા રહેવું જોઇએ.

શુદ્ધ સોનાના ઉપર ગમે તેટલા ઘણના ઘા પડે તોપણ તે તરડાતું નથી, ને બીજી ઊતરતી ધાતુના ભેળવાળા સોનાપર ઘણના ઘા પડવાથી તે તરડાઇ જાય છે, તેમ અનન્યભક્તની ગમે તેવી કઠણ કસોટી પરમાત્મા કે સદ્‌ગુરુભણીથી થાય તોપણ તે તેમાંથી પાછો પડતો નથી, ને નિર્બળ ભક્ત તેમની સામાન્ય કસોટીમાં પણ પાછો પડી જાય છે.

સ્વકર્તવ્યનું નિત્ય નિયમપૂર્વક અનુષ્ઠાન કર્યા કરશો, ને આજ્ઞાપ્રમાણે વર્તન રાખશો, તો તમારી સર્વ શંકાઓનું સમાધાન અનાયાસે થઇ જશે.

૧૮૮. * શરીર, ઇંદ્રિયો ને મનને વશ વર્તાવવાનું બલ મેળવવું, અર્થાત્ માયા ને માયાનાં કાર્યોનો જય કરવો, એ ખરી સ્વતંત્રતા છે; તે મેળવવા ઘણામાં ઘણો પ્રયત્ન સેવવો. અન્યજનોસાથે ઘટે તેટલો વ્યવહાર રાખવો. યોગક્ષેમનો નિર્વાહ કરનાર પરમાત્મા છે એમ સમજી મનમાં કોઈની પરતંત્રતા કે આશીઆળ ન રાખવી, ને બહારથી સૌની સાથે ઘટે તેવા વિવેકવિનયથી વર્તવું.

૧૮૯. × સર્વસંગરહિત સ્વસ્વરૂપનો અનુભવ કરવા તમે તમારી મનોવૃત્તિને ઉત્તરોત્તર વિશેષ જાગ્રત્ કરવા સર્વદા સાવધાનતાવાળો પ્રયત્ન સેવતા હશો.

તમારા સ્વરૂપને આશ્રયે રહેલી અવિદ્યાના અંશના તમોગુણના પરિણામરૂપ તમને પ્રતીત થતા પ્રાણિપદાર્થો છે, ને તમારા સ્વરૂપને આશ્રયે રહેલી અવિદ્યાના અંશના સત્ત્વગુણના પરિણામરૂપ તમને પ્રતીત થતા પ્રાણિપદાર્થોનું જ્ઞાન છે, આ ઔપનિષત્સિદ્ધાંત તમને સ્પષ્ટ સમજાયો હશે, અર્થાત્ અહિં તમારા સ્વરૂપથી ભિન્ન કોઇ પણ સત્ય વસ્તુ કે તેનું જ્ઞાન નથી, આ સિદ્ધાંત તમને સંશયવિપર્યયરહિત સમજાયો હશે. તમારા વાસ્તવિક સ્વરૂપથી ભિન્ન વસ્તુઓ નીચેના શ્લોકમાં જણાવેલી વસ્તુઓની પેઠે શબ્દમાત્રજ છેઃ-

" **मृगतृष्णांभसि स्नातः शशशृंगधनुर्धरः ।**
**एष वन्ध्यासुतो याति खपुष्पकृतशेखरः ॥ १ ॥**"[1]

"શશશિંગનાં વાણજ ઘડ્યાં, મૃગયાજળમાં જાય છે તર્યાં;
વંધ્યાસુત વાણોતર ચઢ્યા, ખપુષ્પનાં વસાણાં ભર્યાં."

૧ મૃગજલમાં સ્નાન કરેલો, સસલાના શિંગડાનું જેણે ધનુષ્ય ધારણ કરેલું છે એવો, અને જેણે આકાશનાં ફૂલોનો મુગટ ધારણ કર્યો છે એવો, આ વાંઝણીનો પુત્ર જાય છે.

અવિદ્યાના બલથી પ્રતીત થતા ઇંદ્રજાલજેવા આ જગતનું નિરૂપણ સમર્થ વિદ્વાનોથી પણ થઇ શકતું નથી. આ જગતમાં અજ્ઞાની પ્રાણીઓની નીચેના શ્લોકમાં જણાવેલી સંબંધવિનાની સ્થિતિઓ ને પ્રવૃત્તિઓ વિદ્વાનોને પ્રતીત થાય છેઃ—

"जरद्गवः कम्बलपादुकाभ्यां द्वारे स्थितो गायति मद्रकाणि।
तं ब्राह्मणी पृच्छति पुत्रकामा राजन् रुमायां लशुनस्य कोऽर्घः॥२॥"[1]

પ્રતીત થતા સર્વ વિશ્વનો તમારા સ્વરૂપમાં ઉપસંહાર કરી,—અદ્વિતીય સ્વરૂપે સુસ્થિર રહી—અપૂર્વાનંદનો અભેદભાવે અનુભવ કરતા રહેશો.

૧૯૦. * જેમ મૂર્ખ ઉંટ મને મધ્યાહ્નનો સૂર્ય જોઇ શકતો નથી એમ ધારે તેમ મૂર્ખ મનાય મારી દુષ્ટ પ્રવૃત્તિ પ્રભુ જોઈ શકતા નથી એમ ધારે છે, ને દુષ્ટ પ્રવૃત્તિવડે પોતાના હૃદયમાં દાવાનલ પ્રકટાવી તે પોતેજ પોતાને બાળે છે

વિશ્વાસઘાત ને અપ્રમાણિકપણાના જેવાં બીજાં ગંભીર પાપો આ વિશ્વમાં થોડાં છે એમ જેને ઈશ્વરે હૃદય આપ્યું હોય તેવાં માણસોએ વિચારવું જોઇએ. કુસ્વભાવ પોતાનો ને પોતાના સંગમાં આવનાર અન્ય મનુષ્યોનો અધઃપાત કરે છે તે કુભાવનારૂપ ગર્ભદાસ થયેલાઓએ ભૂલવું જોઇતું નહિ

મોક્ષનાં સાધનો સાધવાં તે ઉત્તમ પ્રવૃત્તિ, સ્વર્ગનાં સાધનો સાધવાં તે મધ્યમ પ્રવૃત્તિ, આવતો જન્મ મનુષ્યનો થાય એવાં કર્મો કરવાં તે કનિષ્ઠ પ્રવૃત્તિ, અને આવતો જન્મ પશ્વાદિનો થાય તેવાં કર્મો કરવાં તે કનિષ્ઠતર પ્રવૃત્તિ ગણાય છે. ×

---

૧ કાંબળા ને પાદુકાવડે બારણામાં ઊભો રહેલો ઘરડો બળદ મદ્રકોને (મદ્રદેશનાં ગાયનોને) ગાય છે, તેને પુત્રપ્રાપ્તિની ઇચ્છાવાળી બ્રાહ્મણી પૂછે છેઃ—"હે રાજન્! મીઠાની ખાણમાં લસણનો શો ભાવ છે?"

જે મનુષ્ય ફુટલી કોડીમાટે ચિંતામણિ ગુમાવે છે, જે મનુષ્ય છાશમાટે અમૃત ઢોળી નાંખે છે, જે મનુષ્ય કાટોડાના કટકામાટે પારસમણિ આપી દે છે, ને જે મનુષ્ય વૃદ્ધ ને ભાઠાં પડેલા ગર્દભ:-માટે ભદ્રગજ આપી દે છે, તે મનુષ્યને જેમ મૂર્ખવિના બીજું નામ અપાય નહિ, તેમ જે મનુષ્ય ક્ષણસ્થાયી સુખમાટે શાશ્વતસુખના સાધનને ફેંકી દે છે, તેને પણ મહામૂર્ખવિના બીજું શું નામ આપી શકાય?

વિશ્વંભર ને મહાશાસક ઈશ્વરનો વિશ્વાસ ને ભય ત્યજી તુચ્છ એવાં અન્ન, વસ્ત્ર ને માનમાટે જે પોતાના ઉત્તમ પારમાર્થિક સાધન-રૂપ સર્વસ્વનું બલિદાન દે છે તે સર્વથા ધિક્કારને પાત્ર ગણાય છે એમાં સંશય નથી.

શ્રેષ્ઠતમ વસ્તુ પ્રાપ્ત કરવી એ કઠિનમાં કઠિન કર્મ છે, ને તેને ખોઈ નાંખવા તે સહેલામાં સહેલું કર્મ છે, તે કદીપણ કોઈ પણ મનુષ્યે ભૂલવું ન જોઈએ. *

૧૯૧. * * ખુશામત ને શીખામણનાં વચનોમાં ભેદ હોય છે તે સમજી ખુશામતનાં વચનોકરતાં શીખામણનાં વચનોમાં વધારે પ્રેમ રાખતાં શીખશો. હાનિકર પ્રવૃત્તિના કરતાં લાભકર પ્રવૃત્તિમાં મનને વધારે વેગવાળું રાખશો.

* સુબોધેચ્છુ મનુષ્યો કુસ્વભાવને વશ વર્તતા પોતાના મનને નીચે પ્રમાણે સુબોધ આપ્યા કરે છે:—

## ધન્યાશ્રી.

કર તું શુદ્ધ વિચાર, વંચકમન ! કર તું શુદ્ધ વિચાર. ટેક.
તું પ્રભુનું પોતાને માની, ન કર અશુભ આચાર. વંચ૦ ૧
પતિના શત્રમાં રત થઈને, તેને ભજે જે નાર. વંચ૦ ૨
પતિવ્રતા નહિ કુલટા તે તો, પામે બહુ ધિક્કાર. વંચ૦ ૩

કુસ્વભાવને વશ વર્તી જે, નહિ કર પ્રભુ-દરકાર. વંચ૦ ૪
તો તું તે ઉપમાને પામીશ, સંશય નહિ તલભાર. વંચ૦ ૫
કેંવરાવી જે નૃપનો સેવક, નૃપ-અરિને ભજનાર. વંચ૦ ૬
ગણાઇશ તેના જેવું તું તો, ભજી કુસ્વભાવ અસાર. વંચ૦ ૭
કુસ્વભાવ ત્યજી સેવ પ્રભુને, આ શિક્ષા ઉર ધાર. વંચ૦ ૮

૧૯૨. ધારણામાં થતાં સ્ફુરણો ધીરે ધીરે શમાવવાં, ને લયકષાય ન થવા દેવા. જેટલાં જેટલાં અન્ય સ્ફુરણો થાય તે બધા વિક્ષેપોજ જાણવા. તેમાં શુભાશુભનો માત્ર ભેદ ખરો.

કષાયદોષ એટલે રાગદ્વેષના તીવ્રસંસ્કારોમાં ચિત્તનું ઘુંચાઈ રહેવું. એ સ્થિતિ સુષુપ્તિથી ને મૂર્છાથી ભિન્ન હોય છે.

આરોહઅવરોહમાં થોડી ક્ષણો ગાળવી, એટલે બ્રહ્મરંધ્રમાં વધારે સ્થિતિ કરી શકાશે.

સર્વ ચક્રોમાં ધ્યેયની પ્રતીતિ થાય તેમાં વિરોધ નથી. મન ને પ્રાણનો ધીરજ ને વિવેકથી આરોહ કરી પછી બ્રહ્મરંધ્રમાં તેમની સ્થિતિ કરાવવી જોઇએ.

શ્રીવિષ્ણુના શરીરનો રંગ વૃષ્ટિ કરવાને તત્પર થયેલા વાદળાના રંગજેવો શ્યામ ધારવો.

દયાઘન-દયાથી પરિપૂર્ણ. ઘનશ્યામ-વાદળાના જેવા કાળા. ×

સ્થૂલધ્યેયના તેજોમય અધિષ્ઠાનમાં વૃત્તિને એકાગ્ર કરવી તે સૂક્ષ્મધ્યેયની ધારણા કહેવાય છે.

યોગશાસ્ત્રોમાં અનેક અધિકારીઓને ઉદ્દેશીને અનેક પ્રક્રિયાઓ જણાવેલી હોય છે, તેમાંથી પોતાના અધિકારપ્રમાણે જે કરવાનું હોય તેજ તે તે અધિકારીએ કરવું, ને તેમાં સર્વ આવી જાય છે એમ તેણે સમજવું.

અધિષ્ઠાનરૂપ વસ્તુ પરિપૂર્ણપણે સમજાય, ને વિષયતૃષ્ણાનો ઉચ્છેદ થઇ જાય, તો મૌનમાંજ પરમાનંદ છે. ×

**शम्**–કલ્યાણ. **शिवम्**–મંગલ વા કલ્યાણ. **अलम्**–સંપૂર્ણ વા બસ. **झल्लामल्लं**–તેજની જ્વાલાઓનું વ્યાપવું. ઋક્ષ–રીંછ વા નક્ષત્ર.

આજાનદેવ અથવા આજાનજદેવ એટલે સ્માર્ત–સ્મૃતિએ કહેલાં કર્મો કરીને જેઓ સૃષ્ટિના આરંભમાં દેવભાવને પામ્યા હોય તે. આજાન–સૃષ્ટિની ઉત્પત્તિની સાથે.

પ્રત્યક્–સર્વની અંતર. સમ્યક્–યથાર્થ. આતિવાહિક–સૂક્ષ્મશરીર વા ઉપાસકોને પરલોકમાં લઈ જનારા દેવો. માયાવિશિષ્ટ–માયારૂપ વિશેષણથી યુક્ત. સ્નેહવિશેષ–એક જાતનો સ્નેહ. કોઇ નામની પાછળ જ્યારે વિશેષ એવો શબ્દ જોડવામાં આવે ત્યારે તેનો અર્થ એકજાતનો, એકજાતની વા એકજાતનું એવો થાય છે. ×

પ્રાણમાં ઉંડાણમાં રાગદ્વેષનાં બીજ રહેલાં હોય છે, પણ આત્મામાં તો રાગદ્વેષના બીજનો પણ સંભવ નથી. પ્રાણકરતાં પણ આત્મા વધારે પ્રિય છે, એમ લોકશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

દશ સર્પિણીઓ તે દશ ઇંદ્રિયો. તેમાં ગુદાથી ભિન્ન નવના વેગો પ્રબલ જણાવ્યા છે. અંતઃકરણની ત્રણ અવસ્થાઓ તે ત્રણ ખાઇઓ જાણવી. ×

## પત્ર ૧૯૩—૧૯૫.

× કૃષ્ણપંડિતે સંધ્યાભાષ્યમાં ચંદ્રિકાકારનું વચન મૂકી યોગી યાજ્ઞવલ્કયના વચનનો જે અર્થ કરવા પ્રયત્ન કર્યો છે તે યોગ્ય જણાતો નથી. ગાયત્રીના અંતમાં પ્રણવ મૂકી જપ કરવો એવો યોગી યાજ્ઞવલ્ક્યનો અભિપ્રાય બ્રહ્મચારી, ગૃહસ્થ ને વાનપ્રસ્થ જેમને ગાયત્રીજપ કરવાનો અધિકાર છે તે સર્વને માટે હોય એમ જણાય છે, માત્ર

વાનપ્રસ્થને માટેજ તે વચન છે એમ તે વચનના અર્થનો સંકોચ કરવાનું કાંઇ પ્રબલ કારણ જણાતું નથી. ત્રણ વ્યાહૃતિની પૂર્વે જે પ્રણવ છે તે વ્યાહૃતિને લગતો છે, ગાયત્રીની આગળ જે પ્રણવ છે તે કોઇ પણ વેદમંત્રનું ઉચ્ચારણ કરતા પૂર્વે પ્રણવરૂપ પરમાત્માનું ઉચ્ચારણ કરવું જોઇએ એ નિયમને લઇને છે, અને ગાયત્રીના અંતમાં જે પ્રણવ છે તે તેને સંપુટ કરવામાટે ને તે મત્રને હૃદયમાં સુસ્થિર કરવામાટે છે. આ ધારણને અનુસરીને પ્રાણાયામમાં સપ્તવ્યાહૃતિપૂર્વક જે ગાયત્રીનું ઉચ્ચારણ થાય છે તેમાં પણ વ્યાહૃતિની પૂર્વે, ગાયત્રીની પૂર્વે, ને ગાયત્રીના શિરને અંતે પ્રણવ મૂકાય છે.

× જપ નિત્ય પ્રમાણપૂર્વક ચાલુ રહે તો ઠીક ગણાય.

૧૯૪. * પૂર્વે તમારા મનમાં કેટલેક અંશે વિરાગભાવના હતી, તે વિરાગભાવના આવા સમયમાં વિશેષ ઉદ્દીપન થાય એ સ્વાભાવિક છે. તમારા મનોબલની ધૈર્ય ને સાવધાનતાથી પૂર્ણ પરીક્ષા કર્યા પછી તમને જે યોગ્ય પ્રતીત થાય તેવી પ્રવૃત્તિ કરશો. હજી વિચાર કરવાને પૂરતો સમય છે.

વર્તમાનમાં તમારા મનનો પારમાર્થિકસાધનોભણી જે વેગ છે તે વેગમાં શ્રદ્ધાભક્તિથી વધારો કરતા રહેશો. અર્થાત તમારા મનમાં તમને વર્તમાનમાં જે આરૂઢ ઇચ્છા પ્રતીત થતી હોય તે આરૂઢ ઇચ્છાને ઉત્તરોત્તર વધારે આરૂઢ કરતા રહેશો.

૧૯૫. * * પ્રત્યેક મનુષ્યે મનુષ્યજન્મ પામી મહાયાત્રા એટલે ત્રણ ગુણનું અતિક્રમણ કરવાનો પ્રયત્ન કરી પરતીરરૂપ બ્રહ્મની પ્રાપ્તિ કરવી જોઇએ.

આ સંસારના કારણરૂપ માયા મનાય છે. આ દુઃખે કરીને તરી શકાય એવા માયારૂપ મહાસાગરના પરતીરરૂપ બ્રહ્મ એ શાસ્ત્રમાં

પરમધામના નામથી પ્રસિદ્ધ છે. એ પરમધામની પ્રાપ્તિ કરવા આ સંસારમાંથી નીકળવું એ મહાયાત્રા કહેવાય છે. જેઓ પરમાત્મામાં પરમપ્રેમ રાખી માયારૂપ ભયંકર મહાસાગરને તરવાનો પ્રયત્ન કરે છે તેઓજ ત્રણ ભયંકર વહનવાળા ને ત્રેવીશ ભયંકર વમળોવાળા એ માયારૂપ મહાસાગરને તરી જાય છે, અર્થાત તેમનીજ તે મહાયાત્રા સફલ થાય છે.

આ માયારૂપ મહાસાગર દુઃખરૂપ અગાધ જલથી ભરેલો છે. અજ્ઞાનીને તેનો સામો કાંઠો લેશ પણ પ્રતીત થતો નથી. તેમાં તમોગુણરૂપ કાળા રંગનું વહન, રજોગુણરૂપ રાતા રંગનું વહન, ને સત્ત્વગુણરૂપ ધોળા રંગનું વહન સર્વદા બલવાન્ વેગથી વહ્યા કરે છે. એ ત્રણે વહનો બહુ ભયંકર છે, છતાં તમોગુણરૂપ કાળા રંગવાળું વહન બહુ ભયંકર છે, રજોગુણરૂપ રાતા રંગવાળું વહન ભયંકર છે, ને સત્ત્વગુણરૂપ ધોળા રંગવાળું વહન કાંઇક ન્યૂન ભયંકર છે. જેઓ પરમાનંદરૂપ પરતીરને પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય તેમને એ ત્રણ વહનોનું અતિક્રમણ એટલે ઉલ્લંઘન કરવું પડે છે.

તમોગુણરૂપ પહેલું વહન જે તરવામાં કઠિનતમ મનાય છે તેમાં સ્થલે સ્થલે અગીઆર મોટા વમળો આવે છે. તે પ્રત્યેક વમળમાં ઘસડાઇ જવાની આ મહાયાત્રા કરવા નીકળેલાને ક્ષણે ક્ષણે બીક રાખવી પડે છે. જેઓ પરમાત્માનું અનન્યશરણ શુદ્ધભાવપૂર્વક ગ્રહણ કરી શ્રદ્ધા ધૈર્ય સાવધાનતા ને દૃઢતાથી સદાગ્રહપૂર્વક પ્રયત્ન કર્યા કરે છે, તેઓ એ અગીઆરમાંના કોઇ પણ વમળભણી ઘસડાઇ જતા નથી, ને તેમાં ડુબી જતા નથી. ૧ આળસ, ૨ પ્રમાદ, ૩ દીર્ઘસૂત્રતા, ૪ અવ્યવસ્થા, ૫ અપ્રકાશ, (બુદ્ધિની સ્ફૂર્તિનો અભાવ,) ૬ જડતા, (મૂઢતા,) ૭ સંશય, ૮ ભય, ૯ ચિંતા, ૧૦ અતિનિદ્રા અને ૧૧

દુર્વ્યસનોમાં અભિરુચિ એ તમોગુણરૂપ વહનમાં રહેલા અગીઆર વમળોનાં નામો છે.

આળસનામનો મહાવિશાળ ને ભય ઉપજાવનારો વમળ મહાયાત્રાળુઓને મોહ ઉપજાવી પોતાના ભણી ખેંચવાના સ્વભાવવાળો છે. મહાયાત્રાળુમાંના જેઓ એ વમળભણી ખેંચાય છે, ને ખેંચાતા ખેંચાતા તે વમળમાં જઇ પહોંચે છે, તેમની સ્થિતિ દયા ઉપજાવનારી થઇ પડે છે. પછી તેઓ પોતાની આ મહાયાત્રામાં લેશ પણ આગળ વધી શકતા નથી, ને તેમનું અંતરનું ને બહારનું સર્વ ઉપયોગી સામર્થ્ય ઉત્તરોત્તર ઘસાતું જાય છે. તેઓ ભાન ભૂલી અધમુઆજેવા થઇ આ વમળમાં ધીમે ધીમે ચકર ચકર ફર્યા કરે છે, ને દરિદ્રીજેવા પ્રતીત થાય છે. આ વમળની મર્યાદામાં દારિદ્ર્ય, ધનધાન્યાદિની તૃષ્ણા, નિરર્થક મનોરાજ્ય, ને દુરાચરણનામનાં બીહામણાં ને ફાડી ખાનારાં જલચરો વસે છે. મહાયાત્રાએ નીકળેલા મનુષ્યોમાંથી જેઓ આ વમળમાં ધસડાઇ આવે છે તેમને આ ક્રૂર જલચરો રાતદિવસ ક્રૂર રીતે ઠોલ્યા કરે છે, ને રીબાવે છે. મહાયાત્રાળુના મોટા ભાગને પોતાના ભણી ખેંચવાના સ્વભાવવાળા એ વમળના ખેંચાણને સાવધ મહાયાત્રાળુઓજ ઉદ્યોગરૂપ બાહુબલવડે ત્રોડી નાંખી પોતાની મહાયાત્રામાં આગળ વધે છે. એવા મહાયાત્રાળુઓ ધન્યવાદને પાત્ર ગણાય છે.

આ વહનમાં કોઇ સ્થલે ડગલે ડગલે અનેક દુઃખોનો અનુભવ કરાવવાના સામર્થ્યવાળો, ને ઘણીવાર મૃત્યુના જેવી પીડા ઉપજાવવાના બલવાળો હોવાથી મૃત્યુના નામથી ઓળખાતો, તથા ઘણા વિસ્તારવાળા પ્રદેશમાં રહેલો પ્રમાદનામનો વમળ આવે છે. તેમાં દ્રવ્યહાનિ, પ્રતિષ્ઠાહાનિ, અપમાન ને પશ્ચાત્તાપનામનાં તીક્ષ્ણ ધારવાળા દાંતો ને ડાઢોવાળાં જલચરો રહે છે. જે પ્રવાસીઓ આ વમળમાં ખેંચાઇ આવે છે તેમને

આ જલચરો વારંવાર બહુ કડવો અનુભવ કરાવ્યા કરે છે. આ વમળની મર્યાદામાં આવનાર પ્રવાસી આ વમળના પ્રતાપથી પોતાના અવશ્યના કર્તવ્યનું વિસ્મરણ કરી દે છે. સાવધાનતારૂપ બાહુબલનો પૂર્ણ ઉપયોગ કર્યા વિના આ વમળને કાપી કોઇ પ્રવાસી તેને તરી શકતો નથી. જે મહાભાગ્યશાળી પુરુષ પૂર્વોક્ત રીતે આ વમળને કાપીને તરી જાય છે તે મહાભાગ્યશાળી પુરુષ મૃત્યુંજયતુલ્ય-શ્રીમહેશ્વરજેવો ગણવાયોગ્ય-થાય છે.

મહાયાત્રાળુમાંનાં કેટલાંક માણસો તરતાં તરતાં પોતાના દુર્ભાગ્યને લીધે આ વહનમાં રહેલા દીર્ઘસૂત્રતાનામના વમળમાં આવી પડે છે. આ વમળમાં ભમતાં ને ગળકાં ખાતાં માણસો કોઇ પણ શુભ કર્મ તુરત વા સમયસર કરી શકતાં નથી. તેઓ એક કલાકમાં સુખપૂર્વક પૂરું કરી શકાય એવું કામ છ માસે પણ યથાયોગ્ય પૂર્ણ કરી શકવા સમર્થ ન થાય એવા ટાઢા થઇ ગયા હોય છે. દારિદ્ર્ય, ધિક્કાર, ભય ને ચિંતાદિ જલચરો આ વમળમાં ફસાયેલાને નિરંતર દુઃખાનુભવ કરાવ્યા કરે છે. પ્રાપ્ત થયેલું પ્રત્યેક શુભ કામ તુરત કરવાના સ્વભાવરૂપ બાહુબલવડે જેઓ આ વમળને કાપી આ વહનમાં આગળ વધે છે તેઓ પોતાની મહાયાત્રાનો તેટલો ભાગ ઓછો કરવા ભાગ્યશાળી થાય છે.

આ પવિત્ર મહાયાત્રા કરવા નીકળેલા મનુષ્યોમાંના કેટલાક મનુષ્યો આ વહનમાં રહેલા અવ્યવસ્થાનામથી ઓળખાતા વમળમાં આવી પડે છે. આ વમળપર સર્વદા અંધારાજેવો ભાગ રહેવાથી તેમાં ચકર ચકર ફરતા મનુષ્યો કોઇ પણ કામમાં વ્યવસ્થાથી વર્તી શકતા નથી, વા વ્યવસ્થા કોને કહેવાય તે જાણી પણ શકતા નથી. આ વમળમાં ભ્રમણ કરતા મનુષ્યોને અદઢતા, ચિંતા, ભય ને સાહસનામનાં જલચરો દુઃખ દીધા કરે છે. નાનામોટા પ્રત્યેક કામમાં વ્યવસ્થાથી વર્તવાના સ્વભાવરૂપ

બાહુબલનો ઉપયોગ કર્યા વિના મનુષ્ય આ વમળને કાપી કેવી રીતે આગળ વધી શકે? જેઓ એવો પ્રયત્ન કરી શકતા નથી તેઓ આ વમળમાં ભમીભમીને અંતે તેમાં ડુબી જાય છે.

આ વહનમાં અપ્રકાશ એટલે બુદ્ધિની સ્ફૂર્તિનો અભાવ એ નામનો એક અંધકારમય વમળ છે. આ વમળની આસપાસ ઘાટું અંધારું પ્રતીત થાય છે. આ વમળમાં પડેલા મનુષ્યો જીવતા છતાં પણ મુઆજેવા પ્રતીત થાય છે. સત્સંગથી પ્રાપ્ત થતી બુદ્ધિની સ્ફૂર્તિરૂપ બાહુબલવડે આ વમળ કાપી પ્રવાસી મનુષ્યો પોતાની મહાયાત્રામાં આગળ વધી શકે છે.

જડતા અથવા મૂઢતાનામનો વમળ પણ આ વહનમાં રહેલો છે. આ વમળમાં આવી પડેલા મનુષ્યો જડજેવા પ્રતીત થાય છે. પશુ જેમ આહારાદિના સેવનમાંજ પોતાનું જીવન પૂરું કરે છે, તેમ આ વમળમાં આવી પડેલા મનુષ્યો પણ પ્રાયશઃ આહારાદિના સેવન-માંજ પોતાનું જીવન પૂરું કરતા હોય એમ જણાય છે. આ વમળમાં પડેલા મનુષ્યોને જોઇને તથા તેમની કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ જોઇને અન્ય જનો તેમનો ઉપહાસ કરે છે, છતાં તેઓ તે ઉપહાસને સમજી શકતા નથી. સુસંગથી પ્રાપ્ત થતા વિવેક વા સમજરૂપ બાહુબલવડે આ વમળને કાપી મહાયાત્રાળુએ પોતાની મહાયાત્રામાં આગળ વધવું જોઇએ.

આ વહનમાં કોઇ સ્થલે સંશયનામનો મોટા વિસ્તારવાળો ને વેગવાળો વમળ રહેલો છે. મહાયાત્રાએ નીકળેલા મહાયાત્રાળુમાંના કેટલાક મનુષ્યો પોતાના પૂર્વજન્મોના પાપસંસ્કારોનો ઉદય થવાથી આ વમળમાં આવી પડે છે. આ વમળમાં આવી પડેલા મનુષ્યનાં દુઃખોનો પાર રહેતો નથી. તેઓ વર્તમાનજન્મમાં વારંવાર પુષ્કલ દુઃખાનુભવ કર્યા કરે છે, ને તેમને ભાવિજન્મમાં સુખનો લાભ થવાનો પ્રાયશઃ

સંભવ હોતો નથી. આ વમળમાં પડેલા મનુષ્યો આ વમળની વિચિત્ર ગતિથી કયારેક ઉંધા, કયારેક ત્રાંસા, કયારેક કાંઇક સીધા, કયારેક આગળ વધતા, ને કયારેક કાંઇક પાછળ હઠતા પ્રતીત થાય છે. આ વમળના ઉષ્ણ જલથી આ વમળમાં આવી પડેલા મનુષ્યોનાં શરીરો, ઇંદ્રિયો ને અંતઃકરણો પરિતાપ પામ્યા કરે છે. મહાપુરુષોની સેવા ને કૃપાવડે પ્રાપ્ત થતી સંશયરહિતતારૂપ બાહુબલવડે જેઓ આ ભયંકર વમળને કાપી આગળ વધતા ભાગ્યશાળી થાય છે તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર ગણાય છે.

આ વહનમાં વળી ભયનામનો એક વમળ રહેલો છે. જેઓ આ વમળમાં ધસડાઇ આવે છે તેઓનાં તનમન સર્વદા કંપ્યા કરે છે, ને તેમને જ્યાં ત્યાં એટલે શરીરની અંતર ને બહાર ભયનાં કારણો પ્રતીત થયા કરે છે. આ વમળમાં પરાધીન થઇ ભમતા મનુષ્યોના તનમનનું ને ઇંદ્રિયોનું સામર્થ્ય ઉત્તરોત્તર ક્ષીણ થતું જાય છે. જેમ ચાળણીમાં પાણી રહી શકતું નથી તેમ આ વમળમાં ભ્રમણ કરતા મનુષ્યોના હૃદયમાં નિર્ભય રહેવાનો ઉપદેશ ટકી શકતો નથી. તેઓ વર્તમાનજન્મમાં સુખી હોતા નથી, ને ભાવિજન્મમાં મેળવવાના સુખની સામગ્રી તેઓ પ્રાપ્ત કરી શકતા નથી. અભયરૂપ બાહુબલવડે આ ભયરૂપ વમળ કાપી નાંખી કોઇ ચતુર પ્રવાસી પોતાના પ્રાપ્ત કરવાયોગ્ય પ્રદેશભણી આગળ વધી શકે છે.

ચિંતા, ખેદ, વિષાદ વા શોકને નામે ઓળખાતો એક વમળ આ વહનમાં આવે છે. તેમાં પણ દુર્ભાગ્યને લીધે કેટલાક પ્રવાસીઓ તણાઇ આવે છે. આ વમળમાં ચકરાવો ખાનારા મનુષ્યોના સ્થૂલશરીરના સાતે ધાતુઓ દાહ પામ્યા કરે છે, અને તેમની ઇંદ્રિયો ને અંતઃકરણ સામર્થ્યહીન થતાં જાય છે. આ વમળમાં ભમ્યા કરવામાં

લેશ પણ સાર નથી એમ તેમાંના ઘણાખરા મનુષ્યો સમજે છે, પણ તે વમળમાંથી બહાર નીકળવા તેઓ યોગ્ય પ્રયત્ન કરતા હોય એમ જણાતું નથી. આ વમળમાં ફસાઇ પડેલા મનુષ્યો અર્ધાં ગાંડાજેવા થઈ જાય છે, ને પોતાના વ્યાવહારિક કે પારમાર્થિક કર્તવ્યથી વિમુખ થયેલાજેવા પ્રતીત થાય છે. આ વમળમાં ફસાયેલામાંના કેટલાક મનુષ્યો રુદન કરવાનું તથા કપાળ કૂટવાનું કર્મ પણ કરે છે, અને કેટલાક આપઘાત પણ કરે છે. પ્રસન્નતારૂપ બાહુબલવડે આ ચિંતારૂપ વમલને કાપી જેઓ માયારૂપ મહાસાગરના પરતીરભણી ગમન કરે છે તેઓ ભાગ્યશાળી ગણવાયોગ્ય મનાય છે.

કેટલાક મહાયાત્રાળુ આ વહનમાં તરતાં તરતાં અતિનિદ્રા વા નિદ્રાપારવશ્યનામના ઘોર વમળમાં આવી પડે છે. આ વમળમાં ઘુમરી ખાનારા મનુષ્યો બેભાનજેવા પ્રતીત થાય છે. કોઇ પણ જાતના વિચાર-માં કે અધ્યયનમાં જોડાયા વા નવરા પડ્યા કે તુરત તેઓ આ વમળ-માં ભ્રમણ કરવા લાગે છે. તેઓ જાગતા હોય ત્યારે પણ જાણે ઉંડાણમાં આ વમળભણી ખેંચાતા હોય એવા પ્રતીત થાય છે. જેઓ આ વમળમાંથી નીકળી પોતાના માર્ગમાં આગળ વધવા ઇચ્છતા હોય તેમણે આહારને નિયમમાં રાખવારૂપ તથા પ્રાપ્ત કામમાં ચિત્તને એકાગ્ર કરવારૂપ બાહુબલનો ઉપયોગ કરવો જોઇએ.

આ વહનમાં દુર્વ્યસનોમાં અભિરુચિનામનો એક વમળ આવે છે. તેમાં આવી પડેલામાંના કેટલાક અંતઃકરણની ચુંબકશક્તિનો નાશ કરનાર ડુંગળી વા લસણના સેવનમાં તત્પર થઈ જાય છે; કેટલાક અંતઃકરણમાં ઉન્માદ ઉપજાવનાર ભાંગ, ગાંજો, ચરસ, માજમ, ભૂરકી, સુરા ને મદ્ય એમાંના કોઇ એક કે વધારે માદક દ્રવ્યના સેવનમાં તત્પર થઇ જાય છે; કેટલાક અંતઃકરણના પ્રકાશ ને પ્રવૃત્તિ ધર્મને ક્ષીણ કરનારા અફીણનું સેવન કરવામાં તત્પર થઇ જાય છે; કેટલાક અંતઃ-

કરણને નિરર્થક ઉત્તેજિત કરનાર તમાકુના પીવામાં, ચાવવામાં, સુંઘવામાં કે દાંતે ઘસવામાં તત્પર થઇ જાય છે; અને કેટલાક સોમલ અને કોકેન આદિ વિષો કે જે અંતઃકરણના સાત્ત્વિક સામર્થ્યનો વિનાશ કરનારાં છે તેમના સેવનમાં તત્પર થઇ જાય છે.

ઉપર કહેલા માયારૂપ મહાસાગરના તમોગુણરૂપ વહનમાં રહેલા પૂર્વોક્ત અગીઆર વમળોમાંના કોઇ પણ વમળમાં જે પ્રવાસી ફસાઇ રહેતો નથી, પણ પોતે જે વમળમાં આવી પડ્યો હોય તે વમળમાંથી દૃઢ પ્રયત્નવડે બહાર નીકળી ઉત્સાહપૂર્વક આગળ વધવા ઇચ્છે છે તે આ મહાસાગરના રાતા રંગવાળા રજોગુણરૂપ વહનમાં આવી પહોંચે છે. આ વહનમાં ૧ કામ, ૨ ક્રોધ, ૩ લોભ, ૪ મદ, ૫ મત્સર, ૬ દંભ, ૭ ચાંચલ્ય, ૮ કર્મોમાં પ્રવૃત્તિ, ને ૯ અશાંતિ આ નામના નવ વમળો રહેલા છે.

મહાયાત્રાળુઓમાંનો મોટો ભાગ આ વહનમાં રહેલા કામનામના મહાવિશાળ ને ઘણા ઉંડા વમળભણી ખેંચાઇ આવે છે, ને તેમાં બહુ વેગથી ભમવા લાગે છે. આ વમળને સર્વદા અતૃપ્ત રહેનારો, મહાપાપી ને જીવોના મહાવૈરિરૂપ ગણવામાં આવે છે. આ વમળ બહુ ઊતાવળો ચકરાવો લેનારો હોવાથી તેમાં આવી પડેલા પ્રવાસીઓ પ્રાયશઃ પોતાના કર્તવ્યનું ભાન ભૂલી જાય છે. આ વમળમાંથી નીકળવાનો પ્રયત્ન કરનારા પ્રવાસીઓમાંનો બહુ થોડો ભાગ સુખપૂર્વક તે વમળમાંથી બહાર નીકળી શકે છે, અને તેનો ઘણો મોટો ભાગ તેમનો સામાન્ય પ્રયત્ન ફલીભૂત ન થવાથી ઘણો કાલ તેમાં ભ્રમણ કર્યા કરે છે, ને પુષ્કલ દુઃખાનુભવ કરે છે. આદરપૂર્વક વારંવાર બ્રહ્મતત્ત્વનો વિચાર કર્યા કરવારૂપ તથા સ્થૂલશરીરની તુચ્છતાનો-મલિનતાદિનો-વારંવાર વિચાર કરવારૂપ બાહુબલવડે પ્રવાસી આ વમળને કાપી નાંખી આગળ વધી શકે છે.

પવિત્ર મહાયાત્રાએ નીકળેલા મનુષ્યોમાંનો કેટલોક ભાગ આ વહનમાં રહેલા ક્રોધનામથી ઓળખાતા વમળભણી ખેંચાઇ આવી તે વમળમાં ભ્રમણ કરવા લાગે છે. આ વમળમાં ફસાયેલા મનુષ્યોનું લોહી ઊકળવા લાગે છે, તેમનું મગજ, જ્ઞાનતંતુઓ ને ગતિતંતુઓ તપી ઊઠે છે, તેમની આંખો ને મુખ રાતાં થઇ જાય છે, ને તેમના કેટલાક અવયવો કંપવા લાગે છે. વળી તેમને બોલવાનું તથા ક્રિયા કરવાનું પણ ભાન રહેતું નથી. તેઓ ઘણીવાર પોતાને વા અન્યને હાનિ કરી બેસે છે. આ વમળમાં ભ્રમણ કરતા મનુષ્યોના ચિત્તની શાંતિ ને સ્મૃતિ બહુ થોડા પ્રમાણમાં રહે છે. ક્ષમા ને સહનશીલતારૂપ બાહુબલવડે આ વમળને કાપી નાંખી જેઓ આગળ વધે છે તેઓ સુભાગી ગણાય છે.

આ વહનમાં લોભનામથી ઓળખાતો એક મોટો વમળ આવે છે. જેઓ આ વમળમાં આવી પડે છે તેઓ પોતાની પાસે જે દ્રવ્ય હોય તેનો પોતાના ઉપયોગમાં કે સુપાત્રે વ્યય કરી શકતા નથી, ને પોતાની પાસે જે દ્રવ્ય હોય તેમાં ગમે તે પ્રકારે વધારો કરવા સર્વદા બહુજ આતુર રહે છે. તેઓ જાગ્રતમાં સર્વદા દ્રવ્યનાજ વિચારો કર્યા કરે છે, ને તેમને સ્વપ્નો પણ દ્રવ્યને લગતાંજ આવે છે. દ્રવ્યનેજ તેઓ મેળવવાયોગ્ય વહાલામાં વહાલી વસ્તુ ગણે છે. આ વમળમાં જેઓ પ્રસન્નતાથી ભ્રમણ કર્યા કરતા હોય તેમને એ વમળમાંથી બહાર નીકળવાનું મન પણ કયાંથી થાય? ઔદાર્ય ને સંતોષરૂપ બાહુબલનો ઉપયોગ કરવાથી આ વમળ કાપી આગળ વધી શકાય છે.

આ વહનમાં વળી મદનામનો એક વમળ આવે છે. એ વમળને લોકો ગર્વ, અભિમાન કે અહંકારના નામથી પણ ઓળખે છે. આ વમળમાં પરવશપણે ભમતા મનુષ્યો "હું મોટી સત્તાવાળો છું," "હું મોટી

સમૃદ્ધિવાળો છું," "હું ધનાઢ્ય છું," "હું વિદ્વાન્ છું," "હું બલવાન્ છું," "હું બહુ રૂપાળો છું," "હું મોટા કુટુંબવાળો છું," ઇત્યાદિ પ્રકારનાં વચનો બોલ્યા કરે છે, કોઇનો ઉપદેશ તેઓ આદરપૂર્વક શ્રવણ કરી શકતા નથી, ને તેઓને આ પૃથિવીઉપર પોતાનાથી કોઇ શ્રેષ્ઠ હોય એમ પ્રતીત થતું નથી. સન્નિપાતને વશ થયેલા મનુષ્યો જેમ સંબંધવિનાનું બોલ્યા કરે છે, તેમ આ વમળમાં ભ્રમણ કરતા મનુષ્યો પણ સંબંધવિનાનું બોલ્યા કરે છે. વિનય વા નિરહંકારરૂપ બાહુબલવડે આ વમળ તરી શકાય છે.

કોઇ કોઇ પ્રવાસીઓ આ વહનમાં આવેલા મત્સર વા ઇર્ષ્યાના નામથી ઓળખાતા ને સર્વદા ઊના રહેતા વમળમાં આવી પડે છે. આ વમળમાં ફેરા ખાતા મનુષ્યો કોઇનું કાંઇ સારું થયેલું સાંભળે કે જુએ તો તુરત ક્લેશાનુભવ કરવા લાગે છે, ને જેનું કાંઇ સારું થયું હોય તેની વા તેનું કાંઇ સારું કરનારની નિંદા કરવા લાગે છે. તેઓ પોતાના મિત્રનું, સંબંધીનું કે તટસ્થનું પણ સારું જોઈ શકતા નથી, તો પછી પોતાના શત્રુનું સારું તો તે કેમજ જોઇ શકે? મૈત્રીની ભાવનારૂપ બાહુબલવડે આ વમળનું ઉલ્લંઘન કરી પ્રવાસી આગળ વધી શકે છે.

આ રાતા રંગના વહનમાં કોઇ સ્થલે દંભ વા ડોળનામનો એક વમળ આવે છે. તે ભણી પણ કેટલાક પ્રવાસીઓ ખેંચાઇ આવે છે, ને તેમાં ભમવા લાગે છે. આ વમળમાં ભમતા મનુષ્યો આ વમળના પ્રતાપથી સત્તા, ધન ને વિદ્યાદિનો ખોટો ડોળ કરવા લાગે છે. ધનની કે માનની તૃષ્ણાને વશ થઇ તેઓ આ વમળમાં ભટકે છે. આ વમળમાં બહુ વેગથી ભમવાના કામમાં અસત્ય તેમને બહુ સાહાય્ય કરનાર થાય છે. આ વમળમાં ભ્રમણ કરનારા મનુષ્યો વિદ્યા કે શ્રદ્ધાદિ

સાધનો સંપાદન કરી શકતા નથી. જેવા હોઇએ તેવા દેખાવાનો વા અદંભીપણાનો સ્વભાવ રાખવાથી મનુષ્ય આ વમળને તરી શકે છે.

આ વહનમાં જે ચાંચલ્યનામનો વમળ આવે છે તે સ્થિરતાનો વિઘાતક છે. આ વમળમાં આવી પડેલા પ્રવાસીઓની નેત્રાદિ ઇંદ્રિયો બહુ ચંચલ થઇ જાય છે. ઇંદ્રિયોની ચંચલતા અંતઃકરણની સ્થિરતા થવા દેતી નથી, ને અંતઃકરણની અસ્થિરતા શાંતિને અભાવે તે મનુષ્યને દુઃખાનુભવ કરાવ્યા કરે છે. ઇંદ્રિયોની સ્થિરતાની પ્રાપ્તિવડે આ ચાંચલ્યનામના વમળનું મનુષ્ય અતિક્રમણ કરી શકે છે.

લૌકિક ને વૈદિક કર્મોમાં પ્રવૃત્તિરૂપ વમળ પણ આ વહનમાંજ આવે છે. આ વહનજ પ્રબલ ગતિવાળું હોવાથી તેમાં આવેલા વમળો પણ બહુ ગતિવાળા હોય એ સ્વાભાવિકજ છે. અશુભ કર્મોમાં થતી પ્રવૃત્તિ તો અવશ્ય રોકવાયોગ્યજ છે, પણ શુભકર્મોનાં થતી પ્રવૃત્તિ પણ સત્ય સુખના અનુભવમાં વિઘ્ન કરનારી હોવાથી તે પણ સત્યસુખેચ્છુએ ત્યજવાયોગ્ય છે. લૌકિક તથા વૈદિક કર્મોથી ઉપરામ થવારૂપ બાહુબલવડે આ વમળ કાપી પ્રવાસી પોતાના માર્ગમાં આગળ વધવા સમર્થ થાય છે.

અશાંતિનામનો દુઃખજનક વમળ પણ આ વહનમાંજ આવેલો છે. આ વમળમાં પડેલા મનુષ્યો પોતાના અંતઃકરણની અશાંતિવડે વ્યાકુલતાનોજ અનુભવ કર્યા કરે છે. તેમનાં અંતઃકરણોમાં મુંઝવણ ને બળતરા થયા કરે છે. શાંતિવડે પ્રાપ્ત થનારા અલૌકિક સુખનો તે બિચારા લેશ પણ અનુભવ કરી શકતા નથી. જેમ અગ્નિના સામીપ્યથી મનુષ્યાદિનાં શરીરો તપે તેમ અશાંતિના સદ્ભાવથી અશાંત મનુષ્યોનાં હૃદયો તપ્યા કરે છે. સર્વ વિક્ષેપોના અભાવરૂપ શાંતિની પ્રાપ્તિ કરવાથી આ અશાંતિનામના વમળની મર્યાદાનું ઉલંઘન કરી શકાય છે.

આ રાતા રંગવાળા રજોગુણરૂપ વહનમાં રહેલા નવ વમળોનું ધૈર્ય, સાવધાનતા ને દૃઢતા રાખી જે પ્રવાસી અતિક્રમણ કરે છે તે પ્રવાસી ધોળા રંગવાળા સત્ત્વગુણરૂપ વહનમાં પ્રવેશ કરે છે. આ વહનમાં સુખનું અભિમાન, જ્ઞાનનું અભિમાન, ને અતિદયા એ નામના ત્રણ વમળો આવે છે.

અંતઃકરણની સુખાકારવૃત્તિ એ અંતઃકરણનો ધર્મ છે. આ વમળમાં આવી પડેલા પ્રવાસીઓ અંતઃકરણના એ ધર્મને આત્માનો ધર્મ સમજે છે, પણ આત્માના નિરુપાધિક સુખસ્વભાવને ઓળખી શકતા નથી. જેઓ આ વમળનું ઉલ્લંઘન કરી જવા ઇચ્છતા હોય તેમણે અંતઃકરણની સુખાકારવૃત્તિથી ભિન્ન આત્માના નિરુપાધિક સુખસ્વરૂપને ઓળખવું જોઇએ.

જેઓ જ્ઞાનાભિમાનનામના વમળમાં ફર્યા કરતા હોય છે તેઓ અંતઃકરણના જ્ઞાનાકાર પરિણામને અંતઃકરણનો ધર્મ સમજવા સમર્થ થતા નથી, પણ તે આત્માનો ધર્મ છે એમ તેઓ સમજે છે. અંતઃકરણના જ્ઞાનાકાર પરિણામથી ભિન્ન આત્માના નિરુપાધિક જ્ઞાનસ્વભાવને જાણવા જે પ્રવાસીઓ સમર્થ થાય છે તે પ્રવાસીઓ સુખપૂર્વક આ વમળનું અતિક્રમણ કરી જાય છે.

જે પ્રવાસીઓ અતિદયાનામના વમળમાં આવી પડે છે તેઓનાં અંતઃકરણો જડ શરીરોના સ્મરણચિંતનમાં રહેવાથી તેમનાં અંતઃકરણોમાં સૂક્ષ્મતા ને એકાગ્રતાનો ઉદય થઇ શકતો નથી, પણ તેમનાં અંતઃકરણો સ્થૂલ ને વ્યગ્ર થતાં જાય છે, તેથી તેઓ આ વમળમાં ભટક્યા કરે છે. જેઓ આ વમળને તરવા ઇચ્છતા હોય તેમણે પ્રાણીઓપર સામાન્ય દયા રાખવારૂપ બાહુબલવડે આ વમળને તરી જવો જોઇએ.

જેઓ અતિપુણ્યશાલી, સદાગ્રહપૂર્વક સતત પ્રયત્ન કરનારા, અને

સદ્ગુરુ તથા ઈશ્વરની અવ્યભિચારિણી ભક્તિવડે તેઓશ્રીની કૃપાના પાત્ર થયા હોય છે તેઓજ આ માયારૂપ મહાસાગરમાંનાં ત્રણ વહનો તથા તેમાં રહેલા ત્રેવીશ વમળોને તરી જઇ માયારૂપ મહાસાગરના પરતીરરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. પરતીરરૂપ બ્રહ્મને પામેલા મહાપુરુષો સર્વ પ્રકારનાં એટલે આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારનાં દુઃખોથી રહિત પરમાનંદરૂપનો અનુભવ કરે છે. આવા મહાપુરુષ પોતાના શરીરની સ્થિતિ હોય ત્યાંસુધી પોતાના અંતઃકરણની સર્વ વૃત્તિઓના દ્રષ્ટા રહે છે, પણ તેમાં ભળી જતા નથી. તેઓ સર્વદા સુખદુઃખને સમાન ગણે છે, સ્વસ્થ રહે છે, માટીના ઢેફાને, પથ્થરને તથા સોનાને સમાન ગણે છે, પ્રિય તથા અપ્રિયને, અને નિંદા તથા સ્તુતિને સમાન ગણે છે, માન તથા અપમાનને સમાન ગણે છે, અને પોતાને મિત્ર ગણનારાના પક્ષમાં તથા પોતાને શત્રુ માનનારાના પક્ષમાં સમભાવવાળા રહે છે. બ્રહ્મરૂપ પરતીરને પામેલા પુરુષ પુનઃ આ ભયપ્રપૂર્ણ માયારૂપ મહાસાગરમાં ડુબતા નથી, પણ સર્વદા માયાથી પર પરમાનંદરૂપે સુસ્થિર રહે છે. હવે તેમને માયારૂપ મહાસાગર, તેમાં રહેલાં વહનો, ને તે વહનોમાં રહેલા વમળો મિથ્યા પ્રતીત થાય છે. "**स्वस्ति वः पाराय तमसस्परस्तात् ॥**" ( માયારૂપથી–અજ્ઞાનરૂપથી–પર રહેલા બ્રહ્મરૂપ પરપારને પામવામાટે તમને માર્ગમાં આ વમળોમાંથી કોઇ પણ વમળ વિઘ્નરૂપ ન થાઓ, ) એવો પોતાના શ્રીસદ્ગુરુનો શુભાશીર્વાદ મેળવી જેઓ આ માયારૂપ મહાસાગરને તરવાનો સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરે છે, તેઓ આ માયારૂપ મહાસાગરનો પાર પામી સર્વ પ્રકારના કર્તવ્યથી મોકળા થાય છે. તમે પણ આ માયારૂપ મહાસાગરનો પાર પામવા સર્વદા શ્રદ્ધા, દઢતા ને સાવધાનતાથી પ્રયત્ન કર્યા કરતા હશો. ઇતિ શમ્.

## પત્ર ૧૯૬–૧૯૭.

× પ્રભુભક્તિને આરૂઢ કરવામાં સહનશીલતા ને સર્વ પ્રાણીઓપર–પોતાના શત્રુઓઉપર પણ–વિશુદ્ધ પ્રીતિ આ બે શુભગુણો બહુ ઉપયોગી થાય છે, માટે એ બે શુભગુણોનું સંક્ષેપમાં નિરૂપણ થાય છે.

કોઇ પણ મનુષ્ય જો પોતાના જીવનને આ લોકમાં સુખમય કરવા ઇચ્છતો હોય, ને પોતાના વર્તમાન શરીરના પડવા પછી પોતાના જીવાત્માને સુખી કરવા ઇચ્છતો હોય, તો તેણે પોતાનાં નિકટનાં ને દૂરનાં સગાંવહાલાંઓતરફથી, પોતાનાં પાડોશીઓતરફથી, અને અન્ય પરિચિત કે અપરિચિત મનુષ્યોતરફથી પોતાના મંદપ્રારબ્ધકર્મને લીધે જે જે દુઃખો આવી પડે તે સર્વને ચિંતા કે વિલાપ કર્યા વિના પ્રસન્નમને સહન કરવાનો સ્વભાવ પાડવો જોઇએ, એટલુંજ નહિ, પણ જેઓ પોતાને યોગ્ય કારણને લીધે વા યોગ્ય કારણવિના દુઃખ દેતા હોય તેમનો તેણે દ્વેષ ન કરવો જોઇએ, તેમના ઉપર વૈર ન રાખવું જોઇએ, તેમને શાપો ન આપવા જોઇએ, અને કોઇની આગળ તેમની નિંદા ન કરવી જોઇએ, પણ આ સર્વ જગત્‌માં સર્વ સ્થલે પરમાત્મા રહ્યા છે, મનુષ્યોનો મોટો ભાગ અજ્ઞાનને વશ વર્તનારો હોવાથી ભૂલને પાત્ર છે, અને પોતાને જે દુઃખોની પ્રાપ્તિ થાય છે તે પોતાનાં પૂર્વનાં કોઇ દુષ્ટ કર્મોનાં ફલોરૂપે પ્રાપ્ત થાય છે, એમ સમજી પોતાને જેઓ દુઃખ દેતા હોય તેમના ઉપર મનમાં કાંઇ પણ સંકોચ કે ખેદ લાવ્યા વિના વિશુદ્ધ પ્રીતિ રાખવી જોઇએ. આ વિશ્વમાં બાહ્યદૃષ્ટિએ સર્વથા સુખી કોઇ હોતું નથી. જીવભાવવાળા સર્વ મનુષ્યોને તેમના કર્માનુસાર ન્યૂનાધિક દુઃખની પ્રાપ્તિ થાય છે. તેવી વેલાએ તેઓ જો ઉપર કહેલા બે શુભગુણોને આચારમાં મૂકે તો તેઓની શાંતિ ને સુખ જળવાઇ રહે છે.

સુખને ઇચ્છનાર મનુષ્યે સુખી થવામાટે વૃક્ષોની, પર્વતોની ને પૃથિવી-

ની સ્થિતિનું વિવેકપૂર્વક અવલોકન કરી તેનું ધૈર્ય ને સાવધાનતાથી અનુસરણ કરવું જોઇએ. કેટલાંક માણસો પોતાના પ્રયોજનને લીધે કોઇ વૃક્ષોનાં મૂલો ને ડાળો કાપે છે, તેની છાલ ઉખેડે છે, તથા તેના ઉપર ચઢી તેનાં પાનડાં, ફૂલો ને ફલો ત્રોડે છે, છતાં તે વૃક્ષો તેમના ઉપર લેશ પણ ક્રોધ કરતાં નથી, કે વૈર વાળવા પ્રયત્ન કરતાં નથી, પણ મોટું મન રાખી તે સર્વ દુઃખોને તે પ્રસન્નતાથી સહન કરે છે, એટલુંજ નહિ, પણ જો તેજ માણસો તડકાથી તપીને પોતાની છાયામાં બેસવા આવે તો તેને ત્યાં કોઇ પણ પ્રકારની આનાકાની કર્યા વિના પ્રસન્નતાથી બેસવા દે છે, ને પોતાની છાયાની શીતલતાવડે તેના શરીરના તાપને દૂર કરે છે. જે તેને પથ્થર કે લાકડી મારે તેને પણ તે ફૂલ કે ફલ આપે છે. પથ્થર, ધાતુઓ કે રત્નાદિમાટે કેટલાક લોકો પર્વતને ખોદે છે, છતાં તે પર્વત તે ખોદનારા લોકોઉપર કોપ કરતો નથી, પણ તેમને તેમની ઇચ્છિત વસ્તુઓ આપી સંતોષે છે. પૃથિવીપર લોકો અપવિત્ર પદાર્થ નાંખે છે, તથા સ્વાર્થને વશ થઇ સ્થલે સ્થલે તેનું છેદનભેદન કરે છે, છતાં તે તેમના ઉપર ક્રોધ કે રીસ કરતી નથી, પણ તેમને અન્નાદિ પદાર્થો આપી સંતોષ પમાડે છે. જુઓ, વૃક્ષાદિ ત્રણેની કેટલી બધી સહનશીલતા! અને પોતાના ઉપર અપકાર કરનારઉપર પણ કેટલી બધી પ્રીતિ!!

જગત્માં આકૃતિ એટલી પ્રકૃતિ કહેવાય છે, તેથી આ પૃથિવીપર આપણા જેવો બધાનો સ્વભાવ હોવો સંભવતો નથી. જેમ આપણી ને અન્યની મુખાકૃતિ સર્વાંશે મળતી આવતી નથી, તેમ આપણો ને અન્યનો સ્વભાવ પણ સર્વાંશે મળતો આવવાનો સંભવ નથી. જેમના સ્વભાવની સાથે આપણો સ્વભાવ મળતો આવતો ન હોય તેઓ જો તેમની સત્તા હોય તો કદાચ આપણને દુઃખ પણ આપે, તોપણ આપ-

ણે જો વિવેકવડે આપણા મનનું સારી રીતે સમાધાન કરી શકીએ તો આપણને તે પ્રાપ્ત દુઃખની નઠારી અસર નહિ થતાં સુખાનુભવ થશે. કોઇ પણ મનુષ્યના મનમાં જો સાચી સમજણ હોય તો તેને આ પૃથિવીપર ક્યાંઇ પણ દુઃખની પ્રતીતિ થવાનો સંભવ નથી; અને જો તેના મનમાં સાચી સમજણનો અભાવ હોય તો તેને પ્રાપ્ત સુખમાં પણ દુઃખનું ભાન થવાનો સંભવ છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી આપણે સર્વદા સારા સંગનું સેવન રાખી, અવકાશપ્રમાણે સારાં પુસ્તકોનું શ્રવણ, વાચન તથા મનન કરી, અને સર્વદા શુભ વિચાર કરી, આપણા હૃદયમાં સાચી એટલે ઉચ્ચ પ્રકારની સમજણનો વધારો કરવો જોઇએ. ઉચ્ચ પ્રકારની સમજણનો વધારો થવાથી મનુષ્યને પ્રત્યેક પ્રતિકૂલ પ્રસંગમાં સહનશીલતા રાખવાનું તથા પ્રસન્ન રહેવાનું બલ મળશે. જે મનુષ્ય પરમાત્માને પ્રસન્ન કરવા ઇચ્છતો હોય તેણે પ્રત્યેક પ્રાણીના હૃદયમાં પરમાત્મા રહેલા હોવાથી નિર્દોષમાર્ગે ચાલીને સૌ પ્રાણીઓને પ્રસન્ન કરવા પ્રયત્ન કરવો જોઇએ. પરમાત્માની કૃપા સંપાદન કરવા ઇચ્છનાર મનુષ્યે જ્યારે કીડીમકોડાજેવા ક્ષુદ્ર પ્રાણીઓઉપર પણ વિશુદ્ધ પ્રીતિ રાખવી જોઈએ, ત્યારે સર્વ મનુષ્યોઉપર ને વિશેષે તેના સંબંધમાં આવતાં તેનાં સગાંવહાલાંપર તો તેણે વિશુદ્ધ પ્રીતિ રાખવીજ જોઇએ એમાં શું કહેવું છે?

વિવેકી મનુષ્યે પોતાના હૃદયને સાંકડું ન રાખતાં તેનાથી બની શકે તેટલું તેને વિશાલ બનાવવાનો પ્રયત્ન તેણે કરવો જોઇએ, અર્થાત આખું જગત્ પોતાના સ્વરૂપના એક દેશમાં આવી જાય એવી વિશાલતા તેણે પોતાના હૃદયની કરવી જોઇએ. જે મનુષ્ય પોતાના હૃદયની આવી વિશાલતા કરી શકે છે તે મનુષ્ય સર્વદા પ્રસન્નતાનો અનુભવ કરવા ભાગ્યશાલી થાય છે. જેમ આપણને દુઃખ પ્રિય નથી, પણ

સુખ પ્રિય છે, તેમ પ્રાણિમાત્રને દુઃખ પ્રિય નથી, પણ સુખ પ્રિય છે, એમ સમજી સમજુ મનુષ્ય કોઇ પણ પ્રાણીને દુઃખ દેતો નથી, પણ પોતાના સામર્થ્યાનુસાર સૌ પ્રાણીઓને સુખ થાય એવા વિચાર ને પ્રવૃત્તિનું તે સેવન કરે છે.

આ જગત્માં પ્રાયશઃ સર્વ મનુષ્યને ન્યૂનાધિક દુઃખ હોય છે એ વાત કોઇ પણ મનુષ્યે કદીપણ ભૂલવાની નથી. કોઇ પણ પ્રકારના દુઃખની પ્રાપ્તિ થયે મનુષ્યે મુંઝાવું નહિ, પોતાના મનમાં ચિંતા ન કરવી, ને અન્ય મનુષ્યની આગળ તેના સંબંધનો વિલાપ ન કરવો. પોતાના મંદપ્રારબ્ધથી જે દુઃખ પોતાના ઉપર આવી પડે તેને પ્રસન્નમને સહન કરવાનો સ્વભાવ તેણે પાડવો જોઇએ. આવો સ્વભાવ પાડવાથી તેને પ્રાપ્ત વ્યવહાર કરવામાં વિઘ્ન નહિ આવે, અને પરમાર્થમાં પણ તેનાથી આગળ વધી શકાશે. ચિંતા ને વિલાપ મનુષ્યના તનમનનું સામર્થ્ય ઘટાડનારાં છે, ને તે પ્રાપ્ત દુઃખની નિવૃત્તિ કરનારાં નથી, પણ પ્રાપ્ત દુઃખમાં વૃદ્ધિ કરનારાં છે, એ સર્વદા સ્મરણમાં રાખવાયોગ્ય છે. પ્રાપ્ત દુઃખની નિવૃત્તિ કરવામાટે સજ્જનો જે જે ઉપાયો બતાવે, વા પોતાના મનમાં જે જે નિર્દોષ ઉપાયો કરવાનું સ્ફુરે, તે તે ઉપાયો તે દુઃખની નિવૃત્તિ કરવામાટે કરતાં અડચણ નથી, તથા તેવે પ્રસંગે સુપાત્રે યથાશક્તિ દાન કરવાનું, અને પરમ પવિત્ર, ભક્તવત્સલ ને સર્વ દુઃખોને દૂર કરવામાં સમર્થ પરમાત્માનું સ્મરણધ્યાન કરવાનું બને તો તે પણ સર્વથા ઉપકારક છે. આપત્તિની વેલાએ મુંઝાઇને આપઘાત કરવાનો વિચાર કરવો એ મનની નિર્બલતા છે. આપઘાત કરવાના વિચારથી પણ મનમાં પાપસંસ્કાર પડે છે, માટે તેવી વેલાએ સુસંગમાં રહી તેણે આપઘાત કરવાના વિચારનો પોતાના મનમાં કદીપણ ઉદ્ભવ થવા નજ દેવો. એવી વેલાએ ધૈર્ય ન રાખતાં તે દુઃખી મનુષ્યે આપ-

ઘાત કરવો એ પાપરૂપ છે, ને તેનું ફલ આપઘાત કરનારને ભવિષ્યમાં ભોગવવું પડે છે, માટે તેવી વેલાએ તેણે બીજા યોગ્ય લૈકિક કે અલૌકિક ઉપાય કરવા, પરંતુ તેણે ભૂલથી પણ આપઘાત નજ કરવો. પોતાનાં કરેલાં પાપકર્મોના ફલરૂપે મનુષ્યોને દુઃખની પ્રાપ્તિ થાય છે, માટે તે પ્રાપ્ત દુઃખને સહનશીલતા ને પ્રસન્નતાથી ભોગવી લેવામાંજ એવા મનુષ્યોને લાભ છે, કેમકે બીજા કોઇ અવિહિત લૈકિક ઉપાયથી તે મનુષ્યો તેમાંથી છૂટકી જઇ શકતા નથી.

વિવેકી મનુષ્યે પોતાના હૃદયને સર્વદા જાગ્રત્ રાખવું જોઇએ. આકાશ તૂટી પડે તોપણ પોતાનું હૃદય ચલાયમાન થઇ ક્લેશાનુભવ ન કરે એવા સહનશીલતાવાળું તેને કરવું જોઇએ. મનુષ્યને અન્ય પ્રાણીઓભણુથી જે જે દુઃખો પ્રાપ્ત થયેલાં પ્રતીત થાય છે તે તે દુઃખો વસ્તુતાએ તેને તેના મંદપ્રારબ્ધથી પ્રાપ્ત થયાં હોય છે, ને તેમાં દુઃખ આપનાર તો કોઇ કારણથી માત્ર નિમિત્તરૂપજ થયેલ હોય છે એમ તેણે માનવું જોઇએ. પોતાને શત્રુ માનનાર તથા દુઃખ દેનારભણી પણ મનુષ્ય જ્યારે પ્રેમ કે દયાની દૃષ્ટિથી જોઇ શકે, ને પોતાના મનમાં તેના ઉપર રીસ કે ક્રોધ ન પ્રકટવા દે, ત્યારેજ તે ઉત્તમ મનુષ્ય થયો ગણાય.

મનુષ્યમાત્રનું કર્તવ્ય છે કે તેણે આ લોકમાં ને પરલોકમાં સુખી થવામાટે બહુ સહનશીલ થવું, અર્થાત્ તેણે પ્રાપ્ત દુઃખમાં લેશ પણ મુંઝાવું નહિ, પણ પોતાના મનની પ્રસન્નતા જાળવવી; અને પોતાને કોઈ પણ પ્રકારનું દુઃખ કે દુઃખો દેનારઉપર ક્રોધ કે રીસ ન કરવાં, પણ આ પોતાના પાપસંસ્કારોનો ઉપભોગ છે, એમ સમજી પોતાના મનમાં તે મનુષ્યઉપર પ્રેમ કે દયાનો ભાવ રાખવો. પ્રતિકૂલ પ્રસંગમાં સહનશીલતા રાખવાનું ને અપકાર કરનારપર પ્રેમ રાખવાનું કામ આરંભમાં બહુ ત્રાસદાયક જણાશે, પણ દયાસાગર પ્રભુમાં વિ-

શ્વાસ રાખી જે તે સર્વદા પોતાનો શુભ પ્રયત્ન ચાલુ રાખશે તો યોગ્યકાલે તે આ બંને શુભગુણો મેળવી શકશે, ને તેના ફલરૂપે આ લોકમાં ને પરલોકમાં તે સુખનો અનુભવ કરવા ભાગ્યશાલી થશે.

આ વિશ્વમાં સૌ મનુષ્યો પરમ સહનશીલ ને પરસ્પર અગાધ વિશુદ્ધ પ્રેમવાળાં થાઓ, ને આ લોકજ સૌ લોકોને પરમધામજેવો પ્રતીત થાઓ. તથાસ્તુ.

૧૯૭. × આ વિશ્વમાં કેટલાક મનુષ્યોને ઘણા અદ્દ્ભુત પ્રસંગો કેટલીક વાર અનુભવવામાં આવે છે. લૌકિકદષ્ટિએ અસંભાવિત જણાનારી અસંખ્ય ઘટનાઓ પ્રતીત કરાવવામાં પરમનિપુણ માયાનું સ્વરૂપ સ્પષ્ટ રીતે જાણ્યા પછી તત્ત્વજ્ઞ પુરુષને કોઇ પણ સ્થલે કોઇ પણ પદાર્થ કે પ્રસંગ આશ્ચર્યરૂપ પ્રતીત થવો સંભવતો નથી, છતાં લૌકિકદષ્ટિએ જોતાં જે પદાર્થ કે પ્રસંગ વિલક્ષણજેવો પ્રતીત થાય તે પદાર્થ કે પ્રસંગ અદ્દ્ભુત વા આશ્ચર્યરૂપ ગણાય છે. આ પત્રમાં એવા પાંચ અદ્દ્ભુત પદાર્થોનું સંક્ષેપમાં નિરૂપણ કરવાની પ્રવૃત્તિ થાય છે. અદ્દ્ભુત જંગમજ્વાલામુખી પર્વત, અદ્દ્ભુત રોગી, અદ્દ્ભુત નદ, અદ્દ્ભુત કારાગાર, ને અદ્દ્ભુત પાંથગૃહ એ પાંચ અહિં વર્ણન કરવા ઇચ્છેલ અદ્દ્ભુત પદાર્થોનાં નામો છે.

પ્રારબ્ધવશાત્ આ શરીરનું આ પ્રતીત થતી પૃથિવીપર વિચરવું થતાં આ પૃથિવીપર જે લોકપ્રસિદ્ધ સ્થાવરજ્વાલામુખી પર્વતો જોવામાં આવે છે તેના કરતાં વિલક્ષણ અનેક અદ્દ્ભુત જંગમજ્વાલામુખી પર્વતો જોવામાં આવ્યા. " કાકો દીઠે કુટુંબ દીઠું " એ કહેવતપ્રમાણે એક અદ્દ્ભુત જંગમજ્વાલામુખી પર્વતનું વર્ણન કરવાથી બાકી રહેલા સર્વ અદ્દ્ભુત જંગમજ્વાલામુખીઓનું સ્વરૂપ ઘણે અંશે તમારા જાણવામાં આવવાનો સંભવ હોવાથી અહિં માત્ર એક અદ્દ્ભુત જંગમ-

જ્વાલામુખીનું સંક્ષિપ્ત વર્ણન કરાય છે. હવે પછી દર્શાવવામાં આવનારાં તેનાં લક્ષણોપરથી તમને સ્પષ્ટ જણાશે કે તમે પણ આવા અનેક અદ્‌ભુત જંગમજ્વાલામુખી પર્વતો જે ભિન્ન ભિન્ન નામવાળા તથા એ પ્રકારની જાતિવાળા છે તે જોયા હશે, પણ તમે તે વિષે હવે પછી કહેવાશે તેવી રીતનો વિચાર કદાચ નહિ કર્યો હોય.

જે અદ્‌ભુત જંગમજ્વાલામુખી પર્વતનું અહિં નિરૂપણ કરાય છે તે અદ્‌ભુત જંગમજ્વાલામુખી પર્વત સ્થાવરજ્વાલામુખી પર્વતોના કરતાં ઘણો નાનો હતો, અર્થાત્ સ્થાવરજ્વાલામુખી પર્વતો જ્યારે સેંકડો કે હજારો હાથ ઉંચા હોય છે ત્યારે આ અદ્‌ભુત જંગમજ્વાલામુખી પર્વત માત્ર મનુષ્યના સાડા ત્રણ હાથજેટલોજ ઉંચો હતો. સ્થાવરજ્વાલામુખી પર્વત જ્યારે પૃથિવીપર એકજ સ્થલે રહેલો જોવામાં આવે છે ત્યારે આ અદ્‌ભુત જંગમજ્વાલામુખી પર્વત પોતાની ઇચ્છાથી કે અન્યની ઇચ્છાથી પૃથિવીપર ગમે ત્યાં વિચર્યા કરતો હતો. વળી સ્થાવરજ્વાલામુખી પર્વતની ટોચપર પ્રાયશઃ તેનું મુખ હોય છે ત્યારે આ અદ્‌ભુત જંગમજ્વાલામુખી પર્વતનું મુખ તે પર્વતની ટોચથી કેટલાક નીચાણમાં હતું. આ પર્વત સાધારણ પહોળાઇવાળો ને સીધો પ્રતીત થતો હતો. તેની ટોચપર પાતળા કોમલ ઘાસના જેવા પદાર્થનો જથો પ્રતીત થતો હતો. ટોચની નીચેનો, આગળનો તથા બંને પડખાંનો કેટલોક ભાગ તૃણાદિજેવા પદાર્થથી રહિત ચળકતો પ્રતીત થતો હતો. ટોચના આગળના ભાગની નીચે બે કાચના ગોળાજેવા બહુ ચળકતા બે ભાગો પ્રતીત થતા હતા. તે બે ભાગોની વચ્ચે તેનાથી કાંઇક નીચાણમાં જાણે એ પર્વતની બે ગુફાઓ હોય એવાં બે છિદ્રો પ્રતીત થતાં હતાં. એ બે છિદ્રોદ્વારા એ પર્વત પોતાની અંતરના વાયુને બહાર કાઢતો હતો, ને બહારના વાયુને પોતાની અંતર લેતો હતો. એ બે છિદ્રોથી થોડેક

નીચે એ પર્વતનું મુખ હતું. તે મુખથી કેટલાક નીચાણમાં એ પર્વતની ડાબીજમણી બાજુએ બે લાંબા લાંબા વડવાઇના જેવા લટકતા ભાગો જોવામાં આવતા હતા. આ પર્વતની નીચાણનો લગભગ અર્ધો ભાગ બે ભાગમાં વેંચાયેલો ને તેની ઉપરનો ભાગ એકરૂપ હતો. આ પર્વતમાં અસંખ્ય સ્થલે નાના નાના ખાડા ને તેના ઉપર નાના ને કોમલ તૃણ-જેવા પદાર્થો હતા. તે ખાડાઓમાંથી એ પર્વતમાંનું જલ ને મેલ ઘણી વાર બહાર નીકળ્યા કરતાં હતાં, ને બહારનો થોડો થોડો વાયુ એ ખાડાઓદ્વારા એ પર્વતમાં જતો હશે, અને તે પર્વતની અંતરનો થોડો થોડો વાયુ એ ખાડાઓદ્વારા બહાર નીકળતો હશે એવું અનુમાન થતું હતું. સ્થાવરજ્વાલામુખી પર્વતના કરતાં બીજી કેટલીક વિલક્ષણતા આ અદ્‌ભુત પર્વતમાં પ્રતીત થતી હતી, પણ તે સર્વનું અહિં નિરૂપણ કરવાની અગત્ય ન હોવાથી તે વિલક્ષણતાને પડતી મૂકવામાં આવી છે.

આ અદ્‌ભુત જંગમજ્વાલામુખી પર્વતને બહારનો થોડો પણ ઉષ્ણ વાયુ લાગે કે તુરત આ પર્વત કંપવા લાગતો હતો. કેટલીક વાર તેની અંદરની ન્યૂનાધિક ઉષ્ણતાથી પણ આ પર્વત કંપવા લાગતો હતો. આવી વેલાએ તેના મુખની આસપાસનો ભાગ રાતો પ્રતીત થવા લાગતો હતો. તે ભાગમાં રહેલા બે કાચના ગોળાજેવા ભાગો વધારે રાતા ને પ્રકાશવાળા થઈ જાણે તેમાંથી અગ્નિ ઝરતો હોય તેવા દેખાવા લાગતા હતા, ને તેની ઉપરનો ભાગ જાણે ઉંચો ચઢવા લાગતો હોય એમ જણાતું હતું. સ્થાવરજ્વાલામુખી પર્વત જ્યારે ફાટે છે ત્યારે તેમાંથી જેમ અગ્નિની જ્વાલાઓ, લાવાનામનો પાષાણરસ, ઊની રાખ, ને ધૂમાડો નીકળે છે, તેમ આ અદ્‌ભુત જંગમજ્વાલામુખી પર્વત જ્યારે ફાટે છે ત્યારે તેમાંથી અનિયમિતરીતે ઊની વરાળ, સાપો, વીંછીઓ, કાનખજુરાઓ, ઝાંઝરુઓ, વાઘો, સિંહો ને વરુઓ નીકળવા

માંડે છે, તેમાંથી ભયંકર ગર્જનાઓ થવા લાગે છે, તેની બંને બાજુએ લટકતા ભાગો પોતે એકલા બલપૂર્વક તે પર્વતની ટોચપર, તેની નીચેના ભાગમાં, ને લટકતા ભાગોના મૂલના મધ્યભાગની નીચેના ભાગમાં અથડાવા લાગે છે, વા તે લટકતા ભાગો અન્ય કોઇ પદાર્થને ગ્રહણ કરીને સામે પ્રતીત થતા કોઇ પ્રાણી કે પદાર્થપર પછાડવા લાગે છે. જ્યારે કોઇ આસુરી આકર્ષણથી આવા બે અદ્દ્ભુત જંગમજ્વાલામુખી પર્વતો સામસામા આવી જાય છે ત્યારે તેઓ એકબીજાનો પરાભવ કરવા બહુ પ્રયત્ન કરતા હોય એમ જણાય છે, ને આસપાસના વાતાવરણને બહુ મલિન કરી નાંખે છે. કોઇ કોઇ વેલા જનસમૂહના મોટા ભાગે આવા અદ્દ્ભુત જંગમજ્વાલામુખી પર્વતોના સમૂહો સામસામા આવી પોતપોતાનાં પરાક્રમો બતાવવા લાગે છે ત્યારે ત્યાંનું વાતાવરણ બહુ મલિન થાય છે, ત્યાંનાં નિર્દોષ પ્રાણીઓને ત્રાસ ઉત્પન્ન થાય છે, ને કેટલાક પદાર્થોનું છેદનભેદન થઇ જાય છે. આ અદ્દ્ભુત જંગમજ્વાલામુખી પર્વત સવાર, બપોર, સાંજ કે મધ્યરાત ગણતો નથી, ગમે ત્યારે તે એકદમ ફાટી નીકળે છે. વળી તે કોઇને પારકું કે પોતાનું ગણતો નથી. કોઇ વેલા બહુ વેગવડે ફાટવાથી તે પોતે પોતાનો નાશ પણ કરી નાંખે છે. આ અદ્દ્ભુત જંગમજ્વાલામુખી પર્વત ફાટ્યા પછી ઘણીવાર નિસ્તેજ ને શ્રમથી પરાભવ પામેલાજેવો થઇ જાય છે.

આવા અદ્દ્ભુત જંગમજ્વાલામુખી પર્વતો તમારા જોવામાં પણ ઘણીવાર આવ્યા હશે. મનુષ્ય મટી પર્વત થવું સારું નથી, તો પછી જંગમજ્વાલામુખી પર્વત થવું સારું કેમ હોય? દયાલુ પ્રભુ કોઇ પણ મનુષ્યને અદ્દ્ભુત જંગમજ્વાલામુખી ન બનાવો.

આ પૃથિવીપર પ્રારબ્ધવશાત્ પર્યટન કરતાં એક વેલા એક અદ્દ્ભુત રોગી જોવામાં આવ્યો. આયુર્વેદમાં વર્ણવેલા રોગોના કરતાં

કોઇ વિલક્ષણ રોગ આ રોગીને થયેલો હોવાથી તેને અદ્દભુત રોગી એવું નામ આપ્યું છે. આ રોગી કોઇ કોઈ વાર "મારે આ જોઇએ," ને "મારે તે જોઇએ," એમ બોલ્યા કરતો હતો. કેટલીક વાર તે રોગી પોતાને જોઇતા પ્રાણિપદાર્થને મેળવવા પોતે એકલોજ દશે દિશામાં પવનથી પણ વધારે વેગથી દોડતો હતો. કોઇ વેલા તે રોગી નાનાપ્રકારનાં રૂપો જોવાની તૃષ્ણાને વશ થઇ ભાન ભૂલી સૂર્યના અંશરૂપ એક પ્રકાશયુક્ત વેગવાળા અશ્વપર બેસી ઇચ્છિત રૂપોભણી પોતાના તે અશ્વને દોડાવતો હતો. કોઇ વેલા તે રોગી નાનાપ્રકારના શબ્દો કે ધ્વનિ સાંભળવાની સ્પૃહાને વશ થઈ દિશાના અંશરૂપ એક વેગવાળા અશ્વપર બેસી ઇચ્છિત શબ્દો કે ધ્વનિ સાંભળવા બહુ આતુરતાથી તે અશ્વને ઝપાટાબંધ દોડાવતો હતો. કોઈ સમય તે રોગગ્રસ્ત સ્પર્શની તૃષ્ણાને વશ થઇ ઇચ્છિત પ્રાણિપદાર્થના સ્પર્શનો ઉપભોગ કરવામાટે પોતાના શરીરરૂપ રથમાં બેસી ઇચ્છિત પ્રાણિપદાર્થભણી પોતાના રથને આંધળાજેવો થઇને શીઘ્ર ગતિથી ચલાવતો હતો, ને અગત્ય જણાય તે પ્રમાણે ઇંદ્રના અંશરૂપ યંત્રનો તથા પ્રજાપતિના અંશરૂપ યંત્રનો તે ઉપયોગ કરતો હતો. કોઇ વેલા મધુરાદિ રસોનો અનુભવ કરવાની તીવ્ર ઇચ્છાને વશ થઈ તે વ્યાધિવાળો ઇચ્છિત રસના ઉપભોગમાટે ઇંદ્રના અંશરૂપ યંત્રનો ઉપયોગ કરી વરુણના અંશદ્વારા તે રસનો ઉતાવળે ઉપભોગ કરતો હતો. કોઇ વેલા અગત્ય જણાય તો આ ઇચ્છાને તૃપ્ત કરવા તે ઉપેંદ્રના અંશરૂપ અશ્વપર ચઢી તે અશ્વને તે રસયુક્ત પદાર્થભણી દોડાવતો હતો. કોઇ કાલે ભિન્ન ભિન્ન પ્રકારના સુગંધના ઉપભોગની ઉત્કટ ઇચ્છાને વશ થઇ ઇંદ્રના અંશરૂપ યંત્રને ગતિવાળું કરી તે દ્વારા સુગંધવાળી વસ્તુને ગ્રહણ કરી અશ્વિનીકુમારોના અંશદ્વારા તે સુગંધનો ઉપભોગ કરતો હતો. લૌકિક ભસ્મક રોગી જેમ ઘણા અન્નનું ભક્ષણ તથા ઘણા

જલનું પાન કર્યાં છતાં લેશ પણ તૃપ્ત થતો નથી, તેમ આ અદ્‌ભુત રોગી પણ દીર્ઘકાલસુધી વારંવાર ઇચ્છિત વિષયોનો યથેચ્છ ઉપભોગ કરતાં છતાં પણ તૃપ્ત થયો હોય એમ જણાતું નહોતું. તે જ્યારે જ્યારે ઇચ્છિત વિષયોનો ઉપભોગ કરી રહેતો ત્યારે ત્યારે બહુધા ઉદાસ થઇ જતો હતો, ને કેટલીક વાર તે પોતાની તેવી પ્રવૃત્તિને ધિક્કારવા લાગતો હતો. થોડી ક્ષણો પણ સ્થિરતા, શાંતિ ને વાસ્તવિક સુખનો અનુભવ નહિ કરનાર તે અભાગીઓ રોગી મહાસંનિપાતને વશ થયેલા વા બહુ ગાંડા મનુષ્યની પેઠે ગમે તે દિશામાં દોડ્યા કરતો હતો. ક્યારેક સુખની લાલસાએ તે રોગી જેમાં આલસ્યાદિના નામથી ઓળખાતા અગીઆર મોટા અજગરો પડ્યા રહે છે એવા ઉંડા ને અંધારા ખાડામાં પડતો હતો, ક્યારેક તે રોગી સુખની પ્રાપ્તિમાટે જેમાં કામાદિના નામથી ઓળખાતાં તીક્ષ્ણ કાંટાવાળાં, બહુ વિસ્તારવાળાં, ને ઉંચાં નવ વૃક્ષો રહ્યાં છે એવા વનમાં દોડવા લાગતો હતો, ને ક્યારેક તે રોગી આનંદ મેળવવાની ઇચ્છાને વશ થઇ સુખાભિમાનાદિ નામથી ઓળખાતા ત્રણ ટેકરાવાળા કેળોના વનમાં દોડવા લાગતો હતો. આ રોગી ક્યારેક પોતાના આ રોગની નિવૃત્તિ કરવામાટે શો ઉપાય કરવો જોઇએ તેનો વિચાર કરતો હોય એમ જણાતું હતું, તથા ક્યારેક પોતાના સામર્થ્યપ્રમાણે તે રોગોની નિવૃત્તિ કરવાના પોતાને સમજાયા હોય તેવા ઉપાયોનું સેવન પણ તે કરતો હતો, પણ તે બધું ધૂળપર લિંપણજેવુંજ થતું હતું, કેમકે તેથી તેનો તે રોગ નિવૃત્ત થતો નહોતો. આ એક એવો અદ્‌ભુત રોગ આ અદ્‌ભુત રોગીને થયો છે કે તેનું નિદાન ને ચિકિત્સા કોઇ પણ લૌકિક વૈદ્યથી થઇ શકવા સંભવ નથી. તેના કોઇ મહાપુણ્યસંસ્કારોનો ઉદય થાય, ને તેને કોઇ અલૌકિક વૈદ્ય મળી જાય તોજ તેના આ રોગનું તે યથાર્થ નિદાન તથા ચિકિત્સા કરી તેને આ અદ્‌ભુત રોગથી મોકળો કરી દે એમ જણાય છે.

આવા અદ્‌ભુત રોગીઓ તમારા જોવામાં પણ આવતા હશે, ને તેમની તેવી સ્થિતિ જોઇ તમને તેમના ઉપર દયા પણ આવતી હશે.

કોઇ વેલા વ્યુત્થાનકાલે એક અદ્‌ભુત મહાનદ જોવામાં આવ્યો. તે મહાનદ આ પૃથિવીપરના સિંધુ આદિ નદોથી વિલક્ષણ હતો. આ મહાનદ કોઇ અગમ્ય ગિરિરાજમાંથી નીકળી નીચા પ્રદેશમાં બહુ વેગથી વહેતો હતો, ને કોઇ દુઃખપૂર્ણ મહાસાગરમાં તે મળતો હતો. આ મહાનદમાં કેટલાંક મુકુટધારી ઉત્તમ કાંતિવાળાં પ્રાણીઓ, કેટલાંક ભિન્ન ભિન્ન પ્રકારની પાઘડી, ટોપી વા ફેંટાવાળાં કે ઉઘાડા માથાવાળાં સામાન્ય કાંતિવાળાં પ્રાણીઓ, કેટલાંક બહુ મોટાં શરીરવાળાં, કેટલાંક મધ્યમ માપનાં શરીરવાળાં, ને કેટલાંક લઘુ શરીરવાળાં નગ્ન પ્રાણીઓ, અને કેટલાંક નાનાંમોટાં સ્થાવર પ્રાણીઓ પૂર વેગથી તણાઇ જતાં હતાં. આ મહાનદમાં ઠેકાણે ઠેકાણે મોટા આવર્તો—ઘુમરીઓ—હોવાથી આ મહાનદમાં તણાતાં પ્રાણીઓનો ઘણો ભાગ તેમાં આવી પડતો હતો, ને પુષ્કલ દુઃખાનુભવ કરતો હતો. આ આવર્તો પોતાના પ્રચંડ ગોલાકાર વેગથી તે મહાનદના વેગથી પોતાનું લગભગ ભાન ભૂલેલાં પ્રાણીઓનું ભાન વધારે ભૂલાવી નાંખતા હતા, ને તેમાં રહેલાં જલચરો ઘાતકી થઇને તેમને દુઃખ દેતાં હતાં, છતાં તે પ્રાણીઓનો મોટો ભાગ ઘણી વેલા જાણે પોતાને કાંઇ દુઃખજ ન હોય તેવો પ્રતીત થતો હતો. જેમ કોઇ તામસદેવને બલિ દેવામાટે કોઈ તામસ મનુષ્યે આણેલું પશુ પોતાની વર્તમાન સ્થિતિનો ને ભવિષ્યના મહાદુઃખનો કાંઇ પણ વિચાર કર્યા વિના પ્રસન્નતાથી લીલું ઘાસ ચર્યા કરે, તેમ આ પ્રાણીઓ પણ પોતાની વર્તમાન સ્થિતિનો કે ભવિષ્યમાં પ્રાપ્ત થવાના મહાદુઃખનો કાંઇ પણ વિચાર કરતાં નહોતાં. જેમ કોઇ મનુષ્ય આકરી મદિરા પીને ગાંડો થઇ જવાથી પોતાના વાસ્તવિક

કર્તવ્યને ન સમજી શકે, તથા તેને આચારમાં ન મૂકી શકે, તેમ આ મહાનદમાંનાં પ્રાણીઓનો મોટો ભાગ પોતાના વાસ્તવિક સ્વકર્તવ્યને સમજી શકતો નહોતો, તેમજ તેને આચારમાં મૂકવાનો લેશ પણ પ્રયત્ન કરતો નહોતો. આ પ્રાણીઓ પરવશપણે તણાયા કરતાં હતાં, છતાં તે વાતનું તેમને ભાન નહિ હોવાથી કેટલાંક પ્રાણીઓ પરસ્પર પોતાનાં શરીરોને નિત્ય માની આરૂઢ પ્રેમ બાંધતાં હતાં, ને કેટલાંક પ્રાણીઓ અનિત્ય પ્રાણિપદાર્થાદિને નિત્ય માની તેને માટે પરસ્પર કલેશ કરતાં હતાં. આ પ્રાણીઓનો મોટો ભાગ ક્યારેક શરીરના રોગોથી, ક્યારેક દુષ્ટ મનોવિકારોના વેગથી, ને ક્યારેક અન્ય પ્રાણીઓના કોપથી દુઃખાનુભવ કર્યા કરતો હતો. જેમ કોઇ સાપે પકડેલું મૂર્ખ દેડકું કોઇ માખીને પકડવા ઇચ્છે તેમ આ પ્રાણીઓનો મોટો ભાગ આ મહાનદમાંથી દુઃખપૂર્ણ મહાસાગરમાં પડવાની તૈયારીમાં છતાં પોતપોતાના પ્રિય માનેલા વિષયો મેળવવા પ્રયત્ન કરતો હોય એમ જણાતું હતું. વળી કેટલાંક પ્રાણીઓ શબ્દો સાંભળવાની લલુતામાં, કેટલાંક પ્રાણીઓ સ્પર્શના સુખની લલુતામાં, કેટલાંક રૂપો જોવાની લલુતામાં, કેટલાંક રસોનો સ્વાદ લેવાની લલુતામાં, ને કેટલાંક સુગંધો સુંઘવાની લલુતામાં ગાંડાંજેવાં થઇને નાચતાં હતાં.

. કેટલાંક પ્રાણીઓ સગાંવહાલાંપ્રતિના પ્રેમોન્માદને વશ થયેલાં હતાં, કેટલાંક દ્રવ્યપ્રેમના ઉન્માદને વશ થયાં હતાં, કેટલાંક પ્રાસાદ, હવેલી ને ગૃહોપ્રતિના પ્રેમ ને ગર્વના ઉન્માદને વશ થયાં હતાં, કેટલાંક વાહનોપ્રતિના પ્રેમ ને ગર્વના ઉન્માદને વશ થયાં હતાં, ને કેટલાંક રૂપાદિના ગર્વના ઉન્માદને વશ થયાં હતાં. પ્રાયશઃ સર્વત્ર કર્તવ્યનું વિસ્મરણ ને ઉન્માદનું સામ્રાજ્ય જામેલું જોવામાં આવતું હતું. જેમ પ્રસિદ્ધ નદીમાં તણાતો મનુષ્ય તે નદીમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન ન કરે,

ને એવી કવેળાએ નૃત્ય કરવા લાગે તે શોભે નહિ, તેવી રીતે આ મહાનદમાં તણાતાં પ્રાણીઓનો મોટો ભાગ આ નદમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન નહિ કરતાં કવેળાએ આવી પ્રવૃત્તિ કરતો હતો તે શોભતું નહોતું. આ મહાનદમાં તણાતાં નગ્નાવસ્થાવાળાં જંગમ પ્રાણીઓ તથા સ્થાવર પ્રાણીઓ આ મહાનદમાંથી બહાર નીકળવા કાંઇ પણ પ્રયત્ન કરતાં હોય એમ જણાતું નહોતું. પોતાના માથાઉપર મુકુટ ધારણ કરનારાં દિવ્ય વસ્ત્રધારી પ્રાણીઓનો મોટો ભાગ અને પોતાને માથે પાઘડી આદિ તથા અન્ય સામાન્ય વસ્ત્રો ધારણ કરનારાં પ્રાણીઓનો મોટો ભાગ પણ આ મહાનદમાંથી બહાર નીકળવા કાંઈ પણ યોગ્ય પ્રયત્ન કરતો હોય એમ જોવામાં આવતું નહોતું. આ મહાનદમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરનારાં પ્રાણીઓનો મોટો ભાગ પણ આ મહાનદમાંથી બહાર નીકળવાનો શુદ્ધભાવે પ્રયત્ન કરતો હોય એમ જણાતું નહોતું. આ પ્રયત્નવડે આ મહાનદમાંથી બહાર નીકળી શકશું તો ઠીક, નહિ તો કાંઇ નહિ. એવા ભાવથી દેખાદેખીવડે વા પોતાના મનને રમાડવામાટે વા સ્વાર્થ સાધવા દંભવડે આ મહાનદમાંથી બહાર નીકળવાનો કથનમાત્ર પ્રયત્ન તેઓ કરતાં હોય એમ જોવામાં આવતું હતું. કેટલાંક પ્રાણીઓ આ ભયંકર મહાનદમાંથી બહાર નીકળવા શાસ્ત્રોક્ત શુભ કર્મો કર્તાપણાના અભિમાનનો તથા તેના આ લોકના અને પરલોકના શાસ્ત્રોક્ત ફલની તૃષ્ણાનો ત્યાગ કરીને કરતાં હતાં. તેઓ આ મહાનદના પરમસુખરૂપ તટભણી મંદ મંદ ગતિ કરતાં હોય એમ જણાતું હતું. કેટલાંક પ્રાણીઓ આ દુઃખમય મહાનદમાંથી બહાર નીકળવા આ મહાનદના નિયંતાનું અતિદીનતા, પરમપ્રીતિ, વિવેક ને સદાગ્રહથી સતત પૂજન, સ્મરણ, સ્તુતિ વા ધ્યાન કરતાં હતાં, અને કેટલાંક પોતાના ચિત્તમાંથી ઊઠતી પાંચ પ્રકારની વૃત્તિઓનો

નિરોધ કરવાનો આદરપૂર્વક યત્ન કરતાં હતાં, તેઓ કાંઇક વધારે વેગથી આ મહાનદના પરમસુખરૂપ તટભણી જતાં હોય એમ પ્રતીત થતું હતું કેટલાંક પ્રાણીઓ પોતાનાં નિર્દોષ હૃદયોને વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ, ને તીવ્રમુમુક્ષુતાથી અલંકૃત કરી વિધિવત્ વેદાંતના શ્રવણ, મનન ને નિદિધ્યાસનવડે આ મહાનદના અધિષ્ઠાનરૂપ ને સર્વવ્યાપક પરમતત્ત્વના સ્વરૂપને યથાર્થ જાણવા પરમાદરપૂર્વક પ્રયત્ન કરતાં હતાં; તેઓ આ વિચિત્ર મહાનદના પરમાનંદરૂપ તીરભણી શીઘ્ર વેગથી ગમન કરતાં હોય એવું ભાન થતું હતું. તેમાંનાં કેટલાંક પ્રાણીઓ તે પરમાનંદરૂપ તીરપર પહોંચી નિત્યને માટે સર્વ પ્રકારનાં દુઃખોથી મોકળાં થયેલાં ને પરમાનંદનો અભિન્નભાવે અનુભવ કરતાં હોય એમ સૂક્ષ્મદૃષ્ટિવડે નિરીક્ષણ કરતાં પ્રતીત થતું હતું.

આ મહાનદમાં તણાતાં દયાપાત્ર પ્રાણીઓમાંથી જે પ્રાણીઓ આ મહાનદમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરવામાં આદરવાળાં ન હોય તેઓ આદરવાળાં થાઓ, જેઓ આ મહાનદમાંથી બહાર નીકળવાનો આદરપૂર્વક પ્રયત્ન કરતાં હોય તેઓ પરમાદરપૂર્વક વિશેષ પ્રયત્ન કરનારાં થાઓ, અને જેઓ પરમાદરપૂર્વક વિશેષ પ્રયત્ન કરતાં હોય તેઓ આ મહાનદના પરમસુખરૂપ તીરને પામી અવિચલ પરમાનંદ પામવા સુભાગી થાઓ.

એક વેલા અંતઃકરણની સ્વપ્નાવસ્થામાં એક અદ્ભુત કારાગાર જોવામાં આવ્યું. આ અદ્ભુત કારાગાર બહુ વિશાલ હતું. પોતાના કર્મને લીધે આ કારાગારમાં વસતાં અસંખ્ય પ્રાણીઓને આપણી લૌકિક આંખોથી ન દેખાય એવી ને સામાન્ય પ્રયત્નથી ન ત્રુટે એવી વજ્રસારની ભારે ને સુદૃઢ બેડીઓ પહેરાવવામાં આવી હતી. આ બેડીઓને કેટલાક વિવેકી મનુષ્યો બાહ્યવિષયતૃષ્ણાના નામથી ઓળખતા

હતા. આ મહાવિશાલ કારાગારમાંના અસંખ્ય કારાગુપ્તોને (કેદીઓને) દૂર દૂર રહેલી લગભગ ગોલાકારવાળી ઊઘાડી નિવાસભૂમિઓમાં રાખવામાં આવ્યા હતા. તે નિવાસભૂમિઓમાં કેટલાક કારાગુપ્તો આચ્છાદનવાળાં નાનાંમોટાં ઘરો બાંધીને, કેટલાક ભૂમિ ખોદીને, કેટલાક પર્ણકુટીઓ બાંધીને, કેટલાક ઊઘાડી ભૂમિપર, કેટલાક વૃક્ષોપર, કેટલાક જલમાં, ને કેટલાક અગ્નિમાં રહેતા હતા. આ કારાગાર એક સમર્થ કારાપાલની (જેલરની) દેખરેખનીચે મૂકવામાં આવ્યું હોય એમ જણાતું હતું. આ કારાગારની યથાયોગ્ય વ્યવસ્થા ચલાવવા ન્યૂનાધિક સામર્થ્યવાળા કેટલાક અવાંતર કારાપાલો પણ હતા. આ કારાગુપ્તોનો મોટો ભાગ અમે આ કારાગારમાં કારાગુપ્તતરીકે નિવાસ કરીએ છીએ, ને અમારે આ કારાગારમાંથી નીકળી જવા પ્રયત્ન કરવો જોઇએ એમ સમજતો નહોતો. આમ થવાનું કારણ એ જણાતું હતું કે ત્યાં એક પ્રકારનો સૂક્ષ્મ વિષમય વાયુ વાયા કરતો હતો તેની અસર આ કારાગુપ્તોના મોટા ભાગને થયેલી હતી. લાંબા સમયથી પાંજરામાં પૂરાયેલા સિંહો જેમ પોતાના વાસ્તવિક સામર્થ્યનું વિસ્મરણ કરી દે છે તેમ આ કારાગુપ્તોએ લાંબા—ન ગણી શકાય તેટલા—સમયથી આ કારાગારમાં નિવાસ કરેલો હોવાથી તેઓ પણ પોતાના વાસ્તવિક સામર્થ્ય વા વાસ્તવિક સ્થિતિને ભૂલી ગયા હતા. આ કારાગુપ્તો પોતપોતાનાં કર્મોને તથા સમર્થ કારાપાલની ઇચ્છાને વશ થઇને પોતપોતાની નિવાસભૂમિઓ તથા ગૃહાદિ બાદલતા હોય એમ જણાતું હતું. આ મહાવિશાલ કારાગારમાંની કોઇ નિવાસભૂમિઓમાં કોઇ દિવ્ય વસ્ત્રધારી યુવાન કારાગુપ્તો પોતાનાં શરીરોથી વિજાતીય (સ્ત્રીનાં વા પુરુષનાં) શરીરોની સાથે વસ્તુતાએ અરમણીય છતાં રમણીય માનેલાં વનોમાં રમણ કરતા હતા, પોતાની ઇચ્છામાં આવે એવી રીતે પોતાની મર્યાદા-

માં વિચરતા હતા, ને સૂક્ષ્મ પ્રવાહી પદાર્થના પાનવડે પોતાનું જીવન ચલાવતા હતા. આ નિવાસભૂમિઓમાં રહેલા કારાગુપ્તો પોતાના કારાગુપ્તપણાને ભૂલી જઇને પ્રાયશઃ વિલાસમાંજ નિમગ્ન રહેનારા હતા. ત્યાં રહેવાનો તેમનો સમય પૂરો થાય કે તુરત તેમને તેમની યોગ્યતાનુસાર બીજી નિવાસભૂમિઓમાં મોકલી દેવામાં આવતા હતા. આ કારાગારની સર્વ વ્યવસ્થા અલ્પકાલમાંજ તે સમર્થ કારાપાલ કોઇ પણ પ્રકારની ભૂલવિના કરી શકતા હતા. આ કારાગારમાંની કેટલીક નિવાસભૂમિઓમાં નાનાપ્રકારનાં સુખો તથા દુઃખોનો અનુભવ કરતા ભિન્ન ભિન્ન પ્રકારના કારાગુપ્તો જોવામાં આવતા હતા. તેમાંના ઘણાખરા કારાગુપ્તોને અમે અહિં કારાગુપ્તોતરીકે રહીએ છીએ એવું ભાનજ નહોતું. વસ્તુતાએ આ કારાગારની બહાર રહ્યા છતાં પણ આ કારાગુપ્તોમાંના યોગ્ય કારાગુપ્તોને આ દુઃખમય કારાગારમાંથી બહાર કાઢવાનો નિઃસ્વાર્થ ઉદ્યોગ કરનારા કેટલાક કારાગુપ્તોજેવા પ્રતીત થતા આકારો ત્યાં હતા. તેઓ આ કારાગુપ્તોને તેમની વર્તમાનકાલની વાસ્તવિક સ્થિતિ સમજાવી આ કારાગારમાં રહેવાનાં દુઃખોને અને આ કારાગારમાંથી બહાર નીકળી જવાથી થતા પરમસુખને તથા તેની પ્રાપ્તિના ઉપાયોને સમજાવતા હતા. ઉપદેશનું શ્રવણ કરનારા કારાગુપ્તોમાંથી જે કારાગુપ્તોનાં મહાપુણ્યોનો ઉદય થયો હોય તેઓ આ ઉપદેશને અક્ષરશઃ સત્ય માનતા હતા, અને આ કારાગારમાં કાંઇજ વાસ્તવિક સુખ નથી, પણ પણ દુઃખ, દુઃખ ને દુઃખજ છે, અને આ કારાગારની બહારજ પરમસુખ છે, માટે તે પરમસુખ મેળવવા અમારે સદાગ્રહપૂર્વક નિરંતર પ્રયત્ન કરવો જોઇએ એમ સમજી તેઓ તે ઉપદેશકના વચનાનુસાર આ કારાગારમાંથી બહાર નીકળી જવાના યોગ્ય ઉપાયોનું પ્રેમ ને આગ્રહથી નિરંતર અનુષ્ઠાન કરતા હતા, અને તેમાંનો કેટલોક ભાગ આ

કારાગારમાંથી નિત્યને માટે નીકળી જવામાં સુભાગી થતો હતો. આ નિવાસભૂમિમાંના કેટલાક કારાગુપ્તો પોતાના શુભ કર્મ ને ચિંતનથી આ નિવાસભૂમિના કરતાં શ્રેષ્ઠ ગણાતી નિવાસભૂમિઓમાં નિવાસ કરવા જતા હતા, અહિંના કેટલાક કારાગુપ્તો પોતાના મધ્યમ પ્રકારના કર્મ તથા ચિંતનથી આ નિવાસભૂમિમાંજ આકાર બાદલીને રહેતા હતા, અને અહિંના કેટલાક કારાગુપ્તોને પોતાનાં નીચ કર્મો ને નીચ ચિંતનથી આ નિવાસભૂમિથી નીચે રહેલી વધારે દુઃખમય નિવાસભૂમિમાં નિવાસ કરવા-માટે મોકલવામાં આવતા હતા. આ વધારે દુઃખમય નિવાસભૂમિમાં કારાગુપ્તો ઘણા પ્રકારનાં દારુણ દુઃખો ભોગવતા હતા. કેટલાક કારા-ગુપ્તો લોહી, પરુ ને માંસાદિથી ભરેલી નદીમાં તણાતા હતા, ને હાહા-કાર એવા શબ્દો કરતા હતા, કેટલાક કારાગુપ્તોને બહુજ તપેલી રેતી ઉપર ચલાવવામાં આવતા હતા, ને તેમને ખાવાપીવાનું બહુજ અલ્પ પ્રમાણમાં આપવામાં આવતું હતું, કેટલાકોને તરવારની તીક્ષ્ણધારજેવી ધારવાળાં પાનડાંઓવાળાં ઘાટાં વૃક્ષોના વનમાં દોડાવવામાં આવતા હતા, તેથી તેમનાં શરીરો છેદાઇ જતાં હતાં, કેટલાકોને બહુ તપેલા તેલની કડાઇઓમાં નાંખવામાં આવતા હતા, કેટલાકોને ધગધગતા લોઢાના સ્તંભોસાથે બાથો ભીડાવવામાં આવતી હતી, કેટલાકોને તીક્ષ્ણ શસ્ત્રોવડે છેદવાભેદવામાં આવતા હતા, તથા લોહના મુદ્‌ગરોવડે મારવામાં આવતા હતા, અને કેટલાકોને સાપ ને વીંછી આદિ ઝેરી પ્રાણીઓના ડંખ મરાવવામાં આવતા હતા. આ નિવાસભૂમિમાં સ્થલે સ્થલે રુદન, માથું કૂટવું, હાહાકાર ને પોતાનાં પાપોનો પશ્ચાત્તાપ આ ક્રિયાઓ થતી જોવામાં આવતી હતી, અને ઘણે સ્થલે માથું ફાટી જાય એવો દુર્ગંધ તથા નાક અને આંખને બહુ દુઃખ આપે એવો દુર્ગંધમય ધૂમાડો, અને ત્વચાને બાળી નાંખે એવો દાહ અનુભવાતાં હતાં. આ નિવાસ-

ભૂમિમાં રહેનારા બહુપાપી કારાગુપ્તોમાંના જે જે કારાગુપ્તોનાં અહિં રહેવાનાં કર્મોની ફલભોગવડે નિવૃત્તિ થઈ હોય તે તે કારાગુપ્તોને તેમના કર્મના ઉદયપ્રમાણે અન્ય નિવાસભૂમિઓમાં મોકલી દેવામાં આવતા હતા.

આ કારાગારમાં પડ્યા રહેવું એ વિવેકી મનુષ્યની દૃષ્ટિએ કોઇ પણ રીતે સારું નથી. આ કારાગારમાંથી સુખપૂર્વક બહાર કાઢનારા સમર્થ ને પરમદયાલુ મહાપુરુષોના વચનમાં પરમ શ્રદ્ધા રાખી તેમની આજ્ઞાપ્રમાણે આ કારાગારમાંથી બહાર નીકળવાના માર્ગે ચાલવાનો સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ, અને તેઓશ્રી પોતાના લોકોત્તર મંત્રથી અદૃશ્ય ને સુદૃઢ શૃંખલાઓને ( બેડીઓને ) ત્રોડી નાંખે ને પ્રસન્નમનથી ત્રોડી નાંખવા દેવી જોઇએ.

કોઇ વેલા આ અંતઃકરણની વૃત્તિએ એક અદ્‌ભુત પાંથગૃહ ( ધર્મશાલા ) જોયું. આ અદ્‌ભુત પાંથગૃહનું શું વર્ણન કરવું ? આ પાંથગૃહમાં સ્થલે સ્થલે વિચિત્રતાજ જોવામાં આવતી હતી. આ મહાવિશાલ અને અનાદિજેવા જણાતા પાંથગૃહમાં ક્ષણે ક્ષણે ઘણા અજાણ્યા પ્રવાસીઓ આવતા હતા, અને ક્ષણે ક્ષણે આ પાંથગૃહમાંથી ઘણા પ્રવાસીઓને વિદાય કરી દેવામાં આવતા હતા. આ પાંથગૃહમાં આશ્ચર્યજેવું તો એ હતું કે ત્યાંના લગભગ બધા પ્રવાસીઓ પોતે ક્યાંથી આવ્યા છે, ને ક્યારે ક્યાં જવાના છે, તે વિષે કાંઇજ જાણતા નહોતા.

તે પાંથગૃહના એક ઓરડામાં ઊતરેલા પ્રવાસીઓ પણ વસ્તુતાએ એકબીજાને ઓળખતા નહોતા. આ પાંથગૃહમાં આવનાર પ્રવાસીઓનો મોટો ભાગ અમે પ્રવાસી છીએ, ને અહિં અલ્પ સમય રહેવાના છીએ, આ વાતનું વિસ્મરણ કરી પાંથગૃહના જે ઓરડામાં પોતે ઊતર્યા હોય તે ઓરડાના પોતે સ્વામી છે એમ માની લેતા

હતા, ને અહિંથી અમારે કદીપણ જવાનું નથી એમ સમજવા લાગતા હતા. આ પાંથગૃહના કોઇ કોઇ ભાગમાં રડાપીટ ચાલતી હતી, કોઇ કોઇ ભાગમાં વિવાહનાં ગીતોના ને ઉપહાસના નાદો સંભળાતા હતા, કોઇ કોઇ ભાગમાં મારામારી, કુકર્મો ને નિરર્થક રમતો થતાં હતાં, કોઇ કોઇ સ્થલે તનમનનું સાત્વિક સામર્થ્ય હરનાર દુર્વ્યસનોનું સેવન ચાલતું હતું, કોઇ કોઇ સ્થલે આજીવિકા ચલાવવાના ભિન્ન ભિન્ન પ્રકારના ધંધાની વાતો ને તે તે ધંધાની ક્રિયા ચાલતાં હતાં, કોઇ કોઇ સ્થલે પોતાને રાજા માનીને કોઇ કોઇ વ્યક્તિઓ પોતાની માની લીધેલી પ્રજાપર આજ્ઞા કરતી હતી, ને તે આજ્ઞાનું પોતાને પ્રજા માનનારી વ્યક્તિઓ પરિપાલન કરતી હતી. કોઇ કોઇ સ્થલે વેદાદિ સતશાસ્ત્રોના શબ્દોનાં ઉચ્ચારણો સંભળાતાં હતાં, તો કોઇ કોઇ સ્થલે અપશબ્દોનાં ઉચ્ચારણો સંભળાતાં હતાં, અને કોઇ કોઇ સ્થલે ખાવાપીવાના આનંદની. કોઇ કોઇ સ્થલે ગાયનના આનંદની, કોઇ કોઇ સ્થલે વિષયસેવનના આનંદની, કોઇ કોઇ સ્થલે કાવ્યના આનંદની, ને કોઇ સ્થલે શાસ્ત્રાધ્યયનના તથા પ્રભુભક્તિ આદિના આનંદની વાતો સંભળાતી હતી. આ પાંથગૃહમાં કોઇ સ્થલે કામનું, કોઇ સ્થલે ક્રોધનું, કોઇ સ્થલે લોભનું, કોઇ સ્થલે મોહનું, કોઇ સ્થલે મદનું, કોઇ સ્થલે મત્સરનું, કોઇ સ્થલે દંભનું, કોઇ સ્થલે શોકનું, કોઇ જગોએ આળસનું, કોઇ જગોએ પ્રમાદનું, કોઇ સ્થલે દીર્ઘસૂત્રતાનું, કોઇ સ્થલે અવ્યવસ્થાનું, કોઇ સ્થલે મૂઢતાનું, કોઇ સ્થલે સંશયનું, કોઇ સ્થલે ભ્રમનું, ને કોઇ સ્થલે અતિનિદ્રાનું સામ્રાજ્ય જામેલું જોવામાં આવતું હતું. આ પાંથગૃહમાં સમયને માટે આવેલા પ્રવાસીઓનો ઘણો ભાગ ભયંકર ભ્રમણાને વશ થઇ પાંથગૃહના જે ભાગો તથા સામગ્રી તેમને વાપરવા આપી હોય તેનો સ્વામી થઇ બેસે છે, અને પોતાના સંબંધમાં આવતા

કેટલાક પ્રવાસીઓને પોતાનાં સગાંવહાલાં, મિત્રો કે શત્રુઓ માને છે. પછી જેમને સગાંવહાલાં માન્યાં હોય તેમનામાં ને જેમને મિત્રો માન્યા હોય તેમનામાં તેઓ આરૂઢ પ્રીતિ કરે છે, અને પાંથગૃહના નિયમાનુસાર સમય થયે તેમાંથી કોઇને વિદાય કરી દેવામાં આવે ત્યારે તેઓ મોટો કોલાહલ કરવા લાગે છે, રુદન કરે છે, ને પશ્ચાત્તાપ કરે છે. જેમને શત્રુઓ માની લીધા હોય તેમની સાથે પોતાનાં માની લીધેલાં ગૃહો, ભૂમિ ને પદાર્થોને માટે હૃદયદાહક ક્લેશ કરે છે. કેટલીક વેલા આવી ક્ષુદ્ર મમતાને વશ થઇ પ્રવાસીઓનાં ટોળાં ને ટોળાં એકબીજાની સાથે યુદ્ધ કરવા લાગે છે, ને લોહીની નદીઓ વહેવરાવે છે. આ પાંથગૃહમાં આવેલા કેટલાક પ્રવાસીઓ અહિં લાંબો સમય રહેવાનું નથી, માટે નકામી બીજી બહુ પ્રવૃત્તિ નહિ કરતાં તથા કોઇની સાથે નકામો ક્લેશ નહિ કરતાં શુભકર્મો કરવાં ઉચિત છે એમ સમજી પોતાનો કેટલોક સમય શુભકર્મો કરવામાં ગાળતા હતા, કેટલાક પ્રવાસીઓ આવા અલ્પ સમય સંગમાં રહેનારા પ્રાણિ-પદાર્થોપર રાગદ્વેષ નહિ કરતાં આપણે જો પ્રભુનું સ્મરણધ્યાન કરશું તો આ પાંથગૃહમાંથી વિદાય થતી વેલા આપણને તે બહુ ઉપયોગી થઇ પડશે એવા વિચારથી ભાવપૂર્વક પ્રભુનું સ્મરણધ્યાન કરતા હતા, અને કેટલાક પ્રવાસીઓ આ પાંથગૃહનો તથા તેની આસપાસની ભૂમિનો ગુપ્ત ભેદ સમજી આ પાંથગૃહના તથા તેની આસપાસના સર્વ પ્રદેશ-ના સ્વામીનું સત્ય સ્વરૂપ ઓળખવાથી આપણે સર્વ દુઃખોથી મોકળા થઇ પરમસુખી થશું એમ સમજી તે પાંથગૃહાદિના સ્વામીનું વાસ્તવિક સ્વરૂપ સમજવામાટે બહુ પ્રયત્ન કરતા હતા.

પાંથગૃહમાં આવી ઊતરેલા કોઇ પણ પ્રવાસીએ પાંથગૃહમાં રહેલા કોઇ પણ પ્રાણિપદાર્થના સ્વામી થઇ બેસવું નહિ, કેમકે અન્યની વસ્તુને પોતાની માનનાર કોણ સુખી થયો છે ?

## પત્ર ૧૯૮-૨૦૦.

* હૃદયની યોગ્યતા વધારવા, દબાઇ રહેલી બુદ્ધિને નિરાવરણ કરવા, મનની મુંઝવણ દૂર કરી તેની પ્રસન્નતા જાળવવા, ભય દૂર કરવા, ને શરીરને નીરોગ કરવા સૂચવેલી ક્રિયાઓ ને વિચારો ચાલતાં હશે.

* પરમાત્માની અનન્ય વા અવ્યભિચારિણી વા ઐકાંતિક ભક્તિ પ્રાપ્ત કરવા ઇચ્છનારે પોતાના મનને વારંવાર નીચે પ્રમાણે બોધ આપ્યા કરવો જોઇએઃ—

"હે મન ! તું જ્યાંસુધી અન્ય પ્રાણિપદાર્થમાંથી આરૂઢ પ્રીતિ ત્યજી પરમાત્મામાં આરૂઢ, અડગ ને સાથી વધારે પ્રીતિ નહિ રાખ ત્યાંસુધી પરમાત્મા તારા ઉપર શી રીતે કૃપા કરશે ?

પરમાત્માજ તારું સર્વસ્વ છે એમ માન, અન્ય પ્રાણિપદાર્થપરના રાગદ્વેષને દૂર કર, તારું માનેલું સર્વ પ્રભુશ્રીને નિવેદન કરી તારી અહંતામમતા ત્યજ.

તું વધારે વધારે વિશુદ્ધભાવથી પરમાત્માની અભિમુખ થા, કે જેથી તારામાં પરમાત્માના પવિત્ર સ્વભાવ સંક્રાંત થાય, તારા દુષ્ટ સ્વભાવો દૂર થાય, તારાં સર્વ દુઃખો ટળી જાય, ને તું પરમાનંદમય બની રહે."

પરમાત્માના અનન્યભક્તો પરમાત્મામાં કેવા વિશુદ્ધ પ્રેમવાળા ને આ જગતના વિષયોમાં કેવા ઉપેક્ષાવાળા હોય છે તે કોઇ અનન્યભક્તની નીચેની પ્રભુપ્રાર્થનાપરથી સ્પષ્ટ જાણવામાં આવે છેઃ—

### લાવણી.

"પૂજ્ય ! પ્રાણનાથ[1] ! મનમોહન[2]! સુંદર પ્યારા[3] !
ક્ષણ એકે પણ નવ રહો, મુજ નેણથી ન્યારા. ટેક.

૧ પ્રાણને સત્તાસ્ફૂર્તિ આપનારા. ૨ મારા મનનું બહુ આકર્ષણ કરનારા. ૩ વહાલામાં વહાલા.

તમ દર્શનવિણ તન, રોમ રોમ દુઃખ વ્યાપે;
તમ સ્મરણવિણ આ, વિશ્વ વિષસમ લાગે;
તમ સંયોગવિણ[1] તન, વિયોગ દુઃખ બહુ સાલે;
અકળાય પ્રાણ જીવ, તમ મૂર્તિ નવ ભાળે;
મુજ દુઃખહરણ! ઓ, જીવન! પ્રાણઆધારા! ક્ષણ૦ ૧
આ જીવનના આધાર! બ્રહ્મ[2]! ૐ[3]! તત્સત્![4]
તમવિણ જગતનો ઠાઠ, ભાસે સૌ તૃણવત્[5];
તમ દર્શનથી[6] સહુ રમ્ય, અવર નહિ સારું;
તમવિણ આ જગનું સુખ, લાગે નહિ પ્યારું;
સચ્ચિદાનંદઘનરૂપ! આ નેણના તારા[7]! ક્ષણ૦ ૨
તમવિણ લાગે ક્ષણ એક, કલ્પસમ[8] ભારી;
તમવિણ સ્વર્ગનું સુખ, મહાનરક દુઃખકારી[9];
તમસંગે વનનું દુઃખ, જાણું છું વારી;
થજો આપ સ્વરૂપમાં વાસ, ભક્તભયહારી[10]!
રહો સદાકાળ મનમાંહે, પ્રાણથી પ્યારા! ક્ષણ૦ ૩

* ચોમાસામાં જેમ જલાશયો જલથી પરિપૂર્ણ ભરાઇ જાય છે, તેમ તમે આ ચોમાસામાં તમારા હૃદયને દૃઢ અનન્યભક્તિથી ભરી દેશો.×

૧૯૯. × × પોતાના અંતઃકરણને પરમાત્મમય કરવા સરલસ્વભાવના અનન્યભક્તે પોતાના ચિત્તની યોગ્યતાને અનુસરીને કેવી કેવી

૧ સમીપપણાવિના. ૨ સર્વથી વધારે વ્યાપક. ૩ ભક્તોનું રક્ષણ કરનાર. ૪ જગતના કારણરૂપ તથા સદ્રૂપ. ૫ તણખલાજેવો–મિથ્યા. ૬ આપના સાક્ષાત્કારથી. ૭ કીકી. ૮ બ્રહ્માના દિવસજેટલો. ૯ આપના સમીપપણાવિના સ્વર્ગનું સુખ પણ રૌરવાદિ મહાનરકોના જેવું દુઃખ કરનારું જણાય છે. ૧૦ ભક્તોનાં સર્વ ભયોનું હરણ કરનારા.

રીતે પ્રભુશ્રીની પ્રાર્થનાઓ[1] કરવી જોઇએ તે આજે નીચેની પંક્તિઓમાં તમારા હિતમાટે દિગ્દર્શનરૂપે જણાવવામાં આવે છે:—

હે પ્રભો ! હજીસુધી મારું હૃદય ભક્તિશૂન્ય હોય એમ મને જણાય છે. એક માછલું પોતાના જીવનરૂપ જલથી વિખુટું પડતાં કેટલું બધું તરફડે છે, ને જલમાં પ્રવેશ કરવા તે કેટલું બધું આતુર હોય છે, પણ આપના વિયોગમાં મારી સ્થિતિ તેવી નથી, પરંતુ તેથી વિપરીત છે. હું આપને મારા જીવનરૂપ માનતાં છતાં પણ, અને અસંખ્ય વર્ષોથી આપનાથી વિખુટો પડ્યા છતાં પણ, મારું મન લેશ પણ તરફડતું હોય એમ મને જણાતું નથી, અને આપની પરમસુખમય પ્રાપ્તિને માટે મારું મન એવી રીતે આતુરતા સેવતું હોય એમ પણ મને જણાતું નથી. વિરહજન્ય દુઃખના તરફડાટ ને આપની શીઘ્ર પ્રાપ્તિની આતુરતાવિના મને આપની પ્રાપ્તિ શી રીતે થઇ શકશે ?

હે દીનબંધો ! મારું હૃદય નિરંતર પરમાતુરતાથી આપના સાક્ષાત્કારને૪ ઇચ્છયા કરો. મારાં બંને નેત્રો સર્વદા પરમપ્રેમથી આપનાં પરમરમણીય દર્શનની લાલસાવાળાં થાઓ, મારી વાણી સંસ્કારી થઇ સતત વિશુદ્ધભાવથી આપના પરમપવિત્ર ગુણોનું ગાન કરવામાં ગતિવાળી રહો, મારા બંને કાનો આપના પવિત્ર યશોનું, ગુણોનું ને આપની મનોહારિણી વાતોનું શ્રવણ કરવામાટે અહોનિશ આતુરતાયુક્ત રહો.

---

૧ અહિં દર્શાવવામાં આવનારી પ્રાર્થનાઓ ભક્તિનિષ્ઠાવાળી સ્ત્રીઓ પોતાનું જીવસ્વરૂપ ધારીને આદરપૂર્વક વાંચી શકે. પ્રાર્થના વાંચતી વેલા પ્રાર્થના વાંચનારનું મન ને ઇંદ્રિયો બહુ પ્રેમ ને વિનયવાળાં જોઇએ. પ્રાર્થનાના ભાવને પોતાના હૃદયમાં સુસ્થિર કરી આચરણમાં મૂકવાયોગ્ય ભાગને આચરણમાં મૂકવાનું કામ તો સ્ત્રીપુરુષ બંનેએ કરવાનું છે.

મારા બંને હાથો આપના જગદુદ્ધારક ચરણકમલનો સ્પર્શ કરવામાટે રાતદિવસ વેગવાળા રહો, અને મારું મસ્તક આપના ચરણકમલની પવિત્ર રજ પોતાના ઉપર ચઢાવવા તથા આપના વરદ હસ્તો પોતાના ઉપર મૂકાવવા સદા આતુરતાવાળું રહો.

હે દયાસાગર ! એ શુભ દિવસ, એ શુભ ઘડી, એ શુભ પળ, ને એ શુભ ક્ષણ આપે ક્યાં નક્કી કર્યાં છે કે જે શુભ દિવસે, જે શુભ ઘડીએ, જે શુભ પલે, ને જે શુભ ક્ષણે આપના પરમાહ્લાદક દર્શનવડે હું મારા હૃદયપરના અસહ્ય વિરહદુઃખના ભારને દૂર કરીશ, મારા હૃદયને પરમશાંત કરીશ, ને મારાં નેત્રોને પ્રેમાશ્રુવડે પરિપૂર્ણ ભરી દઇશ.

હે કૃપાનિધે ! હવે આપના વિરહવડે આ હૃદય બહુ તપે છે, નેત્રાદિ ઇંદ્રિયો બહુ તરફડે છે, ને શરીર સર્વદા ઊનું ઊનું રહ્યા કરે છે. મારી આંખોમાંથી આંસુનો મોટો પ્રવાહ વહ્યા કરે છે, અને મુખમાંથી નિસાસાના અવાજો નીકળ્યા કરે છે. સંસારનાં કોઇ પણ સુખો હવે મને સારાં લાગતાં નથી, ને કોઇની સાથે વાતો કરવી, કોઇની વાતો સાંભળવી, કે કોઇની સાથે બેસવું પણ મને ગમતું નથી. મને દિવસે ખાવું પીવું કે ફરવું ગમતું નથી, ને રાત્રે નિદ્રા પણ આવતી નથી, મારા હૃદયમાં લાગેલો આપના વિયોગનો કારી ઘા મને લેશ પણ શાંતિ કે સુખનો અનુભવ કરવા દેતો નથી. ઊનાળાના તીખા તાપથી તપેલી ભૂમિને પર્જન્ય જેમ જલની વૃષ્ટિવડે તાપરહિત કરે છે તેમ આપ દર્શનાદિરૂપ કૃપાની વૃષ્ટિવડે વિરહતાપથી તપેલા મારા હૃદયને ક્યારે તાપરહિત કરશો ?

હે અંતર્યામિન્ ! આપની પાસે હું મારા મન આદિના સંબંધમાં શું કહું ? કહેતાં હું બહુ શરમાઉં છું. મને લાગે છે કે મારું દુષ્ટ મન મને ઠગે છે. એ લુચ્ચું મન પોતાને આપનું કહેવરાવી આપની

હિતકર આજ્ઞાઓને વશ વર્તતું નથી, તથા આપની પ્રાપ્તિના ઉપાયોનું સેવન કરતું નથી, પણ આપને શત્રુ માનના કુસ્વભાવોની આજ્ઞાઓને તે ઉત્સાહથી અનુસરે છે, ને આપનાથી વિદૂર કરનાર દશ્ય વિષયોનુંજ તે ચિંતનાદિ કર્યા કરે છે. મારી વૈખરી આદિ ચાર વાણીઓ પણ આપનું પૂર્ણ માહાત્મ્ય સમજી આપનું સંકીર્તનાદિ કરતી નથી, પણ એ બધું તે ઉપર ઉપરથી કરતી હોય એમ મને જણાય છે. મારાં પાપી નેત્રો પણ આપના દર્શનની તીવ્રલાલસાવાળાં નથી, પણ તેને હજી લૌકિક રૂપો જોવાં બહુ ગમતાં હોય એમ મને જણાય છે. હાથ આદિ અન્ય ઇંદ્રિયો પણ ઠગારીઓ હોય એમ મને જણાય છે, કેમકે તે સર્વ આપની પ્રાપ્તિના ઉપાયોનું સતત સેવન કરતી નથી, પણ બહુવાર તેથી વિપરીત રીતે વર્તે છે. હું પોતે પણ મહાઠગ વા મહાદંભી છું, કેમકે હું મને આપનો કહેવરાવીને ઉપર ઉપરથીજ આપનો છું. જો સર્વાંશે આપનોજ થયો હોઉં ને મારું મન, ઇંદ્રિયો, શરીર ને મારું માનેલું અન્ય સર્વસ્વ જો મેં આપનેજ નિવેદન કર્યાં હોય તો પછી મને શીઘ્ર આપનો સાક્ષાત્કાર શામાટે ન થાય? અને આપની અપાર ને અમોઘ કૃપા એ બધાંને શામાટે પરમશાંત ને પરમસુખી ન કરી નાંખે?

હે સર્વજ્ઞ! હું નક્કી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, દંભ, ભય, સંશય ને શોકાદિ મનોવિકારોનો ગર્ભદાસ ( ગુલામ ) છું, પણ આપનો ગર્ભદાસ નથી; વાણીથી હું આપનો ગર્ભદાસ છું, એમ કહું છું, પણ વસ્તુતાએ હું કામાદિનો ગર્ભદાસ છું, કેમકે તેમની આજ્ઞાઓને તુરતજ હું શિરોધાર્ય કરી તે પ્રમાણે વર્તવા લાગું છું, પણ આપની આજ્ઞાઓને શિરોધાર્ય ગણી પરમાદરપૂર્વક તેને તુરત આચારમાં મૂકવાનો પ્રયત્ન સેવતો નથી. આ અધમદાસને હજી આવી

ત્રાસદાયક સ્થિતિમાં ક્યાંસુધી રાખશો ? હવે તો હું આપનોજ વાસ્તવિક ગર્ભદાસ થઉં એવી કૃપા કરો. હવે મારે કામાદિના ગર્ભદાસ થવાની લેશ પણ અગત્ય નથી.

હે પ્રિયતમ ! આપજ મને સર્વ પ્રાણિપદાર્થના કરતાં અધિક વહાલા લાગો. જે ભક્તમાં દીનતા, પ્રીતિ ને આજ્ઞાપાલકતા હોય તે ભક્ત આપને પ્રિય લાગે છે, પણ હું તો કેવલ શઠ છું. મારામાં દીનતા, પ્રીતિ ને આજ્ઞાપાલકતાનો ગંધ પણ હોય એમ મને જણાતું નથી, પરંતુ મિથ્યાભિમાન, પ્રીતિનો ડોળ, અને પોતાની ઇચ્છામાં આવે એમ વર્તવાનો સ્વભાવ આ કુસ્વભાવો મારા અંતઃકરણમાં રહેલા હોય એમ મને જણાય છે.

હે પ્રણતપાલ ! હું કાંઇ પણ શુભ કર્મ કર્યા વિના વા અલ્પ-શુભ કર્મ કરીને મોટા ફલને ઇચ્છું છું, મારા અંતઃકરણાદિમાં રહેલા ઘણા દોષોને હું જોતો નથી, પણ અન્યના અલ્પદોષને જોવાને પણ હું સર્વદા ઉત્સુક ને સાવધાનતાવાળો રહું છું, અને હું શ્રદ્ધાદિ ગુણોથી રહિત છું, છતાં હું આપની કૃપા મેળવવાની ને આપના દર્શનની લાલસા રાખું છું ! હું દક્ષિણભણી ચાલી ઉત્તરભણીના સમુદ્રતટે પહોંચવા ઇચ્છું છું !! આશુતોષ ! મારા અંતઃકરણની આવી અયોગ્યતાને દૂર કરવાનું અને તેની ઉપયોગી યોગ્યતામાં વૃદ્ધિ કરવાનું આ અધમ દાસને અમોઘ બલ આપો.

હે પરમૈશ્વર્યવાળા ! હું આપનું માહાત્મ્ય લેશ પણ જાણતો નથી. આપના માહાત્મ્યનું જો આ દુષ્ટ હૃદયને યથાર્થ ભાન થાય તો તે આ લોક પરલોકના સર્વ ભોગોની સ્પૃહા ત્યજી આપમાંજ પરમપ્રીતિ-વાળું કેમ ન થાય ? ચિંતામણિનું માહાત્મ્ય જાણ્યા પછી જો ચિંતા-મણિ મળે તો પછી કોડીઓમાં કોણ પ્રીતિ રાખે ? વળી આપનું માહાત્મ્ય જાણવા હું જ્ઞાનીઓનો, ઉત્તમ ભક્તોનો, કે શ્રેષ્ઠ મુમુક્ષુઓનો

આદરપૂર્વક સમાગમ કરતો નથી, તથા સતશાસ્ત્રોનું આદરપૂર્વક વાચન-મનન પણ કરતો નથી. હું મંદભાગી આવા અગત્યના કામમાં પણ યોગ્ય આદર રાખી યોગ્ય પ્રયત્ન કરી શકતો નથી.

હે અસુરારે! મારા હૃદયમાં રહેલી સર્વ આસુરીસંપત્તિઓનો વિનાશ કરવાની અને મારા હૃદયમાં નહિ આવિર્ભાવ પામેલી સર્વ દૈવી-સંપત્તિઓનો આવિર્ભાવ કરવાની કૃપા કરો. જ્યારે આપની આજ્ઞા મને સ્પષ્ટ ન સમજાય ત્યારે હું મારા પાપસંસ્કારવાળા મનના વિચારો-ને નહિ અનુસરતાં સદ્ગુરુદ્વારા કે સતશાસ્ત્રદ્વારા આપની આજ્ઞાને યથાર્થ સમજવા ભાવપૂર્વક પ્રયત્ન કરું એવી મને સુબુદ્ધિ આપો.

હે વિભો! સર્વદા દૃશ્ય પ્રાણિપદાર્થના દાસજેવો થઇ રહેલો હું આ લોક પરલોકના સર્વ દૃશ્ય પ્રાણિપદાર્થમાંથી આસક્તિનો પરિ-ત્યાગ કરી સર્વદા સર્વથા નિષ્કપટભાવે વિશુદ્ધપ્રેમથી આપનોજ ક્યારે થઇ રહીશ? અને આવી સ્થિતિને પ્રાપ્ત કર્યા પછી આપ શ્રીમુખે મને "તું મારોજ છે" એવા પરમામૃતતુલ્ય શબ્દો સંભળાવવા ક્યારે કૃપા કરશો?

હે સ્પૃહાશૂન્ય! ભોગથી કદીપણ શાંતિ તથા તૃપ્તિ નહિ આપ-નારા આ સર્વ અનર્થકર વિષયોનું ચિંતન આ દુષ્ટ મન અત્યંત ત્યજી દે, અને ભસ્મકરોગને વશ થયેલી મારી દુષ્ટ ઇંદ્રિયો અનુકૂલ મનાતા વિષયોભણીના વેગને તથા ઉપભોગને ત્યજી દે, અર્થાત્ મારું મન ને ઇંદ્રિયો સર્વદા વિષયસ્પૃહાશૂન્ય રહે એવી આપ કૃપા કરો. વિષયો-માં રહેલા દોષોનું તેમને સતત સ્મરણ રખાવી, તથા તેમનાથી બની શકે તેટલા દૂર રહેવાનું બલ તેમને આપી, એ સર્વને સર્વદા સ્વાભાવિક વિષયવિમુખ કરો.

હે ભક્તપ્રિય! આ અંતઃકરણ આપને અવિનાશી, પરમજ્ઞાનરૂપ,

પરમસુખરૂપ ને સર્વ સામર્થ્યોના અધિષ્ઠાનરૂપ જાણી આપમાં બહુ માન-પૂર્વક પરમપ્રીતિવાળું થાઓ. તેનામાં હવે દશ્યમાં સત્યતાની ભ્રાંતિ, બાહ્યવિષયોનું જ્ઞાન મેળવવામાં પરમાદર, વિષયોમાં સુખની ભ્રાંતિ, અને બાહ્યસામર્થ્યોમાં ઉપાદેયપણાની ભ્રાંતિ ન રહો.

હે વિશુદ્ધપ્રેમવિવશ ! "કામ કર્યું તેણે કામણ કર્યું," અને "વનો (વિનયપૂર્વક કામ) વેરીને વશ કરે," આ લૌકિક કહેવતો જે મનુષ્ય વિનયપૂર્વક પોતાનું કર્તવ્ય કરનાર હોય તેના ઉપર જેને માટે તે કર્મ કરે છે તે પ્રસન્ન થાય છે એમ જણાવે છે, તો હું જો આપના પ્રતિ મારું જે કર્તવ્ય છે તે મન રાખીને યથાયોગ્ય બજાવું તો આપ મારા ઉપર શામાટે પ્રસન્ન ન થાઓ ?

હે હૃદયેશ્વર ! જેમ જે સમુદ્રમાં નિરંતર પ્રચંડ વેગવાળાં ભરતી-ઓટ ચાલ્યા કરતાં હોય તે સમુદ્રમાં ચંદ્રાદિનું સ્થાયી સ્પષ્ટ પ્રતિબિંબ પ્રતીત થતું નથી, તેમ જે મનુષ્યના ચિત્તમાં રાગદ્વેષરૂપ પ્રચંડવેગવાળાં ભરતીઓટ થયા કરતાં હોય તે મનુષ્યના ચિત્તમાં પરમાત્માની કૃપાનું સ્થાયી સ્પષ્ટ પ્રતિબિંબ પ્રતીત થઇ શકતું નથી. એવી રીતે આરૂઢ રાગદ્વેષ આપના સાક્ષાત્કારના પરમવિરોધી છે, તે બંનેને મારા હૃદયમાંથી નિઃશેષ નિવૃત્ત કરવા આપ કૃપા કરો.

હે ક્ષમાસાગર ! આ ચિત્ત વિષયોમાં અતિ રાંક અને અવિવેકી છે. પરમાનંદરૂપ આપ મારા હૃદયમાં ને બહાર સર્વદા વિરાજમાન છતાં તુચ્છ વિષયોના સેવનથી ઉપજતી વિષયેચ્છાથી રાંક થયેલું ને આપ વિષયોના કરતાં કેટલા બધા શ્રેષ્ઠ છો તેનો વિવેક નહિ કરનારું આ અધમ ચિત્ત ઇચ્છિત વિષયોની રાંક થઇને આતુરતાથી વાટ જોઇ દુઃખી થાય છે, વિષયોના ઉપભોગકાલે દીન થઇ તે તુચ્છ વિષયોનું ભાન ભૂલીને આતુરતાથી સેવન કરવા લાગે છે, અને વિષયોપભોગના અંતમાં પણ

તેની વિષયોભણુાની દીનતા ને અવિવેક જોઇએ તેવાં દૂર થતાં નથી. આપ અત્યંત સમીપમાં રહી આ દુષ્ટ ચિત્તની સર્વ પ્રવૃત્તિ તથા સ્થિતિ સ્પષ્ટ રીતે જાણો છો, છતાં લેશ પણ કોપ કરતા નથી. એ આપના ક્ષમાયુક્ત સ્વભાવને શોભા આપનારું છે, પણ આ દુષ્ટ ચિત્તને લેશ પણ શોભા આપનારું નથી. હે ઉદાર! હે ભક્તરક્ષક! મારા ચિત્તનું રાંકપણું ને અવિવેક શીઘ્ર દૂર થાય એવી આપ મારા ઉપર કૃપા કરો.

હે નિર્લેપ! આપ શુભાશુભ ( પવિત્ર અપવિત્ર ) ગણાતા પ્રાણિપદાર્થમાં સર્વદા રહ્યા છતા લેશ પણ લેપાતા નથી, તેમ મારા પ્રારબ્ધવશાત્ મારે જે જે કર્મો કરવાં પડે, તથા મારા પ્રારબ્ધને લીધે મને જે શુભાશુભ પ્રાણિપદાર્થનો સમાગમ થાય તેમાં હું લેશ પણ લેપ ન પામું એવી કૃપા કરો.

હે મનોહર! આપને પ્રસન્ન કરવા મારા અંતઃકરણને, મારી ઇંદ્રિયોને, તથા મારા શરીરને જે જે કર્તવ્ય હોય તે તે કર્તવ્ય કરવાનું બલ તેમને આપો. આ સર્વ જો અડગ કર્તવ્યનિષ્ઠાવાળાં થાય તો મને આપનો સાક્ષાત્કાર થવામાં બહુ વિલંબ થવાનો સંભવ નથી. હે પરમરમણીય! આપ ધીમે ધીમે પગલે ચાલતા, મંદ મંદ મધુર હસતા, સર્વ દિશાઓને પરમપ્રકાશમય ને પરમાનંદમય કરતા, તથા નિજ ભકતોના ચિત્તમાંથી સંસારનું અનાયાસે વિસ્મરણ કરાવતા આ દીનના હૃદયમાં કયારે આવિર્ભાવ પામશો? આપના આવા દર્શનની લાલસા આપના સ્વરૂપમાં પરમાસક્ત થયેલું આ ચિત્ત વારંવાર કર્યા કરે છે.

હે પરમકમનીય! આપની અગાધ કૃપાને પ્રાપ્ત કરવાને સુભાગી થયેલા આપના અડગ અનન્યભકતો આપનાં સુંદર નેત્રોમાં, આપની

અલૌકિક વાણીમાં, આપના મૃદુ ને મધુર હાસ્યમાં, અપૂર્વ સ્પર્શમાં, મંદ ને મનોહર ગતિમાં, અને ટુંકામાં આપના રોમરોમમાં અદ્ભુત કામણ ભર્યું છે એમ કહે છે. આવા અદ્ભુત કામણગારા આપના સ્વરૂપનો આપ કૃપા કરીને મને ક્યારે સાક્ષાત્કાર કરાવશો ?

હે પ્રસન્નવદન ! જેમ નીચાણના પાષાણુમય પ્રદેશમાં વહેતી નિર્મલ જલવાળી નદી પોતાના પ્રિયતમ સમુદ્રને મળવાની ઉત્કંઠાવડે પૂર્ણ વેગથી હસતી હસતી પોતાના પ્રિયતમ સમુદ્રભણી દોડી જાય છે, ને અંતે પોતાના પ્રિયતમ સમુદ્રમાં મળી તે રૂપ થઇ જાય છે; તેમ મારી મનોવૃત્તિ આપના સાક્ષાત્કારની ઉત્કંઠાવડે પરિપૂર્ણ વેગથી હસતી હસતી આપના ભણી ક્યારે દોડશે ? ને આપનો સાક્ષાત્કાર કરી આપના પરમાનંદસ્વરૂપમાં અભેદભાવે તે ક્યારે વિરામશે ?

હે સર્વવિત્ ! આપ પ્રાણીઓના અંતઃકરણના પ્રકટ અપ્રકટ સર્વ વિચારોને સ્પષ્ટ રીતે જાણનારા છતાં પણ મેં આપનાથી ઘણા વિચારો ગુપ્ત રાખવાનો મૂર્ખાઇભરેલો પ્રયત્ન કર્યો છે. જેમ કોઇ ઉષ્ટ્ર-પક્ષી ( શાહમૃગ ) આખેટકના ( શિકારીના ) ભયથી પોતાનું નાનું માથું રેતીમાં ખોસી દઇ હવે મને આ આખેટક દેખી શકતો નથી એમ મૂર્ખાઇથી ધારે, તેમ મેં મારા ગુપ્ત વિચારો આપ જાણી શકતા નથી એમ મૂર્ખાઇથી ધાર્યું હતું.

હે પરમપવિત્ર ! આપને સર્વ પ્રકારની પવિત્રતા પ્રિય છે, માટે હું સર્વ પ્રકારે સર્વદા પવિત્ર રહું, ને કદીપણ કોઇ પણ વખતે અ-પવિત્ર ન રહું એવી મનની સાવધાનતા આપવા કૃપા કરો. જે જે દોષો આપને ગમતા નથી તે તે દોષો હવે મારે મારા અંતઃકરણાદિમાં શા-માટે રાખવા જોઇએ ? અને જે જે શુભગુણો આપને પ્રિય છે તે તે શુભગુણો મેળવવા તથા સુસ્થિર કરવા મારે ઘણામાં ઘણો પ્રયત્ન શામાટે ન કરવો જોઇએ ? હવે હું મારે માટે જીવતો નથી, પણ માત્ર

આપને માટેજ જીવું છું, તો હવે મારે આપને જે અપ્રિય હોય તે સર્વ દઢતા ને સાવધાનતાથી ત્યજી દેવું જોઇએ, અને આપને જે પ્રિય હોય તે સર્વ દઢતા ને સાવધાનતાથી મારે પ્રાપ્ત કરવું જોઇએ.

હે પરમોદાર! જ્યાં મને પાણીની અગત્ય હોય છે ત્યાં આપ મને આપના પરમોદારસ્વભાવને લીધે ઉત્તમ પ્રકારનું પુષ્કલ દૂધ મોકલાવો છો. વળી કોઇ પણ પ્રકારના સ્વાર્થવિના આપ મારી ક્ષણે ક્ષણે સંભાળ લીધા કરો છો. આવા આપના અસંખ્ય ઉપકારો મારા ઉપર થયા છે, થાય છે, ને થશે. આ સર્વ ઉપકારોનો બદલો વાળવાનું મારામાં લેશ પણ સામર્થ્ય નથી, અને આપ પરમનિઃસ્પૃહ ને સર્વદા પૂર્ણકામ હોવાથી આપ મારી પાસેથી કોઇ પણ પ્રકારના બદલાની લેશ પણ આશા રાખતા નથી. આપના અસંખ્ય ઉપકારોના મોટા બોજામાં દબાઇ ગયેલા મારે સર્વદા આપનાજ પક્ષપાતી થવું જોઇએ, પણ મારા ચિત્તમાંથી ઊઠતા રાજસ તથા તામસ સ્વભાવોને વશ વર્તી કદીપણ તેમના પક્ષપાતી નજ થવું જોઇએ. જો હું આપનો પક્ષપાતી મટી તેમનો ( મારા કુસ્વભાવોનો ) પક્ષપાતી થઉં તો હું મોટો કૃતઘ્ની થઉં. કૃતઘ્નતા મહાદોષ છે, જેનું પ્રાયશ્ચિત્ત ધર્મશાસ્ત્ર આપી શકતું નથી. હે પ્રભો! હું કદીપણ કૃતઘ્ની ન થઉં એવી આપ મારા ઉપર કૃપા રાખશો.

હે સમર્થ! આ અગાધ ભવસાગર તરવાનો પ્રયત્ન કરનારાં ઘણાં માણસો પોતપોતાના કુસ્વભાવોરૂપ ઘણા તોલવાળા મોટા મોટા પથ્થરો પોતાની ડોકે બાંધી આ અગાધ ભવસાગર તરવાનો મૂર્ખાઇભરેલો પ્રયત્ન કરે છે. હે દીનેશ! આવો મૂર્ખાઇભરેલો પ્રયત્ન કરવાની દુર્બુદ્ધિ આપ મને કદીપણ નજ આપશો. મારા અંતઃકરણાદિમાં જે જે કુસ્વભાવોરૂપ મોટા પથ્થરો રહ્યા હોય તે સર્વ કુસ્વભાવોરૂપ મોટા પથ્થરોને દૂર ફેંકી દઇ આપની અમોઘ કૃપારૂપ સુદઢ નૌકામાં બેસીને

હું આ અપાર ને અગાધજેવો જણાતો ભવસાગર તરવાનો ડહાપણ-ભરેલો પ્રયત્ન કરું એવી સુબુદ્ધિ મને સર્વદા આપવા કૃપા કરશો.

હે પ્રાણાધિકપ્રિય ! મેં જે જે મારું માન્યું હોય તેમાંથી મને જે જે સારું ને વહાલું લાગતું હોય તે સવ હું ઉછળતે હૃદયે પરમ-પ્રેમથી અને અતિ દીનતાથી આપને અર્પણ કરવા કયારે સમર્થ થઇશ ? વળી હે હૃદયપ્રેરક ! આ વિશ્વમાં મને જે જે ઉત્તમ ને મૂલ્યવાન્ પદાર્થો પ્રતીત થાય તે સર્વ ઉત્તમ ને મૂલ્યવાન્ પદાર્થો આપને અપર્ણ કરવાયોગ્ય છે એવા ભાવપૂર્વક મને આપનું સ્મરણ વારંવાર ક્યારે થયા કરશે ? હે પરમેશ્વર ! જેમ છાયા સર્વદા મનુષ્યને અનુસરે છે તેમ હું સર્વદા આપની ઇચ્છાને અનુસરવાના બલવાળો કયારે થઇશ ?

હે પરમપ્રિય ! મારી વાણીથી હું આપને પરમપ્રિય કહું છુ એવા પરમપ્રિય મારા અંતઃકરણના અણુઅણુમાં આપ મને કયારે લાગશો? નવયૌવના, અલૌકિક રૂપલાવણ્યવાળી, ચિત્તાકર્ષક વસ્ત્રાલંકાર યોગ્ય રીતે ધારણ કરવાના સ્વભાવવાળી, અને સાહિત્યશાસ્ત્રમાં દર્શાવેલા પ્રેમ, ચાતુર્ય ને પવિત્રતાદિ સ્ત્રીના શુભગુણોવાળી પતિવ્રતા સ્ત્રીમાં તેના રસિક ને ગુણજ્ઞ પતિને અથવા શુભગુણભંડાર ને પરમરસિક પોતાના પતિમાં તેની પતિપરાયણા ગુણજ્ઞ સ્ત્રીને વ્યવહારપક્ષે જેવો અગાધ પ્રેમ રહે તેવો અગાધ પ્રેમ પારમાર્થિકપક્ષે હે સર્વોત્તમ ! આપના સ્વરૂપવિષે મારા ચિત્તમાં કયારે પ્રાદુર્ભાવ પામશે ? અને તે બંને જેમ પોતપોતાના પ્રિયનું સતત પ્રેમપૂર્વક સ્વાભાવિક સ્મરણ કર્યા કરે છે તેમ હું આપનું સતત પ્રેમપૂર્વક સ્વાભાવિક સ્મરણ કરવા કયારે ભાગ્યશાલી થઇશ ?

હે સર્વદા અકામ ! હું અસંગરૂપ આત્મા હોવાથી મારે વિષે કદીપણ કામનો સદ્ભાવ નથી, હું સર્વદા અકામ–નિષ્કામ–છું. વળી હું સર્વદા પૂર્ણકામ વા આપ્તકામ હોવાથી પણ મારામાં કોઇ પણ કામનાનો ગંધ પણ નથી. મારા આ વિચાર આપની કૃપાથી મારા હૃદયમાં સર્વ-

દા સુસ્થિર રહો. સર્વ પ્રાણીઓનાં શરીરો ક્ષણે ક્ષણે પરિણામ પામનારાં, વિનાશી, અપવિત્ર ને દુર્ગંધમય પદાર્થોના સમૂહરૂપ, તથા પોતાનામાં પ્રીતિ રાખનારને પારમાર્થિક સાધનોમાં આગળ વધવા નહિ દેતાં હેડની પેઠે બાંધી રાખવાના સ્વભાવવાળાં છે. આવાં તુચ્છ ને અપકારક શરીરોમાં રમણીયપણાની કે ભોગ્યપણાની ભ્રાંતિ ને તેનાથી ઉપજતી ભોગેચ્છા હવે મારા હૃદયમાં કદીપણ ઉદય નજ પામો, અર્થાત્ હું તે વિષયમાં સર્વદા અદીન રહું. હું સર્વત્ર સર્વદા આપના સ્વરૂપનેજ પરમપ્રેમથી નિરખ્યા કરું, કે જેથી અન્ય પ્રાણીના અદર્શનથી મારામાં કોઇ પણ કલ્પિત પ્રાણીમાં રાગનો ઉદય ન થાય.

હે પરમશાંત! હું પણ હવે સર્વદા પરમશાંત થવા ઇચ્છું છું. હું ક્રોધપરજ ક્રોધરૂપ પાશુપતાસ્ત્ર ફેંકી તેનો વિનાશ કરવા ઇચ્છું છું. વળી જો હું સર્વત્ર આપનાજ દર્શન કર્યા કરું તો અન્ય પ્રાણિપદાર્થના દર્શનને અભાવે હું કોના ઉપર ક્રોધ કરું? વા કોની સાથે વૈર કરું? સર્વદા સહનશીલતા રાખવી એ મારો ધર્મ છે, તથા મને જે દુઃખ પ્રાપ્ત થાય છે તે મારા પ્રારબ્ધકર્મથી થાય છે એમ જો હું સમજું તો હું કોનો દ્વેષ કરું? વા કોની નિંદા કરું? આ વિચારો જો આપની કૃપાથી મારા હૃદયમાં સર્વદા જાગતા રહે તો પછી મારા હૃદયમાં ક્રોધાદિ વિકારો ઉપજી શકે નહિ, ને તેથી મારું હૃદય સર્વદા પરમશાંત રહે. મારું હૃદય પ્રતિકૂલ પ્રસંગના વિચારથી વા પ્રાપ્તિથી સૂકા દારુની પેઠે શીઘ્ર નજ સળગી ઊઠો, પણ તે પ્રસંગને મિથ્યા વા હિતકર સમજી સર્વદા હિમના જેવું શીતલજ રહો.

હે શુભગુણમંદિર! લોભી જેમ દ્રવ્યને ઇચ્છે છે, ને તેમાં વૃદ્ધિ કરવાનો પ્રયત્ન તે સર્વદા ઉત્સાહપૂર્વક કર્યા કરે છે, તેમ હું આપના ભવભયહર દર્શનની તીવ્ર ઇચ્છાવાળો ક્યારે થઇશ? ને આપની કૃપામાં વૃદ્ધિ કરાવનારા શુભ ગુણોની મારા અંતઃકરણમાં વૃદ્ધિ કરવા હું સર્વદા

ઉત્સાહપૂર્વક પ્રયત્ન ક્યારે કરીશ ? જેમ લોભીને દ્રવ્યનો વિયોગ દુઃસહ થઇ પડે છે તેમ મને આપનો વિયોગ ક્યારે દુઃસહ જણાશે ? હું આપના સ્મરણધ્યાનનો ને આપને પ્રિય લાગતા શુભગુણોનો સર્વદા પરમલોભી થવાને ઇચ્છું છું.

હે પરમકારુણિક! મારી બુદ્ધિની પરમપવિત્રતા—રાગદ્વેષરહિતતા, સૂક્ષ્મતમ બ્રહ્મને વિષય કરી શકે એવી પરમસૂક્ષ્મતા, દિવ્યાદિવ્યવિષયો-ભણી ન ખેંચાય એવી પરમ એકાગ્રતા, સર્વ પ્રકારના વિક્ષેપથી રહિત પરમશાંતિ, ને આપના વાસ્તવિક સ્વરૂપમાં તેની અભેદભાવે પરમ સ્થિરતા થયા વિના મને કદીપણ શાશ્વતાનંદરૂપ મોક્ષલાભ થવાનો નથી, આ મારો સન્નિશ્ચય મને મોક્ષલાભ થતાસુધી મારા ચિત્તમાં અવિચલ રહે એવી આપ કૃપા કરો.

હે નિર્મોહ! માયા ને માયાનાં કાર્યોને હવે હું આપના સ્વરૂપમાંજ બાધ પમાડવા ઇચ્છું છું. જેમ કલ્પિત સાપ ને તેના ધર્મોનો દોરડીમાં બાધ કરવામાં આવે છે, ને કલ્પિત રૂપાનો ને તેના ધર્મોનો છીપમાં બાધ કરવામાં આવે છે, તેમ કલ્પિત માયા ને તેનાં કાર્યોનો હું આપના સ્વરૂપમાં બાધ કરવા ઇચ્છું છું. આપ એકજ સત્ છો, તો પછી આપનાથી ભિન્ન બીજું કોઇ સત્ ક્યાંથી હોઈ શકે ? હે પ્રકાશરૂપ ! આપની કૃપાનાં કિરણોથી મારા હૃદયમાંથી મહામોહરૂપ ધાડું અંધારું સદાને માટે નિવૃત્ત થાઓ.

હે મદરહિત ! હું ક્રિયા કરનારાં સર્વ કરણોથી રહિત છું, તેથી હું કાંઇજ ક્રિયા કરતો નથી, તો પછી હું ક્રિયાનું નિરર્થક અભિમાન શામાટે કરું ? કાંઈ કર્યા વિના મેં અમુક કર્મ કર્યું એમ કહેવું એ કેવલ મિથ્યાભાષણ છે. વળી વ્યવહારપક્ષે થોડું કર્મ કરીને ઘણું બોલી બતાવવું એ પણ વિવેકહીનતાયુક્ત અભિમાનજ છે, તે પણ મારે શામાટે કરવું જોઇએ ? મારું હૃદય ને મારી વાણી સર્વદા અભિમાન-

વિનાનાં ને વિનયવાળાં થાય એમ હું ઇચ્છું છું.

હે સર્વવ્યાપક ! આપજ જો સર્વત્ર વ્યાપી રહ્યા છો, ને વસ્તુતાએ આપથી ભિન્ન અહિં કાંઇ છેજ નહિ, તો હું કોની ઈર્ષ્યા કરું? કલ્પિતની ઈર્ષ્યા કરી મૂર્ખ બનવું, ને પોતાનું હૃદય નિરર્થક તપાવવું એમાં કાંઈજ સાર નથી. હૃદયમાં દબાઇ રહેલા વિશુદ્ધ પ્રેમના પ્રબલ પ્રવાહને મોકળો કરી તેવડે આપનાં ચરણકમલ પ્રક્ષાલન કરવાં જોઇએ તેને બદલે આપના સ્વરૂપને નહિ ઓળખી પ્રકારાન્તરે આપની ઈર્ષ્યા કરવી તે મારું હિતકર કેમ હોઇ શકે ?

હે પૂર્ણનિર્દોષ ! મારા હૃદયમાં દંભનો કાંઇ પણ અંશ રહ્યો હોય તો તે આપની કૃપાથી નાશ પામો. અહિં આપવિના બીજું કાંઇ સત્ય નથી, તો મારે નકામો ડોળ કોની આગળ કરવો ? ધનલાભ, પૂજા-સત્કાર-કે કીર્તિમાટે મારે દંભ કરવાની કાંઇ પણ અગત્ય નથી. ધનાદિ ક્ષણિક વસ્તુઓમાટે મારે અસત્યભાષણાદિ પાપ કરી મારા જીવાત્માને વધારે દુઃખી કરવો ને તેની શાંતિનો વિઘાત કરવો એમાં મને લેશ પણ લાભ નથી, પણ સર્વથા હાનિજ છે, આ સત્ય સર્વદા મારા અંતઃકરણમાં જાગ્રત્ રહો.

હે અભયરૂપ ! આપના સ્મરણધ્યાનવડે ને આપના સ્વરૂપના યથાર્થ જ્ઞાનવડે મારું હૃદય સર્વદા નિર્ભય રહો. બાહ્યપદાર્થો, શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણાદિમાંથી કોઇ પણ મારું નથી, તો પછી કોના વિનાશના વિચારથી મારે ભય પામવું ? રોગો, શત્રુઓ કે હિંસક પ્રાણીઓ તો મારો વિનાશ કરવા સમર્થ નથી, પરંતુ કાલ પણ અવિનાશિસ્વભાવવાળા મારો વિનાશ કરવાને લેશ પણ સમર્થ નથી. નિંદાથી, અપમાનથી, મારથી કે ધનહાનિ આદિ પ્રતિકૂલ પ્રસંગની કલ્પનાથી મારે ભય પામવાનું કાંઇ પણ કારણ નથી. મારા અસંગ ને વિકારશૂન્ય સ્વરૂપને કોઇ પણ પ્રાણિપદાર્થ કાંઈ પણ ભય ઉપજાવવા

સમર્થ નથી આવા વિચારવડે હું સર્વદા નિર્ભય રહું એવી આપની કૃપા મારા ઉપર સર્વદા બની રહો.

હે અદ્વિતીય! આપના કૃપાકટાક્ષવડે સર્વત્ર એકજ તત્ત્વને અવલોકતો હું સર્વદા શોકરહિત રહું. અન્ય સર્વ મિથ્યા જાણ્યા પછી મારે કયા મિથ્યા પ્રાણિપદાર્થના વિનાશથી કે વિયોગથી શોક કરવો? પરમાનંદરૂપ આપજ અંતરબહાર વિલસી રહ્યા છો તો પછી મારે કોને માટે શોક કરવો ઉચિત છે? પરમાનંદરૂપ આપના અનુભવવડે પરમાનંદનો ઉપભોગ કરવાને બદલે હું નિરર્થક શોકજ કર્યાં કરું તો પછી મારા જેવો અભાગીઓ બીજો કોણ?

હે માધવ! સર્વાંગસુંદર લક્ષ્મીનું આધિભૌતિકરૂપ કેટલું બધું મનોહર છે તે, તે લક્ષ્મીના આધિભૌતિકસ્વરૂપની અનન્યભક્તિ કરનારાઓજ જાણે છે, અન્યને તેના મનોહરપણાનું જોઇએ તેવું ભાન થતું નથી. લક્ષ્મીનું આધિભૌતિકસ્વરૂપ જ્યારે આવું મનોહર છે ત્યારે તેમનું આધિદૈવિકસ્વરૂપ બહુ મનોહર હોય તેમાં શું આશ્ચર્ય? એવાં પરમમનોહર લક્ષ્મી પણ જ્યારે તેમનામાં ઉદાસ રહેનાર આપનાં ચરણકમલોનું પરમપ્રેમ, ભય ને સાવધાનતાથી સર્વદા સેવન કરે છે ત્યારે આપના મનોહરપણાની મર્યાદા બાંધવી એ મનુષ્યની બુદ્ધિની બહારનો વિષય છે એમ કહ્યા વિના રહેવાતું નથી. આવા નિરવધિ સૌંદર્યવાળા આપની પ્રાપ્તિ સર્વ દશ્યમાં મનની અત્યંત ઉદાસીનતા થયા વિના થવી સંભવતી નથી, માટે હે નિરતિશયસૌંદર્યમૂર્તે! આ અંતઃકરણને સર્વ વિષયોમાં અડગ ઉદાસીનતાની પ્રાપ્તિ કરાવવા કૃપા કરો.

હે મુનિજનમાનસહંસ! જેમ હું કીચડ આદિ અપવિત્ર ને દુર્ગંધવાળા પદાર્થોના ભક્ષણમાં તથા પ્રાણનું હરણ કરનાર વિષના ભક્ષણમાં કદીપણ પ્રવૃત્તિ કરતો નથી, પણ તેમાં સર્વદા સર્વથા સ્વાભાવિક

ઉદાસીન રહું છું, તેમ પરમ અપકારક શબ્દાદિ વિષયોની તથા તેમનાં ઉપકરણોની અત્યંત તુચ્છતા સમજી તે સર્વમાં હું સર્વદા સર્વથા સ્વાભાવિક ઉદાસીન કયારે રહી શકીશ? મને સર્વ વિષયોમાં અડગ દોષદર્શન થાય, તેમનાથી જેમ બને તેમ દૂર રહેવાની સ્વાભાવિક ઇચ્છા મારા મનમાં સુસ્થિર થાય, તેમનું મને સ્વાભાવિક વિસ્મરણ થાય, ને તેમાં રહેલી પ્રીતિનો મારા મનમાં દગ્ધભાવ થાય એમ હું શુદ્ધભાવથી સર્વદા ઇચ્છું છું.

હે સર્વરૂપ! હું સર્વ પ્રાણિપદાર્થમાં સર્વદા સમભાવે રહેલા આપને અનુભવીને આપના સાક્ષાત્કારવડે ભયંકર મોટા કાળા નાગમાં ને સુગંધમય મનોહારી પુષ્પોની વા ઉત્કૃષ્ટ મોતીઓની માલામાં, કરકરી શિલામાં ને કોમલ તથા સુગંધમય પુષ્પોની રચેલી શય્યામાં, માટીના ઢેફામાં ને હીરામાં, બલવાન્ શત્રુમાં ને નિઃસ્વાર્થ ઉપકાર કરનાર મિત્રમાં, અને તણખલામાં ને રૂપયૌવનવતી યોગ્ય સ્ત્રીમાં સમભાવવાળો ક્યારે થઇશ?

હે ભવખંડન! પરમપ્રીતિપૂર્વક સર્વદા આપના સ્મરણધ્યાનમાં મગ્ન રહેલો હું મારા સ્થૂલશરીરનું ભાન ભૂલી અંતઃકરણની એવી અંતર્મુખ સ્થિતિમાં કયારે આવીશ કે જયારે મારા શરીરને વૃક્ષનું ઠુંઠું સમજીને વનનાં હરિણાદિ પશુઓ પોતાનાં શરીરની ચળ દૂર કરવા પોતાનાં શરીરોને મારાં શરીરસાથે ઘસશે, મારા કાનમાં પોતાનાં ઘર કરીને અરણ્યનાં જંતુઓ રહેવા લાગશે, ને મારાં નેત્રોમાંથી ઝરતાં પ્રેમાશ્રુને મારા ખોળામાં ભયરહિત થઇને બેઠેલાં પક્ષીઓ પીશે.

હે પરમાત્મન્! આપની પૂર્ણ કૃપાવડે મને મારા વાસ્તવિક સ્વરૂપનો સંશયવિપર્યયરહિત સાક્ષાત્કાર સર્વદા રહો, સુષુપ્તિમાં મારું મન જેવું સુપ્રસન્ન રહે છે તેવુંજ સુપ્રસન્ન જાગ્રત્માં પણ તે રહો, અને બ્રહ્મલોકના વિષયો પણ મને તણખલાજેવા તુચ્છ પ્રતીત થાઓ.

હે પરમપ્રેમાસ્પદ! મારા અંતઃકરણની સર્વ વૃત્તિઓ આપના સ્વરૂપ-

નેજ વિષય કરો, મારા અંતઃકરણના ઉંડાણમાં જે જે પ્રાણિપદાર્થમાં પ્રેમ રહ્યો હોય તે સર્વ પ્રેમ નિઃશેષ નિવૃત્ત થાઓ, ને આપના સ્વરૂપમાંજ મારું અંતઃકરણ પરમપ્રેમવાળું થઇ અંતે આપનાજ સ્વરૂપમાં તે વિરામો.

૨૦૦. * જે મનુષ્યના હૃદયમાં કોઇ પણ પ્રકારના અભિમાનવિનાની પરમદીનતા, અન્ય પ્રાણિપદાર્થમાં ઉદાસીનતાવાળી પરમાત્મામાં અડગ પરમપ્રીતિ, સદ્‍ગુરુની આજ્ઞાનું ધૈર્ય, દૃઢતા ને સાવધાનતાથી નિરંતર પ્રીતિપૂર્વક પરિપાલન, ને વ્યવહારપરમાર્થનાં કર્તવ્યોમાં આરૂઢનિષ્ઠા આ ચાર શુભગુણોનો જો ઉદય ન થાય તો તે મનુષ્ય આ ભયંકર ભવસાગર શી રીતે તરી શકે? નજ તરી શકે. *

## પત્ર ૨૦૧—૨૦૫.

×× આ વિશ્વના ભિન્ન ભિન્ન પ્રકારના અવાંતર નિયંતાઓનાં સ્વરૂપો જાણવાની તમારી ઘણા દિવસની ઉત્કટ ઇચ્છાને પરિતૃપ્ત કરવા આજે ઔપનિષત્સિદ્ધાંતને અનુસરીને નીચેની પંક્તિઓ તે વિષયના દિગ્દર્શનરૂપે લખાય છેઃ—

દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત સચ્ચિદાનંદસ્વભાવવાળી વસ્તુ બ્રહ્મ કહેવાય છે. એ બ્રહ્મના એકદેશમાં આ જડ જગતના ઉપાદાનકારણરૂપ માયાનામનું સૂક્ષ્મતર દ્રવ્ય રહેલું છે. આ માયાતત્ત્વ સત્, અસત્ કે સદસત્ કહેવાતું નથી, કેમકે જો તે સત્ હોય તો તેનો જ્ઞાનકાલે બાધ–મિથ્યાપણાનો નિશ્ચય–ન થવો જોઇએ; જો તે અસત્ હોય તો તેના કાર્યરૂપ જગતની પ્રતીતિ વ્યવહારકાલે થાય છે તે ન થવી જોઇએ, સસલાનાં શિંગડાં અસત્ હોવાથી જેમ તેના કાર્યની પ્રતીતિ કોઇને થતી નથી, તેમ માયાનાં કાર્યોની પ્રતીતિ પણ કોઇને ન થવી જોઇએ; અને સત્ તથા અસત્ પરસ્પર વિરોધી હોવાથી તે એક વસ્તુમાં રહી શકે નહિ, તેથી માયાને સદસદ્રૂપ પણ કહી શકાય

નહિ. આ માયા બ્રહ્મથી ભિન્ન, બ્રહ્મથી અભિન્ન, કે બ્રહ્મથી ભિન્નાભિન્ન કહેવાતી નથી, કેમકે જો તે બ્રહ્મથી ભિન્ન હોય તો દ્વૈત થાય, ને તેથી એકજ અદ્વિતીય બ્રહ્મ છે એવા શ્રુતિના કથનનો વ્યાકોપ થાય; જો તે બ્રહ્મથી અભિન્ન હોય તો જેમ અવિકારી ને અસંગ બ્રહ્મમાંથી કાંઇ ઉત્પન્ન થતું નથી, તેમ માયામાંથી પણ કાંઇ (જગત્) ઉત્પન્ન થઇ શકે નહિ; અને ભિન્ન તથા અભિન્ન પરસ્પર વિરોધી હોવાથી તે એક વસ્તુમાં રહી શકે નહિ, તેથી માયાને બ્રહ્મથી ભિન્નાભિન્ન કહી શકાય નહિ. વળી આ માયા સાવયવ, નિરવયવ કે સાવયવનિરવયવ પણ કહી શકાતી નથી, કેમકે સાવયવ વસ્તુ ઉત્પત્તિવાળી હોય છે, પણ માયાની ઉત્પત્તિ સિદ્ધાંતમાં સ્વીકારવામાં આવતી નથી. માયાની ઉત્પત્તિ કઇ વસ્તુમાંથી થઈ તે કહી શકાય એમ નથી. અસંગ ને નિરવયવ બ્રહ્મમાંથી તો માયાની ઉત્પત્તિ થઇ શકે નહિ. માયામાંથી માયાની ઉત્પત્તિ સ્વીકારતાં આત્માશ્રયદોષની પ્રાપ્તિ થાય છે. ઇશ્વર તથા જીવ તો માયાનો સદ્ભાવ સ્વીકાર્યા પછી સિદ્ધ થાય છે, માટે તે બેમાંના કોઇ એકમાંથી પણ માયાની ઉત્પત્તિ થઇ શકે નહિ. માયાની ઉત્પત્તિ માનતાં બહુ દોષોની પ્રાપ્તિ થાય છે, માટે માયાને અનાદિ માનવામાં આવે છે. જો માયાને નિરવયવ માનીએ તો તેમાંથી આ સાવયવ જગત્ની ઉત્પત્તિ થઇ શકે નહિ; અને સાવયવ તથા નિરવયવ એ બંને પરસ્પર વિરોધી હોવાથી તે બંને વિરોધી ધર્મો એકજ વસ્તુમાં રહી શકે નહિ; તેથી માયાને સાવયવનિરવયવ કહી શકાય નહિ. માયાસહિત ચેતન ઇશ્વર કહેવાય છે. એ ઇશ્વર માયાના નિયંતા ને માયાનાં કાર્યોના મુખ્ય નિયંતા છે. એ ઇશ્વર કારણબ્રહ્મ, અંતર્યામી તથા મહેશ્વરાદિના નામથી પ્રસિદ્ધ છે. માયામાંથી આકાશ, વાયુ, તેજસ્, જલ ને પૃથિવી એ પાંચ અપંચીકૃત અથવા સૂક્ષ્મભૂતો ક્રમપૂર્વક ઉપજે છે. તેમના નિયંતા પણ ઇશ્વરજ છે. એ પાંચ અપંચીકૃત ભૂતોમાંથી પંચીકરણ-

માં કહ્યા પ્રમાણે પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને વૃત્તિભેદે ચાર પ્રકારનું અંતઃકરણ ઉપજે છે. આ સર્વને સૂક્ષ્મસૃષ્ટિ વા સૂક્ષ્મપ્રપંચ કહેવામાં આવે છે. આ સૂક્ષ્મપ્રપંચના નિયંતા હિરણ્યગર્ભ વા સૂત્રાત્મા વા કાર્યબ્રહ્મના નામથી ઓળખાય છે. આગળ કહેલાં અપંચીકૃત પાંચ ભૂતો મિશ્ર થઇ તે ભૂતોમાંથી ઉપર કહેલાં નામવાળાં પંચીકૃત પાંચ ભૂતો વા સ્થૂલભૂતો ક્રમપૂર્વક ઉપજે છે. તેના નિયંતા પણ હિરણ્યગર્ભ છે. એ પંચીકૃત પાંચ ભૂતોમાંથી ચૌદ લોક, તે ચૌદ લોકમાં વસવાને ઉચિત એવાં પ્રાણીઓનાં શરીરો, અને તે પ્રાણીઓને ખાવાપીવાયોગ્ય અન્નજલની તથા અન્ય યોગ્ય પદાર્થોની ઉત્પત્તિ થાય છે. આ સર્વ સ્થૂલસૃષ્ટિ વા સ્થૂલપ્રપંચ કહેવાય છે. આ સ્થૂલપ્રપંચના નિયંતા વિરાટ્ કહેવાય છે. ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જનઃ, તપઃ ને સત્ય આ ઉપરના સાત લોકોનાં નામો છે; અને અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ ને પાતાલ એ નીચેના સાત લોકોનાં નામો છે. એ બંને મળીને ચૌદ લોક થાય છે. ભયંકર નરકો પાતાલની નીચેના ભાગમાં ગણાય છે. ભૂર્, ભુવર્ ને સ્વર્લોકના નિયંતા ઇંદ્ર વા મહેંદ્ર છે, મહર્લોકના નિયંતા પ્રજાપતિ છે, અને જનલોક, તપોલોક ને સત્યલોકના નિયંતા બ્રહ્મા છે. અતલના અધિષ્ઠાતા મહામાય, વિતલના અધિષ્ઠાતા હાટકેશ્વર, સુતલના અધિષ્ઠાતા બલિ, મહાતલના અધિષ્ઠાતા સર્પરાજ, રસાતલના અધિષ્ઠાતા દાનવેશ, અને પાતાલના અધિષ્ઠાતા નાગલોકેશ છે. ત્યાંથી નરકકુંડવાળાં ભિન્ન ભિન્ન નરકોના અધિષ્ઠાતા યમના સેવકો છે, ને તેના મુખ્ય અધિષ્ઠાતા યમ છે.

. સ્વર્લોકના નિયંતા ઇંદ્ર છે. ભુવર્લોકમાં રહેલાં અનેક મંડલોના ભિન્ન ભિન્ન નિયંતાઓ ઇંદ્રના હાથનીચે કામ કરે છે.

ભૂર્લોકના નિયંતા ઇંદ્ર છતાં ભૂર્લોકની વ્યવસ્થા કરવા તે ઇંદ્રની આજ્ઞાથી ભૂર્લોકના દેવ તેમના અધિકારનીચે કામ કરે છે. તે દેવના

હાથનીચે કામ કરનારા દ્વીપાધિપતિ ને સમુદ્રાધિપતિના નામથી ઓળખાતા ભિન્ન ભિન્ન દેવો હોય છે, તેઓ પોતપોતાના અધિકારનીચેના દ્વીપના ને સમુદ્રના નિયંતા ગણાય છે. પ્રત્યેક દ્વીપમાં રહેલા ખંડોના નિયંતા ખંડાધિપતિ દેવો ભિન્ન હોય છે, ને સમુદ્રમાં પડતા વિભાગોના નિયંતા ઉપસાગરાધિપતિ દેવો પણ ભિન્ન ભિન્ન હોય છે. પ્રત્યેક ખંડમાં રહેલા દેશોના, પેટા દેશોના, ( પ્રાંતોના. ) નગરોના ને ગામોના નિયંતા દેવો ભિન્ન ભિન્ન હોય છે, જેઓ દેશદેવ, પ્રાંતદેવ, નગરદેવ ને ગ્રામદેવના નામથી ઓળખાય છે. નગરાદિની બહારની વનાદિથી ભિન્ન યોજનયોજનપર્યંતની ભૂમિના, નદીઓના, સરોવરોના, પર્વતોના ને વનોના નિયંતા દેવો પણ ભિન્ન ભિન્ન હોય છે. જેઓ તેમને ઉચિત એવાં નામોથી ઓળખાય છે. નગરાદિમાંના પ્રત્યેક ગૃહના નિયંતા ભિન્ન ભિન્ન હોય છે, ને તેઓ ગૃહદેવના નામથી ઓળખાય છે. પ્રાણીઓની ભિન્ન ભિન્ન જાતિઓના તથા મનુષ્યનાં ભિન્ન ભિન્ન કુલોના ને ભિન્ન ભિન્ન કર્મોના દેવો પણ ભિન્ન ભિન્ન હોય છે. નગરાદિની બહારની વનાદિથી ભિન્ન યોજનપર્યંતની ભૂમિના નિયંતા દેવના હાથનીચે પ્રત્યેક ક્ષેત્રના (ખેતરના) નિયંતા દેવ હોય છે, જેઓ ક્ષેત્રપાલના નામથી ઓળખાય છે. આમ ક્ષેત્રપાલ ને ગૃહદેવતાથી માંડીને મુખ્યનિયંતા ઈશ્વરપર્યંત અનેક પ્રકારના ચઢતી ચઢતી પદવિના ને ચઢતા ચઢતા સામર્થ્યવાળા દેવો છે. મુખ્યનિયંતા ઈશ્વરના નિયમને અનુસરીને આ સર્વ દેવો પોતપોતાના અધિકારની મર્યાદામાં આવેલા પ્રદેશમાં રહેલા પ્રાણિપદાર્થોની અદસ્ય રહીને દેખરેખ રાખે છે, અદસ્ય રહીને તે સર્વનું રક્ષણ કરે છે, અને અદસ્ય રહીને તે તે પ્રાણીઓના કર્માનુસાર તેમની જે જે પ્રવૃત્તિ થવાની હોય તથા તેમને જે જે ફલભોગ થવાનો હોય તે સર્વની અનુકૂલતા રચી આપે છે. ચઢતી ચઢતી પદવિના ને ચઢતા ચઢતા સામર્થ્યવાળા દેવો પોતપોતાના

હાથનીચેના દેવોની તથા પોતપોતાના અધિકારનીચેના પ્રદેશમાંના પ્રાણિપદાર્થોની દેખરેખ રાખી તેમની યોગ્ય વ્યવસ્થા કરે છે, ને પોતાના હાથનીચેના અધિકારી દેવની કાંઇ ભૂલ થઇ હોય તો તે ભૂલ સુધારે છે. જેમ આપણે અહિં ઘરધણીથી માંડીને મહારાજાપર્યંતના આધિભૌતિક નિયંતા જોઇએ છીએ, વા જાણીએ છીએ, તેમ આ સર્વ આધિદૈવિક નિયંતાઓ સામાન્ય બુદ્ધિવાળા આસ્તિક મનુષ્યોને શાસ્ત્રાદિદ્વારા જાણવામાં આવે છે, ને અંતઃકરણની વધારે યોગ્યતાવાળા પુરુષોને સ્વાનુભવદ્વારા તે જાણવામાં આવે છે. કોઇ કોઇ સ્થલે આધિભૌતિક નિયંતા ને આધિદૈવિક નિયંતા એકજ હોય છે, ભિન્ન ભિન્ન હોતા નથી.

પૂર્વે કહ્યા પ્રમાણે માયાવિશિષ્ટ ( માયારૂપ વિશેષણસહિત ) ચેતન ઈશ્વર છે. તે ઈશ્વર ભક્તોની ભિન્ન ભિન્ન પ્રકારની ભાવનાપ્રમાણે તેમને ભિન્ન ભિન્ન નામે ને ભિન્ન ભિન્ન રૂપે દર્શન આપે છે, ને તેમની ભાવનાપ્રમાણે તેમની સાથે વ્યવહાર કરે છે. અડગ ને બલવતી ભાવનાના પરિપાકથી ઈશ્વરના ચેતનસ્વરૂપના વિવર્તરૂપે ને તેમને આશરે રહેલી માયાના પરિણામરૂપે ભક્તોને તે ઈશ્વરનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો, નામો ને તેમની સાથેના ભિન્ન ભિન્ન વ્યવહારો પ્રતીત થાય છે. જેમ કારણોપાધિરૂપ માયાસહિત ચેતનને ઈશ્વર કહેવામાં આવે છે, તેમ સૂક્ષ્મકાર્યોપાધિસહિત ( સૂક્ષ્મપ્રપંચસહિત ) ચેતનને હિરણ્યગર્ભ, સ્થૂલકાર્યોપાધિસહિત ( સ્થૂલપ્રપંચસહિત ) ચેતનને વિરાડ્, મહર્લોકે રોકેલા ચેતનની ઉપાધિસહિત ચેતનને પ્રજાપતિ, ને ભૂર્, ભુવર્ ને સ્વર્ગલોકે રોકેલા ચેતનની ઉપાધિસહિત ચેતનને ઇંદ્ર કહેવામાં આવે છે. દ્વીપાધિપતિ દેવોથી માંડીને ગૃહદેવતા ને ક્ષેત્રપાલદેવતાપર્યંતની એ પ્રમાણે સ્થિતિ જાણવી. એ સર્વ સ્થલે તેમના પૂજકોને તેમની અડગ ને બલવતી ભાવનાપ્રમાણે ચેતનનો વિવર્ત થઇને

ને માયાનું પરિણામ થઇને દર્શનાદિ થાય છે. આ સર્વ નિરૂપણ પ્રતીત થતા વ્યવહારની સિદ્ધિમાટે હોવાથી વ્યાવહારિક છે એમ સમજવું, અર્થાત્ તે સર્વ વ્યવહાર જેટલે અંશે સત્ય છે તેટલે અંશે સત્ય છે એમ સમજવું. સત્યસંકલ્પવાળા મહેશ્વરના અમોઘ સંકલ્પથી જીવોના કર્માનુસાર તે સર્વ ઉપજે છે, ને સ્થિતિકાલે તેમનું ઉપર કહેલી રીતે પરિપાલન થાય છે, ને પ્રાણીઓનાં કર્મો અમુક સમયસુધી ફલ ન આપી શકે એવી સ્થિતિવાળાં થાય છે ત્યારે તેઓ પોતાના અમોઘ સંકલ્પથી તે સર્વનો સંહાર કરે છે. ઉત્તમ મુમુક્ષુને આ સર્વ વર્ણન ઉપયોગનું નથી, તેણે તો વ્યાવહારિક પ્રાણિપદાર્થોને મિથ્યા ગણી પારમાર્થિક સત્તારૂપ બ્રહ્મ જે સર્વદા અસંગ ને અવિકારી છે તેનોજ અભેદભાવે આદરપૂર્વક વિચાર કરવો જોઇએ.

શાસ્ત્રે અદ્વિતીયતત્ત્વમાં દ્વૈતનો આરોપ મુમુક્ષુને અદ્વિતીયતત્ત્વ સમજાવવામાટે કર્યો છે, માટે અદ્વિતીયતત્ત્વમાં કરેલા દ્વૈતના આરોપનો મુમુક્ષુએ વિવેકવડે અપવાદ કરવો જોઈએ, ને અદ્વિતીયતત્ત્વને સંશય-વિપર્યયરહિત જાણવું જોઇએ. પક્ષી ને પશુનાં ભેદભરેલાં વચનો પણ સામાન્યબુદ્ધિવાળાં માણસો સમજી શકતાં નથી[1] તો પછી

૧ અરણ્યમાં પ્રવાસ કરનારા પ્રવાસીઓમાંના કોઇ એક પ્રવાસીનું બાલક માર્ગમાં પાછલે પહોરે મરણ પામ્યું, ત્યારે તેઓ અરણ્યમાંના સમીપના શ્મશાનમાં તેને લઇ ગયા, ને ત્યાં બેસી રુદન કરવા લાગ્યા. તેમની પાસે તે બાલકને બાળવાની કે દાટવાની કાંઇ સામગ્રી નહોતી. તેમને રુદન કરતાં જોઇને સમીપના વૃક્ષપર બેઠેલો એક ગીધ તેમને કહે છે:—

" अलं स्थित्वा श्मशानेऽस्मिन्, गृध्रगोमायुसंकुले ।
कंकालबहुले घोरे, सर्वप्राणिभयंकरे ॥ १ ॥
न चेह जीवितः कश्चित्कालधर्ममुपागतः ।
प्रियो वा यदि वा द्वेष्यः, प्राणिनां गतिरीदृशी ॥ २ ॥"

તેઓ શાસ્ત્રના બહુ ભેદભરેલાં વચનો સમર્થ સદ્‌ગુરુના સાહાય્યવિના ક્યાંથી સમજી શકે ? ને તેઓ તે વચનો નથી સમજી શકતાં, તેથીજ

ભાવાર્થ:—ગીધો ને શીઆળોથી ભરેલા, ભય ઉપજાવનારાં ઘણાં હાડપિંજરોવાળા, અને પોતાના સ્વરૂપથી સર્વ પ્રાણીઓને ભય ઉત્પન્ન કરનારા આ શ્મશાનમાં તમે બહુ સ્થિતિ કરી, હવે બસ કરો, ને અહિંયાંથી જાઓ. ૧. કાલધર્મને (મૃત્યુને) પામેલો કોઇ પણ પ્રાણી અહિં જીવતો થતો નથી. તે પ્રિય હોય વા દ્વેષ કરવાયોગ્ય હોય તોપણ તેની ભિન્ન ગતિ થતી નથી. સર્વ પ્રાણીઓની ગતિ આવા પ્રકારની છે. ૨.

ગીધનાં આવાં વચનો સાંભળી પાસેના ઝાડની બખોલમાં છુપાઇ રહેલું એક શીઆળ તે પ્રવાસીઓપ્રતિ નીચેનાં વચનો બોલ્યું:—

“ आदित्योऽयं स्थितो मूढाः, स्नेहं कुरुत साम्प्रतम् ।
बहुविघ्नो मुहूर्तोऽयं, जीवेदपि कदाचन ॥ १ ॥
अमुं कनकवर्णाभं, बालमप्राप्तयौवनम् ।
गृध्रवाक्यात्कथं मूढास्त्यजध्वमविशंकिताः ॥ २ ॥”

ભાવાર્થ:—હે મૂર્ખાઓ ! આ સૂર્ય હજી આથમ્યો નથી. હમણાં તમે તે બાલકપર પ્રીતિ કરો. આ મુહૂર્ત બહુ વિઘ્નવાળું છે. આ મુહૂર્ત વીત્યા પછી કદાચિત્ તે બાલક જીવતું પણ થાય. ૧. હે મૂઢો ! આ સોનાના જેવી કાંતિવાળા ને જુવાનીને નહિ પામેલા બાલકનો શંકારહિત થઇને તમે ગીધના વાકયથી શામાટે ત્યાગ કરો છો ? સૂર્યાસ્ત થાય ત્યાંસુધી તમે બેસો, ને જો તે બાલક નજ જીવતું થાય તો પછી તેને અહિં મૂકીને તમે જજો. ૨.

આ વચનો કહેવામાં ગીધનો ને શીઆળનો જે સ્વાર્થ છે તે

તેઓ, પરસ્પર નિરર્થક કલહ કરે છે, ને દુઃખી થાય છે. વિવેકી મનુષ્યો પોતાના સમર્થ સદ્ગુરુનાં વચનોવડે શાસ્ત્રનાં ગૂઢ વચનોનું તાત્પર્ય સમજવા શક્તિમાન્ થાય છે, ને તે તાત્પર્ય સમજી, જાણવાયોગ્ય જાણી, કૃતાર્થ થાય છે. ૐ.

૨૦૨. × સંવિત અને સંવેદન પર્યાય છે. એ બંનેનો અર્થ જ્ઞાન એવો થાય છે. ઘણે સ્થલે તેનો અર્થ નિરુપાધિક જ્ઞાન એટલે આત્મા અથવા બ્રહ્મ થાય છે. કોઇ સ્થલે તેનો બાહ્ય પદાર્થનું જ્ઞાન એવો અર્થ પણ થાય છે. અહિં શ્રીરામચંદ્રજીએ શંકા કરી છે કે જીવન્મુક્ત સંવેદનરહિત ને અજડરૂપ ( ચેતનરૂપ ) કેમ હોઇ શકે ? તેના સમાધાનમાં ભગવાન્ વસિષ્ઠે કહ્યું છે કે જીવન્મુક્ત પુરુષ સંવેદનવિનાનો એટલે બહારના પદાર્થોમાં સત્યપણાના જ્ઞાનવિનાનો અને અજડ એટલે કેવલ ચેતનરૂપ હોય છે. પોતે ચેતનરૂપ છતાં બહારના પદાર્થોને તે સત્યરૂપે જાણતો નથી, પણ માત્ર આભાસરૂપેજ જાણે છે. સંવેદનનો વિષય જે બહારના ઘટપટાદિ પદાર્થો તે અહિં સંવેદ્ય જાણવા. ચિત્તના વિષયરૂપ જે પદાર્થો તે ચૈત્ય કહેવાય છે.

યોગવાસિષ્ઠમાં જે ઠેકાણે અહિં સંવિત્થી કે સંવેદનથી ભિન્ન કાંઇ નથી, માત્ર સંવિત્ કે સંવેદનજ સ્ફુરે છે, એમ કહ્યું હોય ત્યાં સંવિત્ કે સંવેદનનો અર્થ બ્રહ્મતત્ત્વ જાણવું.

---

સામાન્યબુદ્ધિવાળાને નહિ સમજાય. જો સૂર્યાસ્તપહેલાં તે પ્રવાસીઓ તે બાલકને મૂકીને ચાલ્યા જાય તો તે બાલકનું પોતે ભક્ષણ કરી શકે, માટે તે પ્રવાસીઓને તે બાલકને ત્યાં મૂકીને ચાલ્યા જવાનું ગીધે કહ્યું છે; અને જો તે પ્રવાસીઓ સાંજસુધી ત્યાં રહે, ને પછી તે બાલકને મૂકીને ચાલ્યા જાય તો તે બાલકનું પોતે ભક્ષણ કરી શકે, માટે શીઆળે સાંજસુધી ત્યાં રહેવા પ્રવાસીઓને કહ્યું છે.

૨૦૩. * જેમ અતિવૃષ્ટિ થવાથી વરસાદના જલવડે નગરમાંના રાજમાર્ગ ને શેરીઓમાં રહેલી સર્વ ગંદકી દૂર થઇ તે રાજમાર્ગ ને શેરીઓ સ્વચ્છ થઇ જાય છે, તેમ ભક્તના હૃદયમાં પ્રભુની અનન્યભક્તિનો પ્રબલ વેગ પ્રકટવાથી તે પ્રબલ વેગવડે તેના હૃદયમાં ને ઇંદ્રિયોમાં રહેલા સર્વ દોષો ધોવાઇ જઇ તેનું હૃદય ને ઇંદ્રિયો પવિત્ર થઇ જાય છે. જો ભક્તના હૃદયમાં પ્રભુની અનન્યભક્તિનો પ્રબલ વેગ ન પ્રકટી શકતો હોય તે ભક્તે શનૈઃ શનૈઃ પરમાત્માની અનન્યભક્તિના વેગમાં વધારો કર્યાં કરવો, ને પોતાના અંતઃકરણમાં તથા ઇંદ્રિયોમાં જે જે દોષો વિચારથી, શાસ્ત્રવાચનથી ને સદ્‌ગુરુના ઉપદેશથી સમજાય તે તે દોષોનો પરિત્યાગ કરવાનો પ્રયત્ન ધૈર્ય, ઉત્સાહ, સાવધાનતા ને દૃઢતાથી કર્યાં કરવો જોઇએ. આવા પ્રયત્નથી તેના હૃદયના ને ઇંદ્રિયોના દોષો દૂર થઇ જાય છે.

૨૦૪. * જેટલો સમય અખંડ તત્ત્વવિચાર ચાલે તેટલો સમય તત્ત્વવિચારનો કે તત્ત્વધારણાનો ગણાય. જ્યારે ધ્યેયાકારનો પ્રવાહ ચલાવવો જોઇએ ત્યારે તેવા વિચાર પણ શાંત પાડવા જોઇએ.

પોતાના વ્યાપકસ્વરૂપનો જે વેલા વિચાર ચાલે તે વેલા બ્રહ્મ-ભાવનાની ગણાય. ×

વિક્ષેપોનો ધ્યેયમાં લય કરવામાં આવે તે યોગ્ય છે, પણ એવા વિક્ષેપો ધારણાકાલે નજ ઊઠે એમ પ્રયત્ન સેવવો જોઇએ.

પ્રાણાયામકાલે કુંભકમાં પોતાનો પ્રાણવાયુ બ્રહ્મરંધ્રમાં ગયો ને વિરામ્યો કે કેમ તે શાંત ચિત્તે અવલોકન કરવાથી જણાય છે.

યોગપ્રભાકરમાં લખેલાં યોગનાં આઠ અંગોથી ને સંપ્રજ્ઞાતયોગથી યોગાભ્યાસીને જ્ઞાનલાભ થાય. ધારણાદિની સર્વને અગત્ય છે. તેની પહેલાંનાં અંગોની અધિકારાનુસાર ન્યૂનાધિક અગત્ય છે. આસન કે પ્રાણાયામ જ્ઞાનનાં સાક્ષાત્ સાધન નથી.

દેહમાં રહેલી આરૂઢ પ્રીતિને તથા તેમાં રહેલી આત્મબુદ્ધિને ત્યજવી તે દેહાભિમાન ત્યજવું કહેવાય.

આત્મનિષ્ઠા જાગ્રત્ રાખી પ્રારબ્ધના ભોગની સમાપ્તિમાટે રાગદ્વેષરહિત પોતાનો પ્રાપ્ત વ્યવહાર જ્ઞાની કરે તેમાં તે જ્ઞાનીને હાનિ નથી.

અન્ય વિદ્યાઓ માયાની અંતરના એક એક દેશને સમજાવી તેનું આવરણ દૂર કરે છે, ને દુઃખરહિત પરમાનંદને અનુભવાવી શકતી નથી, પણ અલ્પાનંદ આપે છે, અને બ્રહ્મવિદ્યા તો માયાથી પર રહેલા ને તેનાથી અસંખ્યગણા વ્યાપક ચેતનને સમજાવી અજ્ઞાનને સર્વાંશે દૂર કરે છે, ને મનુષ્યને દુઃખરહિત પરમાનંદસ્થિતિનો અનુભવ કરાવે છે, માટે અન્ય વિદ્યાના કરતાં બ્રહ્મવિદ્યા શ્રેષ્ઠ ગણાય છે.

શરીરની અશક્તિ આદિને લીધે અન્ય સાધનો ન થઇ શકે ને તેનું ચિત્ત શાંત ને પવિત્ર હોય તો બ્રહ્મવિચારથી પણ તે મનુષ્યને જ્ઞાનલાભ થાય. *

× પરોક્ષજ્ઞાનને વા અદૃઢ જ્ઞાનને સુદૃઢ કરવા વારંવાર આદરપૂર્વક બ્રહ્માભ્યાસ કરવાનો છે, તે સ્મરણમાં રાખી તે પ્રમાણે વર્તવું. ઘણા કાલની વિપરીતભાવના—દેહાદિમાં હુંપણાની બુદ્ધિ ને જગત્માં સત્યપણાની બુદ્ધિ—સામાન્ય નિદિધ્યાસનથી દૂર થતી નથી એ ભૂલવાનું નથી.

મનનની કચાશથી શંકાઓ ઊઠે છે, ને તે દુઃખ દે છે, માટે એકાંતમાં બેસી સ્વાધિકારાનુસાર ભેદની બાધક ને અભેદની સાધક યુક્તિઓવડે આદરપૂર્વક બ્રહ્મસ્વરૂપનું મનન કરવું.

યોગવાસિષ્ઠમાં દૃષ્ટિસૃષ્ટિવાદ માન્યો છે. જેને તે ઉપદેશ કરે છે તે એકજ જીવ મુમુક્ષુ છે. તેને પોતાના ચેતનના વિવર્તરૂપ સર્વ પ્રાતિભાસિક ભાસે છે. તેને દૃઢ જ્ઞાન થવાથી પ્રાતિભાસિક જગતની નિવૃત્તિ થઇ પોતાના સર્વવ્યાપક અખંડસ્વરૂપનું સ્ફુરણ થાય છે. એવા જ્ઞાનીને પાછળ જગત્ રહે છે એવો વિચારજ રહેતો નથી, કેમકે સર્વ

પ્રાણિપદાર્થ તેની દૃષ્ટિએ બાધ પામી ગયા છે. અન્ય પ્રાતિભાસિક પ્રાણીઓને પ્રાતિભાસિક જગત્ દેખાય તેમાં જ્ઞાનીના જ્ઞાનને હાનિ પહોંચતી નથી. આ સિદ્ધાંતમાં જીવો, ઈશ્વર, માયા, અવિદ્યા ને જગત્ એ સર્વ પ્રાતિભાસિક હોવાથી તેમનાં (જીવાદિનાં) સ્વરૂપો જાણવાની અગત્ય રહેતી નથી. જેઓ આ સિદ્ધાંત ન સમજી શકે તેને માટે સૃષ્ટિદૃષ્ટિવાદ છે. તેમાં જીવોનાં પૂર્વકર્માનુસાર ઈશ્વર આકાશાદિ સૃષ્ટિ રચે છે. આ સિદ્ધાંતમાં અવિદ્યામાં એટલે કારણશરીરમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ જીવ છે, ને શુદ્ધસાત્ત્વિક, સૂક્ષ્મતર ને આકાશથી વધારે વ્યાપક દ્રવ્ય જેને માયા કહેવામાં આવે છે, તેમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ ઈશ્વર કહેવાય છે. આ સિદ્ધાંતમાં ઘણા જીવો માન્યા છે, તેથી જે જે જીવને મોક્ષ થાય છે તેને માયા ને માયાનાં કાર્યોનો બાધ થાય છે, ને અન્ય અજ્ઞાનીઓને તેમાં સત્યપણાની બુદ્ધિ રહે છે.

બંને સિદ્ધાંતમાં જીવન્મુક્તને માયા તુચ્છ એટલે શૂન્યરૂપ ભાસે છે. શૂન્ય એટલે અભાવ. વસ્તુતાએ જે ન હોય તેને પ્રતીત કરાવનાર ને પ્રતીત થનાર માયા કહેવાય છે. પ્રાજ્ઞનામનો જીવ બીજા સિદ્ધાંત-પ્રમાણે ઈશ્વરથી અભિન્ન હોય છે.

જ્ઞાની સર્વમાં આત્મારૂપે રહેલા છે, તેથી તેઓ પોતાના સર્વાત્મ-ભાવવડે પોતાના સ્વરૂપમાં સર્વનો સદ્ભાવ ધારી આ વિશ્વમાં જે કાંઇ છે તે હું છું, એમ કહી શકે. *

૨૦૫. × × આ સ્થૂલશરીરમાં હાડકાં આદિ જેટલો કઠિન ભાગ છે તે પૃથિવીતત્ત્વનો છે, રુધિરાદિ જેટલો પ્રવાહી ભાગ છે તે જલતત્ત્વનો છે, શરીરમાં ઉષ્ણતા રાખનારો જેટલો ઉષ્ણ ભાગ છે તે તેજસ્તત્ત્વનો છે, શરીરના અવકાશમાં પોતપોતાનું કામ કરનારા જે ગતિવાળા પ્રાણવાયુઓ છે તે વાયુતત્ત્વના ભાગરૂપ છે, અને આ સ્થૂલ-શરીરમાં પ્રાણવાયુના હેતુભૂત જે સૂક્ષ્મ ને સ્થૂલશરીરના અવકાશવાળા

ભાગમાં રહેનારું દ્રવ્ય છે તે આકાશતત્ત્વના ભાગરૂપ છે. આવી રીતે વિચાર કરતાં આપણું સ્થૂલશરીર સ્થૂલ પાંચ ભૂતોના કાર્યરૂપ છે, એમ સમજાય છે. આ સ્થૂલ પાંચ ભૂતો જડ હોવાથી આપણું સ્થૂલ-શરીર પણ જડજ છે, ચેતનરૂપ વા આત્મા નથી. સ્થૂલશરીરમાં જે ચેતના—સુખદુઃખનું ભાન—પ્રતીત થાય છે તે ચેતનનો જ્ઞાનસ્વભાવ તેમાં સંક્રાંત થયેલા હોવાથી થાય છે. ઘણા કાલની ભ્રાંતિથી મનુષ્યાદિને સ્થૂલશરીરમાં હુંપણાનું એટલે આત્માનું ભાન થાય છે. મનુષ્ય આ ભ્રાંતિને વશ રહી જ્યાંસુધી તેમાંથી આત્મબુદ્ધિનો પરિત્યાગ કરતો નથી ત્યાંસુધી તે સ્થૂલશરીરની સાથે સંબંધવાળા પ્રાણિપદાર્થોમાં રહેલી મમતા ત્યજી શકતો નથી, ને તે મમતાવડે તે વારંવાર તૃષ્ણા, ખેદ ને ગર્વાદિને વશ થઇ દુઃખાનુભવ કર્યાં કરે છે. સ્થૂલશરીરમાં રહેલી અહંતા પણ સ્થૂલશરીરનાં સુખદુઃખોને આત્મામાં પ્રતીત કરાવી ગર્વ, હર્ષ વા ખેદને વશ કરાવી દુઃખી કરે છે. સ્થૂલદેહમાં રહેલી હુંપણાની ભ્રાંતિ સર્વ પ્રકારનાં દુઃખોને ઉત્પન્ન કરનારી હોવાથી વિવેકી મનુષ્યે વિવેક-વડે તેનો પરિત્યાગ કરી દેવો જોઇએ. ઘડાનો દ્રષ્ટા જેમ ઘડાથી ભિન્ન છે, તેમ સ્થૂલશરીરના સ્વરૂપનો વિવેક કરનાર આત્મા સ્થૂલશરીરથી અને તેના ધર્મોથી ભિન્ન છે એમ નક્કી થાય છે. "મારું શરીર" આવો પ્રયોગ લોકો કરે છે તે ઉપરથી પણ પોતાનું સ્થૂલશરીર માન-નાર આત્મા સ્થૂલશરીરથી ભિન્ન છે. "હું ગૌર છું" "હું શ્યામ છું" ઇત્યાદિ પ્રયોગો તો ઘણા કાલની સ્થૂલશરીરમાં રહેલી હુંપણાની ભ્રાંતિને લીધે લોકો કરે છે. ચાર ભૂતોનાં પરમાણુઓ ભેળાં થવાથી ચેતના-વાળું શરીર ઉપજે છે એમ કહી શકાય નહિ, કેમકે પ્રત્યેક પરમાણુ જડ હોવાથી તેના સમૂહમાં ચેતનધર્મ ઉપજી શકે નહિ. પ્રત્યેક પરમા-ણુને ચેતનધર્મવાળું માનવામાં આવે તો એક સ્થૂલશરીરમાં અસંખ્ય ચેતનો માનવાં પડશે, ને તેથી શરીરનો નિયમિત વ્યવહાર કયું ચેતન ચલાવે છે તે નક્કી થઇ શકશે નહિ.

વાણી, હાથ, પગ, ઉપસ્થ ને ગુદા આ પાંચ કર્મેન્દ્રિયો; શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા ને નાસિકા આ પાંચ જ્ઞાનેન્દ્રિયો; પ્રાણ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન આ પાંચ પ્રાણો; અને મન તથા બુદ્ધિ આ સત્તર તત્ત્વોના સમૂહરૂપ સૂક્ષ્મશરીર છે. પાંચ કર્મેન્દ્રિયો ને પાંચ જ્ઞાનેન્દ્રિયોનાં ગોલકો જે સ્થૂલશરીરના અવયવરૂપ છે તે આપણા જોવામાં આવે છે, પણ તેમાં કામ કરતી સૂક્ષ્મ ઇંદ્રિયો આપણા જોવામાં આવતી નથી, તેમની ક્રિયા ને જ્ઞાનવડે તેમના સદ્‌ભાવનું અનુમાન થાય છે. પાંચ પ્રાણોનો સદ્‌ભાવ તેમની સ્થૂલશરીરમાં થતી ક્રિયાઓદ્વારા અનુમાન કરાય છે. સંકલ્પવિકલ્પ કરનારું અંતઃકરણ મન, ને નિશ્ચય કરનારું અંતઃકરણ બુદ્ધિ કહેવાય છે. આ સત્તર તત્ત્વો પાંચ અપંચીકૃત ભૂતોમાંથી ઉત્પન્ન થયેલાં હોવાથી, ને એ પાંચ અપંચીકૃત ભૂતો જડ હોવાથી તેના કાર્યરૂપ આ સત્તર તત્ત્વો પણ જડ છે. એવી રીતે સૂક્ષ્મશરીર પણ જડ હોવાથી તે આત્મા વા ચેતનરૂપ નથી. સૂક્ષ્મશરીરના સ્વરૂપનો વિવેક કરનાર, એ સત્તર તત્ત્વોનો દ્રષ્ટા, ને એ તત્ત્વોમાંના પ્રત્યેક તત્ત્વને તથા તેમના સમૂહરૂપ સૂક્ષ્મશરીરને મારું કહેનાર, આત્મા સૂક્ષ્મશરીરથી ભિન્ન છે. જ્યાંસુધી મનુષ્ય કર્મેન્દ્રિયોની ને તેના ધર્મોની સાથેની, જ્ઞાનેન્દ્રિયોની ને તેના ધર્મોની સાથેની, પ્રાણોની ને તેના ધર્મોની સાથેની, અને મનબુદ્ધિની ને તેના ધર્મોની સાથેની, એકતાની ભ્રાંતિ ત્યજતો નથી ત્યાંસુધી તે દુઃખરહિત પરમાનંદને પ્રાપ્ત થઇ શકતો નથી. જેઓ એ જડ પદાર્થોની સાથેની આત્માના એકપણાની ભ્રાંતિ સ્વાનુભવવડે ત્યજે છે તેઓ દુઃખરહિત શાશ્વત પરમાનંદને અભેદભાવે પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થાય છે. બુદ્ધિની સાથેની આત્માના અભેદની ભ્રાંતિ અપરિમિત સમયથી ચાલતી આવે છે. તે ભ્રાંતિ બુદ્ધિના ધર્મોનો ને આત્માના સ્વભાવોનો વિચાર કરી દૂર કરવી જોઇએ. અંતઃકરણની જાગ્રત્ તથા સ્વપ્નાવસ્થામાં બુદ્ધિ હોય છે, સુષુપ્તિઅવસ્થામાં તે બુદ્ધિ બીજભાવને પામી જાય છે, ને તુરીયાવસ્થામાં તે મિથ્યાપણાને

પ્રાપ્ત થાય છે, પરંતુ આત્મા તો જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ ને તુરીયા આ ચારે અવસ્થામાં વિદ્યમાન રહેનારો છે. બુદ્ધિ મોક્ષકાલે વિનાશ પામનારી, ચેતનવડે જ્ઞાનધર્મવાળી પ્રતીત થનારી છતાં વસ્તુતાએ જડધર્મવાળી, ને દુઃખદ પદાર્થોના વિશેષ પક્ષપાતવાળી હોવાથી દુઃખરૂપ છે; અને આત્મા અવિનાશી, સર્વદા સ્વાભાવિક જ્ઞાનસ્વભાવવાળો, ને સર્વદા પરમાનંદસ્વરૂપ છે. અંતઃકરણ વા બુદ્ધિનું બહિર્મુખપણું રોકી આત્મસ્વરૂપનું આદરપૂર્વક ધ્યાન કરવાથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતાં બુદ્ધિ આત્માથી ભિન્ન છે એમ સ્પષ્ટ અનુભવાય છે.

સૂક્ષ્મશરીરના હેતુભૂત કારણશરીરથી વા અજ્ઞાનના અંશથી પણ આત્મા ભિન્ન છે. કારણશરીર સુષુપ્તિ અવસ્થામાં જીવના ઉપાધિરૂપે વા વિશેષણરૂપે રહે છે. કારણશરીર મોક્ષકાલે બાધ પામી પ્રકૃતિની સાથે ભળી જનારું હોવાથી વિનાશી, પોતાથી સત્તાસ્ફૂર્તિવિનાનું હોવાથી જડ, અને સ્થૂલ તથા સૂક્ષ્મશરીરમાં અનુભવાતાં દુઃખોને પોતાનામાં બીજરૂપે ધારણ કરનારું હોવાથી દુઃખરૂપ છે, પણ આત્મા તો તેનાથી વિપરીત એટલે સચ્ચિદાનંદસ્વભાવવાળો છે. જેઓ કારણશરીરથી ભિન્ન આત્મા છે એમ સ્વાનુભવથી જાણે છે તેઓ પુનરાવૃત્તિરહિત મોક્ષને પ્રાપ્ત થાય છે.

જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ આ અંતઃકરણની ત્રણ અવસ્થાઓની, અને સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ આ ત્રણ શરીરોની સાથે પોતાનો અભેદ માનનારું ચેતન જીવ કહેવાય છે. અંતઃકરણની જાગ્રદવસ્થા ને સ્થૂલશરીરની સાથે પોતાનો અભેદ માનનારું ચેતન વિશ્વનામનો જીવ કહેવાય છે, અંતઃકરણની સ્વપ્નાવસ્થા ને સૂક્ષ્મશરીરની સાથે પોતાનો અભેદ માનનારું ચેતન તૈજસનામનો જીવ કહેવાય છે, અને અંતઃકરણની સુષુપ્તિ અવસ્થા ને કારણશરીરની સાથે પોતાનો અભેદ માનનારું ચેતન પ્રાજ્ઞનામનો જીવ કહેવાય છે. કૂટસ્થમાં—આત્મામાં—વા જીવના પારમાર્થિક સ્વરૂપમાં પ્રાજ્ઞનામનો જીવ કલ્પાય છે, પ્રાજ્ઞનામના જીવમાં

તૈજસનામનો જીવ કલ્પાય છે, અને તૈજસનામના જીવમાં વિશ્વનામનો જીવ કલ્પાય છે. વિશ્વનો તૈજસમાં, તૈજસનો પ્રાજ્ઞમાં, ને પ્રાજ્ઞનો કૂટસ્થમાં બાધ કરી તે કૂટસ્થનો બ્રહ્મથી અભેદ અનુભવવાથી મનુષ્યને મોક્ષલાભ થાય છે. પોતાના મનુષ્યશરીરને સાર્થક કરવા ઇચ્છનારે આ પ્રમાણે ત્રણ કલ્પિત જીવોનો લય કરી મોક્ષાનુભવ કરવો જોઇએ.

શુદ્ધસત્ત્વગુણથી યુક્ત ચેતન ઈશ્વર કહેવાય છે. શુદ્ધસત્ત્વગુણનું અન્ય નામ માયા હોવાથી માયાવિશિષ્ટ ચેતન તે ઈશ્વર એમ પણ કહેવાય છે. એ ઈશ્વર વ્યવહારકાલે બ્રહ્મથી ભિન્ન પ્રતીત થતા હોવાથી વ્યાવહારિક કહેવાય છે. શ્રીઈશ્વર આ દૃશ્યપ્રપંચની ઉત્પત્તિના, સ્થિતિના ને પ્રલયના કારણરૂપ છે. તેઓ જીવોનાં પૂર્વકર્માનુસાર નવી સૃષ્ટિની ઉત્પત્તિ પોતાના સત્યસંકલ્પના, સર્વજ્ઞપણાના ને સર્વશક્તિમાન્પણાના અદ્ભુત સામર્થ્યથી કરે છે. શ્રીઈશ્વરે જ્યારે પહેલામાં પહેલી સૃષ્ટિ રચી હશે ત્યારે તે સૃષ્ટિમાં ઉત્પન્ન થનારા જીવોનાં પૂર્વકર્મો હોવાનો સંભવ નથી, તેથી જીવોનાં પૂર્વકર્માનુસાર શ્રીઈશ્વર નવી સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે એમ કહેવું યોગ્ય નથી, એવી શંકા ન કરવી, કેમકે જીવોને અનાદિ માનવામાં આવે છે. તમે જેને પહેલામાં પહેલી સૃષ્ટિ કહો છો તેની પૂર્વે પણ જીવો તથા સૃષ્ટિ હતાં. જો જીવોની ઉત્પત્તિ માનીએ તો તેમાં ઘણા દોષોની પ્રાપ્તિ થાય છે. અસંગ ને અવિકારી બ્રહ્મમાંથી જીવોની ઉત્પત્તિ થઇ શકે નહિ. બ્રહ્મમાંથી જીવોની ઉત્પત્તિ થાય છે એમ માનીએ તો બ્રહ્મને સંગી ને વિકારી માનવું પડે. બ્રહ્મને સંગી ને વિકારી માનવું એ શ્રુતિસ્મૃતિથી વિરુદ્ધ છે, તથા જે સંગી ને વિકારી હોય તે વિનાશી હોય છે એ નિયમે બ્રહ્મ પણ વિનાશી ઠરશે. એવા વિનાશી બ્રહ્મની પ્રાપ્તિને મોક્ષ કહી શકાશે નહિ. જો કદાચ તેમ માનીએ તો તેવા મોક્ષને માટે કોઇ વિવેકીઓ પ્રયત્ન કરશે નહિ, અને મોક્ષ મેળવવાનો ઉપદેશ કરનારાં સત્શાસ્ત્રોનાં ને તત્ત્વજ્ઞોનાં વચનો નિરર્થક થઇ જશે. આ સર્વ દોષોનો વિચાર કરતાં જણાય છે

કે બ્રહ્મમાંથી જીવોની ઉત્પત્તિ થઇ છે એમ માનવું ભૂલભરેલું છે. ઈશ્વરમાંથી જીવોની ઉત્પત્તિ થઇ છે એમ કહેવું પણ યોગ્ય જણાતું નથી. જેમ બળતા મોટી ઉપાધિવાળા અગ્નિમાંથી તણખાઓ નીકળે છે, તેમ ઈશ્વરમાંથી જીવો ઉત્પન્ન થાય છે એમ કહેવામાં આવે તો તણખાઓમાં જે અગ્નિ છે તે મોટી ઉપાધિવાળા અગ્નિથી ભિન્ન નથી, ને તે તણખાની નાની ઉપાધિ વસ્તુતાએ મોટી ઉપાધિથી ભિન્ન નથી, પણ તેના અંશરૂપ છે. એમ જીવોમાં જે ચેતન છે તે ઈશ્વરમાં રહેલા ચેતનથી ભિન્ન નથી, અને ઈશ્વરના શુદ્ધસત્ત્વગુણરૂપ મોટી ઉપાધિથી અસંખ્ય જીવોની મલિનસત્ત્વગુણરૂપ ઉપાધિ ભિન્ન નથી, પણ તે મોટી ઉપાધિના અંશરૂપ છે, આમ હોવાથી જીવોની ઈશ્વરમાંથી ઉત્પત્તિ થાય છે એમ માની શકાતું નથી. જીવનો ચેતનભાગ તો ઉત્પત્તિ-રહિત હોવાથી તેની ઉત્પત્તિ થઇ શકતી નથી, ને ઉપાધિરૂપ તેના જડભાગની ઉત્પત્તિ માનવામાં આવે તો તેથી જીવના શરીરની ઉત્પત્તિ થાય છે એમ કહેવાય, પણ જીવની પોતાની ઉત્પત્તિ થાય છે એમ સિદ્ધ ન થાય. જીવોના શરીરોની ઉત્પત્તિના સ્વીકારમાં વિદ્વાનોને કોઇ પણ પ્રકારનો વિરોધ નથી. વળી ઈશ્વરમાંથી નવા જીવોની ઉત્પત્તિ માનતાં ઈશ્વરમાં વિષમતા તથા ક્રૂરતા એવા બે દોષોની પ્રાપ્તિ થાય છે. બધા નવા જીવોને ઈશ્વરે સમાનજ ઉત્પન્ન કર્યા એમ તો કહી શકાય નહિ, કેમકે સ્વેચ્છાએ બધાને સરખા ઉત્પન્ન કર્યા હોય તો તે એકજ પ્રકારના શરીરવાળા, સમાન બુદ્ધિવાળા, સમાન શરીરસામર્થ્યવાળા, સમાન ઐશ્વર્યવાળા, સમાન ધંધાવાળા, સ્ત્રીપુરુષના ભેદવિના સમાન જાતિવાળા, ને સમાન જ્ઞાનવાળા હોવા જોઇએ. ઉપર કહેલી રીતે સર્વ જીવોની સમાન સ્થિતિ ઉત્પત્તિકાલે હોય તો તેથી કોઇ પણ પ્રકારે વ્યવહાર ચાલી શકે નહિ, તેથી વ્યવહારલોપનામના દોષની પ્રાપ્તિ થાય, ને જો આરંભમાં ભિન્ન ભિન્ન જાતિવાળા ને ભિન્ન ભિન્ન

યોગ્યતાવાળા જીવોની ઉત્પત્તિ કરી એમ કહેવામાં આવે તો તે જીવોના ભિન્ન ભિન્ન સ્થિતિમાં મૂકનારાં પૂર્વકર્મો કાંઇ નહોતાં, છતાં ઈશ્વરે તેમને આવા વિષમ સ્થિતિમાં કેમ મૂકયા એ પ્રશ્ન ઉદ્ભવે છે. સ્વતંત્ર ઈશ્વરે પોતાની ઇચ્છાથી તેમને તેવી સ્થિતિમાં મૂક્યા એમ કહો તો ઈશ્વરમાં વિષમતાનો દોષ આવે છે. ન્યાયી ઈશ્વરમાં વિષમતાનો દોષ આરોપવો તે કોઇ પણ પ્રકારે યોગ્ય નથી. વળી કર્મનિરપેક્ષ ઈશ્વરે જીવોને ઉત્પન્ન કરી તેમને સુખના કરતાં દુ:ખ બહુ આપ્યું, તથા બહુ દુ:ખાનુભવ કરાવનારાં નરકો રચ્યાં, તેથી ઈશ્વરમાં ક્રૂરતાના દોષની પ્રાપ્તિ થાય છે. પરમદયાલુ ઈશ્વરને ક્રૂર કહેવા એ વચન અયોગ્ય હોવાથી શોભતું નથી. આ સર્વ કથનનો નિષ્પક્ષપાતપણે વિચાર કરતાં નક્કી થાય છે કે ઈશ્વરમાંથી જીવોની ઉત્પત્તિ થઇ એમ માનવું એ યુક્તિયુક્ત નથી.

માયામાંથી જીવોની ઉત્પત્તિ થઇ છે એમ પણ કહી શકાતું નથી, કેમકે માયા જડ છે, તેમાંથી ચેતનરૂપ જીવોની ઉત્પત્તિ થઇ શકે નહિ. જેનો જેમાં અત્યંતાભાવ હોય તેની તેમાંથી ઉત્પત્તિ થઇ શકતી નથી. રેતીમાં તેલનો અત્યંતાભાવ છે તો કુશલમાં કુશલ ઘાંચી પણ તેમાંથી તેલ કાઢી શકતો નથી. જેમ જડ મૃત્તિકાદિમાંથી ચેતનરૂપ વૃશ્ચિકાદિ ઉપજે છે તેમ જડ માયામાંથી ચેતનરૂપ જીવો ઉત્પન્ન થઇ શકે એમ કહો તો તેના ઉત્તરમાં કહેવાનું કે જડ મૃત્તિકાદિમાંથી વૃશ્ચિકાદિનાં જડ શરીરો ભલે ઉપજે, પણ તે શરીરમાં રહેલો જીવ જડ માટી આદિ-માંથી ઉપજતો નથી. આવી રીતે જડ માયામાંથી જીવોનાં શરીરો ઉપજે છે એ વાત સત્ય છે, પણ તે જડ માયામાંથી ચેતનરૂપ જીવો ઉપજી શકતા નથી.

જીવોની પોતાનામાંથી ઉત્પત્તિ માનતાં આત્માશ્રયદોષની પ્રાપ્તિ થાય છે. વળી વ્યવહારમાં કોઇની પોતાનામાંથી ઉત્પત્તિ થતી હોય એમ કયાંઇ જોવામાં પણ આવતું નથી.

ઉપર કહેલી રીતે બ્રહ્મમાંથી, ઈશ્વરમાંથી, માયામાંથી કે પોતાનામાંથી જીવોની ઉત્પત્તિ થવાનો અસંભવ હોવાથી તે અનાદિ છે એમ સ્વીકારવામાં આવે છે.

આગળ કહ્યા પ્રમાણે આ જગતના સૂક્ષ્મતર કારણરૂપ માયા ને તે માયાએ રોકેલું ચેતન એ બે મળીને થયેલું તત્ત્વ ઈશ્વર કહેવાય છે. એ ઈશ્વર કારણરહિત અનાદિ છે. અસંગ બ્રહ્મમાંથી તેમની ઉત્પત્તિ સંભવે નહિ, જડ માયામાંથી પણ ચેતનસ્વભાવવાળા તેમની ઉત્પત્તિ સંભવી શકે નહિ, પોતાનામાંથી પણ તેમની ઉત્પત્તિ સંભવી શકે નહિ, અને અલ્પજ્ઞ જીવમાંથી પણ તેમની ઉત્પત્તિ સંભવી શકે નહિ, તેથી ઈશ્વર અનાદિ છે. કેટલાક મનુષ્યો ઈશ્વરને સાકાર–મનુષ્યના જેવા આકારવાળા–સમજે છે, અને તેઓ અમુક લોકમાં એવે રૂપે સર્વદા રહે છે એમ તેઓ માને છે; આ તેમનું સમજવું ને માનવું પોતાના અંતઃકરણવિષે તેમના સ્વરૂપમાં પ્રીતિનો ઉત્તરોત્તર વધારો કરવામાટે હોય ત્યાંસુધી તેમનું તે માનવું તેમના ચિત્તની યોગ્યતા વધારવામાં ઉપયોગી હોવાથી તેના સંબંધમાં કાંઇ કહેવાનું નથી, પણ તેમનું તેવુંજ સ્વરૂપ છે, ત્યાંજ તેમના સ્વરૂપનો અવધિ છે, અને નિરાકાર બ્રહ્મ તો તેમનો પ્રકાશ છે, એમ દુરાગ્રહપૂર્વક કહેવામાં આવે, ને વસ્તુસ્થિતિનો ન્યાય્યબુદ્ધિથી કાંઇ પણ વિચાર કરવામાં ન આવે, ત્યાં તેમના દુરાગ્રહવાળા વિચારોનું સૂક્ષ્મબુદ્ધિથી અવલોકન કરી તેમના વિચારોના સત્યાસત્યપણાનો નિશ્ચય કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. ઈશ્વર મનુષ્યના શરીરના જેવા આકારવાળા ને એકદેશમાં રહેનારા હોય તો તેમને અવશ્ય ઉત્પત્તિવિનાશવાળા માનવા પડે. ઈશ્વર ઉત્પત્તિવિનાશરૂપ ધર્મવાળા છે, સાવયવ હોવાથી, જે જે પદાર્થ આકારવાળો એટલે સાવયવ હોય છે તે તે પદાર્થ ઉત્પત્તિવિનાશવાળો હોય છે, જેમ ઘટાદિ, આ અનુમાનપ્રમાણથી એવા ઈશ્વરને ઉત્પત્તિવિનાશવાળા

માન્યા વિના છૂટકો થતો નથી. તેમના અવયવો એટલે તેમના શરીરનાં પરમાણુઓ દિવ્ય હોવાથી તેમના શરીરનાં ઉત્પત્તિનાશ થતાં નથી એમ કહેવામાં આવે તો તે કથન પણ યોગ્ય નથી, કેમકે દિવ્ય ને અદિવ્ય એમ બે પ્રકારનાં પરમાણુ માની દિવ્ય પરમાણુવાળા શરીરનાં ઉત્પત્તિવિનાશ થતાં નથી એમ કોઈ પ્રામાણિક શાસ્ત્રમાં કહ્યું હોય એમ જાણવામાં નથી. પરમાણુ પોતેજ નાશવાળાં છે એમ ભગવાન્ મનુ કહે છે, અને સાંખ્યદર્શન, યોગદર્શન ને વેદાંતદર્શન પણ તેમને સ્પષ્ટ રીતે ઉત્પત્તિવિનાશવાળાં કહે છે. સામાન્યબુદ્ધિથી વિચાર કરતાં પણ ઈશ્વર જો સાવયવ હોય તો તેમનો કોઇ પણ કાલે વિનાશ થવો સંભવિત છે એમ સમજાય છે. ઈશ્વરના આકારના નિશ્ચયમાં પરમાનુરાગ હોવાથી જેમને તેમના વાસ્તવિક નિરાકાર સ્વરૂપવિષે વિચાર કરવાની ઇચ્છાજ ન પ્રકટે તેમની આગળ તો પ્રમાણો ને યુક્તિઓનું કથન નિરુપયોગી છે. મહાપ્રલયકાલપર્યંત ઈશ્વર કોઈ પણ શુદ્ધસત્ત્વગુણપ્રધાન લોકમાં તેમની ભક્તિ કરનારાઓની ભાવનાપ્રમાણે સાકારરૂપે રહે, ને ભક્તોને તેમની તેવી પ્રતીતિ થાય તેમાં વ્યવહારપક્ષે કાંઇ પણ વિરોધ નથી, પરંતુ મહાપ્રલય થયા પછી પણ તેઓ પોતાના પ્રતીત થતા આકારનો પરિત્યાગ કરી બ્રહ્મસ્વરૂપે સ્થિત થતા નથી એમ માનવું વિરોધવાળું છે. સાકારનો અવધિ નિરાકાર છે એમ સાકાર દ્રવ્યોનો વિનાશ થતાં આપણને અનુભવાય છે, આ અનુભવપ્રમાણે વિચાર કરતાં ઈશ્વરની બ્રહ્મરૂપે સ્થિતિ થવી જોઇએ. વળી ઈશ્વરને પ્રકાશમય ઘાટા દ્રવ્યરૂપ માની બ્રહ્મને તેના પ્રકાશરૂપ એટલે વિરલ દ્રવ્યરૂપ માનવું એ પણ શ્રુતિસ્મૃતિથી વિરુદ્ધ છે. વસ્તુતાએ ઈશ્વર માયાના પ્રદેશમાં વ્યાપક છે, તેથી સર્વ પ્રાણિપદાર્થના કારણરૂપ સૂક્ષ્મતર અંશમાં તેઓ રહેલા છે, ને ત્યાં રહીને તે પ્રાણિપદાર્થોના સંસ્કારોપ્રમાણે તેમની વ્યવસ્થા તેઓ કરે છે. આવી રીતે ઈશ્વર સર્વવ્યાપક

છતાં પણ પોતાની કર્મફલપ્રદાતા સત્તા ને સત્યસંકલ્પસ્વભાવને લીધે મનુષ્યોનાં કર્મ ને ચિંતન પ્રમાણે તેઓ પોતાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોની, પોતાના ભિન્ન ભિન્ન વ્યવહારોની, ને પોતાના ભિન્ન ભિન્ન લોકોની પ્રતીતિ તેમને કરાવે છે.

માયારૂપ ઉપાધિથી રહિત ને નિરતિશય-માયાથી અસંખ્યગુણ-વ્યાપક ચેતન બ્રહ્મ કહેવાય છે. બ્રહ્મ સર્વ પ્રાણિપદાર્થોના આત્મારૂપે સર્વ પ્રાણિપદાર્થોમાં વ્યાપીને રહ્યું છે. ભૌતિક પદાર્થો, મહાભૂતો ને માયામાં વ્યાપીને તેઓમાં તથા તેમની બહાર પણ તે રહ્યું છે. એ સૂક્ષ્મતમ દ્રવ્ય છે. તેનાથી વધારે સૂક્ષ્મ દ્રવ્ય આ લોકોમાં કે આ લોકોથી બહાર ક્યાંઇ પણ નથી. તે સત્, ચિત્, આનંદ ને અસંગાદિ સ્વભાવવાળું છે. સર્વ પ્રાણિપદાર્થોને સત્તાસ્ફૂર્તિ આપનારું દ્રવ્ય તેજ છે. પવિત્ર, સૂક્ષ્મ, એકાગ્ર, શાંત ને વેદાંતના સંસ્કારયુક્ત અંતઃકરણવાળા જ્ઞાનીઓ તે બ્રહ્મને પોતાના અંતઃકરણમાં સત્તારૂપે તથા જ્ઞાનરૂપે અનુભવી શકે છે. આ બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થવાથી મનુષ્ય તે સ્થિતિને-દુઃખ-રહિત પરમાનંદરૂપ અવસ્થાને-બ્રહ્મને-અભેદભાવે પ્રાપ્ત થાય છે.

મનુષ્યોને બ્રહ્મનો અપરોક્ષાનુભવ થવાથીજ તેઓ કૃતાર્થ થાય છે એમ જણાવવા સર્વ શાસ્ત્રોનો અધિકારીઓના ચિત્તની યોગ્યતાની ન્યૂનાધિકતાપ્રમાણે ન્યૂનાધિક પ્રયત્ન છે. જેઓ સકામકર્મના અધિકારી છે તેમને તેમના અધિકારાનુસાર શાસ્ત્ર સકામકર્મનો ઉપદેશ કરે છે. સકામકર્મના યથાયોગ્ય અનુષ્ઠાનથી તેઓ ઇચ્છિત વિષયો મેળવી તેનો ઉપભોગ કરે છે, ને તે ઉપભોગવડે કાલે કરીને તેમની ભોગ-વાસના ક્ષીણ થતાં તેઓ સકામકર્મને દોષવાળાં જુએ છે, ને શાસ્ત્રોક્ત નિષ્કામકર્મનું માહાત્મ્ય તેમને સમજાવા લાગે છે. તેવા અધિકારીઓ-પ્રતિ શાસ્ત્ર નિષ્કામકર્મનો ઉપદેશ કરે છે. તેવા અધિકારીઓ કર્તા-પણાનું અભિમાન ત્યજી તથા તે તે કર્મના આ લોકના તથા પરલોકના

ફલની તૃષ્ણાનો પરિત્યાગ કરી શાસ્ત્રોક્ત નિષ્કામકર્મનું અનુષ્ઠાન આદર ને વિધિથી કરે છે. એમ વર્તવાથી તેમના અંતઃકરણની શુદ્ધિ થાય છે. એવા પવિત્ર અંતઃકરણવાળા અધિકારીઓને પરમાર્થમાં આગળ વધારવામાટે શાસ્ત્ર તેમને ભક્તિનો, યોગનો વા વિવેકાદિ સાધનોવડે આત્માથી અભિન્ન બ્રહ્મને જાણવાનો ઉપદેશ કરે છે. પરમાત્મામાં પરમપ્રેમ રાખી શકવાના બલવાળા અધિકારીઓ પરમાત્માની અનન્યભક્તિની પ્રાપ્તિવડે તેઓશ્રીની કૃપાથી તેમના વાસ્તવિક સ્વરૂપને અનુભવી કૃતાર્થ થાય છે. યોગાનુષ્ઠાનના અધિકારીઓ ચિત્તનિરોધવડે ચિત્તના પરિણામરૂપ વૃત્તિઓને રોકી આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ થાય છે. બ્રહ્મવિચાર કરી શકવાના બલવાળા અધિકારીઓ વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ સંપત્તિ, ને તીવ્ર મુમુક્ષુતા આ ચાર સાધનો પ્રાપ્ત કર્યા પછી પોતાના શ્રીસદ્ગુરુદ્વારા આદરપૂર્વક બ્રહ્મસ્વરૂપનું શ્રવણ, બ્રહ્મસ્વરૂપના સંબંધનું એકાંતમાં ચિરકાલ આદરપૂર્વક મનન, અને અંતઃકરણની જડપદાર્થોને આકારે પરિણામ પામનારી વૃત્તિઓને ઉત્સાહ, ધૈર્ય, સાવધાનતા ને દઢતાથી રોકી આત્માથી અભિન્ન બ્રહ્મને વિષય કરનારી વૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવવારૂપ નિદિધ્યાસન પરમાદરપૂર્વક દીર્ઘકાલપર્યંત કરી, પછી તેના પરિપાકવડે આત્માથી અભિન્ન બ્રહ્મનો દઢ સાક્ષાત્કાર કરી કૃતાર્થ થાય છે. શુભકર્મ, ભક્તિ, યોગ ને બ્રહ્મજ્ઞાનથી ભિન્ન વિષયનું નિરૂપણ કરનારા ગ્રંથોમાંના કેટલાક ગ્રંથો પરિણામે યોગ્ય મનુષ્યોના ચિત્તોમાં વૈરાગ્ય ઉપજાવનારા છે, કેટલાક ગ્રંથો તેમાં કહેલી રીતે વર્તવાથી પરોપકારવડે મનુષ્યોનાં અંતઃકરણોની શુદ્ધિમાં ઉપયોગી થનારા છે, ને કેટલાક ગ્રંથો તેમાં કહેલા પદાર્થોનો વિચાર કરવાથી મનુષ્યોના અંતઃકરણોની સૂક્ષ્મતા વધારવામાં ઉપયોગી થનારા છે. વૈરાગ્ય, અંતઃકરણની શુદ્ધિ, ને અંતઃકરણની સૂક્ષ્મતા બ્રહ્મજ્ઞાન મેળવવામાં ઉપયોગી થાય છે.

આવી રીતે સર્વ શાસ્ત્રો સાક્ષાત્ કે પરંપરાવડે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરે છે, ને તે બ્રહ્મના દૃઢ જ્ઞાનવડે મનુષ્યને મોક્ષ થાય છે એમ જણાવે છે. જે મનુષ્ય બ્રહ્મનું દૃઢ જ્ઞાન પ્રાપ્ત કરે છે તે મનુષ્યને પછી આ જગત્માં કાંઇ પણ કર્તવ્ય અવશેષ રહેતું નથી.

ભૂર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ ને સત્ય આ સાત લોકો ને તેમાં રહેલા પ્રાણિપદાર્થો મિથ્યા છે, અને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ સત્ય છે, આવો વિવેક પોતાના હૃદયમાં સુસ્થિર થયા પછી જે મનુષ્ય આ લોકોના ભોગોથી માંડીને સત્યલોકસુધીના ભોગોમાં ઉદાસીન થાય છે, તે મનુષ્ય શ્રીસદ્ગુરુપાસે બ્રહ્મસ્વરૂપનું શ્રવણ કરવામાટે મુખ્યાધિકારી ગણાય છે. એવો ઉત્તમાધિકારી પ્રથમ શ્રીસદ્ગુરુદ્વારા અદ્વિતીય બ્રહ્મના સ્વરૂપનું આદરપૂર્વક શ્રવણ કરી, પછી એકાંતમાં યોગ્ય યુક્તિઓવડે તેનું મનન કરી, બ્રહ્મનું પરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરે છે. પછી તે અધિકારી આદરપૂર્વક દીર્ઘકાલ બ્રહ્મધ્યાન વા નિદિધ્યાસન કરી બ્રહ્મનો અપરોક્ષબોધ પ્રાપ્ત કરી શાશ્વતી શાન્તિ ને શાશ્વત સુખને અભેદભાવે પામે છે.

બ્રહ્મવિત્ વા બ્રહ્મવિદ્વર અજ્ઞાનીઓની પેઠે જીવભાવે જીવતા નથી, પણ અન્ય જિજ્ઞાસુઓ આદિના પ્રારબ્ધકર્મવડે વા પોતાના અવશેષ પ્રારબ્ધકર્મવડે બ્રહ્મભાવે જીવતા પ્રતીત થાય છે. તેમને નામરૂપક્રિયાત્મક જગત્ સ્વપ્નના જગત્જેવું મિથ્યા એટલે પોતાના હૃદયમાં બાધ પામીને રહેલી વાસનાઓના બ્રહ્મમાં પડેલા પ્રતિબિંબરૂપે પ્રતીત થાય છે. અજ્ઞાનીઓને પ્રતીત થતા પ્રાણિપદાર્થોમાંથી તેમને અનુકૂલ જણાતા પ્રાણિપદાર્થોમાં આરૂઢ રાગ, ને તેમને પ્રતિકૂલ જણાતા પ્રાણિપદાર્થોમાં આરૂઢ દ્વેષ ઉપજે છે, પણ તત્ત્વજ્ઞોને અનુકૂલ-પ્રતિકૂલ મનાતા પ્રાણિપદાર્થોમાં આરૂઢ રાગદ્વેષ ઉત્પન્ન થતા નથી. તેમનું અંતઃકરણ અખંડાનંદનો અનુભવ કર્યા કરે છે.

પરમતત્ત્વરૂપ બ્રહ્મના દૃઢ સાક્ષાત્કારવાળા મહાપુરુષના શરીરનો જ્યારે પાત થવાનો હોય છે ત્યારે તેમની ઇંદ્રિયોનો બાહ્યવેગ શાંત થઇ તે ઇંદ્રિયો અંતર્મુખ થાય છે, ને તેઓ હૃદયમાં આવી અંતઃકરણમાં મળે છે. તે વેલા અંતઃકરણનો બાહ્યવેગ શાંત થઇ તે પણ હૃદયમાં આવેલું હોય છે. પછી તે અંતઃકરણ પ્રાણમાં અભેદ પામે છે. પશ્ચાત્ પ્રાણ પોતાનો બાહ્યવેગ શાંત કરી વ્યષ્ટિ અવિદ્યામાં લીન થાય છે. આ વેલા શરીરમાં રુધિરનું ફરવું શાંત થઇ ગયું હોય છે. વ્યષ્ટિ અવિદ્યા વા અવિદ્યાનો અંશ અભિમાનીને અભાવે સમષ્ટિ અવિદ્યામાં ભળી જાય છે, અને ચિદાભાસ ઉપાધિને અભાવે અદર્શનભાવને પામી પોતાના મૂલસ્વરૂપે એટલે પરમાનંદસ્વભાવવાળા બ્રહ્મરૂપે સ્થિર થાય છે. તેમના ચિત્તમાંથી વિષયવાસનાઓનો નિઃશેષ નાશ થવાથી ને સંસ્કારો દાહ પામી જવાથી પછી તેમને આ લોક કે પરલોકમાં તુરત કે કાલાંતરે અન્ય શરીર ધારણ કરવું પડતું નથી. જેઓ આવી મુક્તિ પામેલાને કાલાંતરે પુનર્જન્મ થાય છે એમ કહે છે તેઓ કારણનો નિઃશેષ નાશ થયા છતાં પણ કારણવિના કાર્યની ઉત્પત્તિ થઇ શકે છે એમ કહેનારા છે. જેઓ નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પરિપાલન કરીને, નિર્દોષ સત્યભાષણનું દીર્ઘકાલ અનુષ્ઠાન કરીને, અશ્વમેધયજ્ઞ કરીને, વા પંચાગ્નિનું ઉપાસન કરીને માત્ર ત્યાંના ઉત્તમ ભોગો ભોગવવા સત્યલોકમાં—બ્રહ્મભુવનમાં—ગયા હોય છે તેઓ ચાલતા કલ્પની સમાપ્તિસુધી ત્યાં રહી ત્યાંનાં બહુશ્રેષ્ઠ સુખોનો અનુભવ કરે છે, અને બીજા કલ્પના પ્રારંભમાં તેઓ પુનઃ આ લોકમાં આવે છે. "**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ॥**" (હે અર્જુન ! બ્રહ્મલોકસુધીના—સત્યલોકસુધીના—લોકો પુનરાવૃત્તિવાળા છે, ) આ ભગવદ્ગીતાના વાક્યનો ભાવ પણ એજ છે. જેઓ કોઇ પણ પ્રકારની અહંગ્રહોપાસના કરીને બ્રહ્મલોકમાં ગયા હોય છે તેઓને ત્યાં પરમતત્ત્વનું જ્ઞાન થાય છે, ને જ્યારે તે લોકના અધિષ્ઠાતા બ્રહ્માને વિદેહકૈવલ્ય થાય છે ત્યારે તે સર્વ ઉપાસકો જેઓ ત્યાં ગયા પછી જ્ઞાની થયા

છે તે સર્વને પણ વિદેહકૈવલ્ય થાય છે. " **न च पुनरावर्तते ॥** " ( તે પુનરાવૃત્તિ પામતા નથી, ) આ શ્રુતિ પણ એવા મહાપુરુષોને પુનર્જન્મ થતો નથી એમ પ્રતિપાદન કરે છે.

પોતાના પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે જ્ઞાનીની પેઠે અજ્ઞાનીનું શરીર પણ પડે છે. ઉપર કહ્યા પ્રમાણે જ્ઞાનીને પુનર્જન્મના હેતુભૂત વિષયવાસના ન હોવાથી મૃત્યુપછી તેમનું સ્થૂલશરીર પંચીકૃત પાંચ ભૂતોમાં મળે છે, તેમનું સૂક્ષ્મશરીર અપંચીકૃત પાંચ ભૂતોમાં મળે છે, ને વ્યષ્ટિ અવિદ્યા વા તેમનું કારણશરીર સમષ્ટિ અવિદ્યામાં ભળી જાય છે, ને તેમનો આત્મા બ્રહ્મરૂપે વિરાજે છે. અજ્ઞાનાના ચિત્તમાં વિષયવાસના રહી છે, તેથી તે મોક્ષને પામતો નથી. ક્રમમોક્ષને પામનારા ઉપાસકો સત્યલોકમાં ગયા પછી આગળ કહેલી રીતે વિદેહકૈવલ્યને પામે છે. જેઓ માત્ર સત્યલોકના ભોગ ભોગવવા ત્યાં ગયા હોય છે તેમના સૂક્ષ્મશરીરનો બાધ થયો નથી, તેથી તેઓ પોતાની વાસનાના ઉદયાનુસાર ત્યાંથી પાછા આ લોકમાં અવશેષ સંસ્કારોમાંના ઉદય પામેલા સંસ્કારોના ફલભોગમાટે આવે છે. મરણપછી જેઓ પોતાના કર્માનુસાર અંતરિક્ષલોકમાં, સ્વર્ગલોકમાં, મહર્લોકમાં, જનલોકમાં કે તપોલોકમાં જાય છે તેઓ પોતાનાં કર્મોનું ફલ ભોગવી લીધા પછી પાછા અવશેષ બલવાન્ કર્મોનો ફલભોગ કરવા આ લોકમાં આવે છે. જેઓ મરણપછી પોતાના કર્માનુસાર મનુષ્ય, પશુ, પક્ષી, તિર્યક્, જલચર, કીટ કે પતંગાદિ થવાના હોય છે તેઓ પ્રથમ પિતાના શરીરથી સંબંધ પામી પછી માતાના શરીરસાથે સંબંધ પામી જન્મે છે. જ્યાંસુધી બ્રહ્મસ્વરૂપનું દૃઢ અપરોક્ષજ્ઞાન મનુષ્યને થતું નથી ત્યાંસુધી તેના જીવાત્માને ઉંચનીચ યોનિઓમાં ભમી ઘણું ઘણું દુઃખ સહન કરવું પડે છે, માટે પ્રત્યેક મનુષ્યે આ ભયંકર ભવભ્રમણમાંથી મોકળા થવા પોતાના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન મેળવવું જોઇએ.

**સમાપ્ત.**